# વિસનગર

અને

# વડોદરા રાજ્યની ટૂંક હકીકત.

લેખક

મહાસુખભાઇ ચુનીલાલ.

કાવ્યસરિતા, અનવરકાવ્ય અને કમનસીબ કુમારિકાના કર્તા.

વિસનગર.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૮૧. સન ૧૯૨૫.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત રૂ. ૧-૮-૦.

## આ પુસ્તક મળવાનું ઠેકાણું.

આ પુસ્તક નીચેના ઠેકાણેથી રોકડી કીમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશે. ટપાલ ખરચ જે પડશે તે વિશેષ લેવામાં આવશે. પુસ્તક મંગાવનારે પોતાનું સરનામું ચોક્કસ અને સ્વચ્છ અક્ષરે લખવા કૃપા કરવી—

મહાસુખભાઇ ચુનીલાલ.
મુકામ-વિસનગર. જીલ્લો-ગુજરાત.






PRINTED BY D. C. PARIKH at the "DIAMOND JUBILEE" PRINTING PRESS, SALAPOSE ROAD, *Ahmedabad.*

AND

Published by MAHASUKHBHAI CHUNILAL SHETH.
Late member of the Legislative Council. Baroda State.
(1915-23). Bazar, near Mandi, Visnagar (Gujarat).



શ્રીમત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેરબહાદુર
ફરઝંદે ખાસ–ઈ–દૌલતે ઈંગ્લીશીઆ.

જી. સી. એસ. આઈ. જી. સી. આઇ. ઇ. એલ. એલ. ડી.



વડોદરા રાજ્યના નાયબ દિવાન

**રા. બા. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ.**

બી. એ. એલએલ. બી.




**મુરબ્બી સ્નેહી રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ.**

**મુ. વડોદરા.**

આપ યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી લીધા પછી વડોદરા રાજ્યની સેવામાં જોડાઈ સરસુબા, રેવન્યુ કમીશનર, પોલીસ કમીશ્નર, ન્યાય-મંત્રી અને ચીફ જસ્ટીસના મોટા હોદ્દા ભોગવી હાલ નાયબ દિવાન તરીકે છો. આપે સરકારની સેવાના કામની સાથે, ગુજરાતીમાં રાજ્યના ચારે પ્રાંતના સર્વસંગ્રહ ગ્રંથો, ગુજરાતના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસો તથા અંગ્રેજીમાં સન ૧૯૧૧ની રાજ્યની વસ્તીગણત્રીનો મનન કરવા જેવો હેવાલ અને બરોડા સ્ટેટ ગેઝેટીઅરના બે અમુલ્ય ગ્રંથો જેમાંથી રાજ્યની અને પ્રજાની બાહ્ય અને અંતર પરિસ્થિતિનું સ્વા-ભાવિક રીતે ભાન થઈ આવે છે તેવાં ઉમદા પુસ્તકો રચી તે દ્વારાએ આપના લગભગ તમામ ખાતાના બહોળા અનુભવનો લાભ ઉભય રાજ્યસેવા અને પ્રજાસેવા કરનારને આપી તેવા ગ્રંથોની ખોટ ઘણા અંશે પૂરી પાડી છે; આવા આપના સ્તુત્ય કાર્યથી આકર્ષાઇ અને તે ગ્રંથોના વાંચનથી મને આ પુસ્તક લખવાનો વિચાર સ્ફુરાયમાન થવાથી આ પુસ્તક આપનેજ આભારી છે એમ સમજી આ પુસ્તક આપને અર્પણ કરૂં છું.

લી. આપનો સ્નેહાધીન

**મહાસુખભાઈ ચુનીલાલ.**

# સ્વદેશપ્રેમ અને રાજભક્તિ.

( મરાઠી સાખી. )

આ દુનિયામાં વિધવિધ રાજ્યો જુઓ દષ્ટિએ આવે
નિજ સત્તાએ હળી મળીને રાજ્યતંત્ર ચલાવે
વંદે ભૂમિને, કુદરતને એ ભાવે—વંદે ભૂમિને. ૧

સંતાનોમાં ભૂમિમાતનું કુદરત રક્ત ચલાવે,
નસે નસે એ લોહી વહે છે, શત્રુને કંપાવે,
દેશે પરદેશે જય જય નાદ ગજાવે—દેશે પરદેશે. ૨

સ્વદેશનું સૌ ચહે સ્વદેશી, એમ પ્રેમની રીતી,
શુદ્ધ પ્રેમ જ્યાં ઝળકી રહ્યો છે લેશ નહીં ત્યાં ભીતી,
એવી પ્રીતો છે, પ્રીતી લે સૌ જીતી—એવી પ્રીતી છે. ૩

અમે પ્રજા સૌ ભાગ્યશાળી કે પ્રજા દેશી રાજાની,
સ્વદેશી રાજા પ્રજા સ્વદેશી, સુગંધ ને સોનાની
મૈત્રી જામી છે, બાકી શું કહેવાની !—મૈત્રી જામી છે. ૪

આવી રીતે નૃપથી રૈયત સ્નેહે જ્યાં જોડાઇ,
શુદ્ધ સ્વદેશી વફાદારી ત્યાં સદા વસે છે સ્થાયી,
સાચી વાણી છે શુદ્ધ સ્વદેશી ભાઈ—સાચી વાણી છે. ૫

દેશક્લેશના દુઃખે દુઃખી, દેશસુખે જે રાજી,
પ્રજાજનોના કલ્યાણાર્થે નાયક નૃપ મહારાજ,
દીર્ઘાયુષ પામો મહાસુખ માગે ગાજી—દીર્ઘાયુષ પામો. ૬

# પ્રસ્તાવના.

ઘણી વખત એવું બને છે કે આપણે પરદેશની ઝીણામાં ઝીણી વાત કરી તેના ઉપર લાંબી ટીકા કરવાને શક્તિવાન થઇએ છીએ. કલકત્તા, મુંબાઇ, મદ્રાસ, દિલ્હી વીગેરેની તો શું પણ ઠેઠ ન્યુયૉર્ક, બર્લીન, લંડન અને પેરીસની સુધરાઇઓના આવક જાવકના આંકડા જણાવી ભાષણો કરીએ છીએ, ત્યાંની વસ્તીગણત્રીના આંકડા ઉપર વિવેચન કરી ચડતી પડતીનું મૂળ શોધી કાઢીએ છીએ, પરરાજ્યની ધારાસભા, કારોબારી મંડળ અને સ્થાનિક સ્વરાજ્યની સભાના ઠરાવો વર્તમાનપત્રોમાં રસપૂર્વક વાંચી તેના ઉપર ટીકાઓ કરીએ છીએ, બીજા રાજ્યોના રાજા રજવાડાની વાતો અને શહેર, ગામ, નદીઓ, તળાવોનાં વર્ણન કરી ઇતિહાસ અને ભૂગોળનું જ્ઞાન જણાવીએ છીએ, કેળવણી વેપાર ઉદ્યોગ અને ખેતીવાડી ઉપર વિવેચન કરી સામાજિક અને આર્થિક સ્થિતિ ઉપર અવલોકન કરીએ છીએ, એમ આખી દુનિયાની વાતો જાહેર રીતે સભામાં અને ખાનગી રીતે મિત્રમંડળમાં કરીએ છીએ; પરંતુ જ્યારે પોતાના ગામની, આસપાસની, અને રાજ્યની હકીકત પુછવામાં આવે છે ત્યારે ઘણાભાગે તે સંબંધી નકારમાંજ જવાબ મળે છે.

હિન્દુસ્થાનની મોટી ધારાસભામાં કે હિન્દી કૉંગ્રેસમાં જઈ મોટા પ્રશ્નો હાથમાં લઈ પોકારો કરવામાં આવે છે પણ પોતાના ગામના દુઃખની માહીતીજ હોતી નથી, પરદેશના દુઃખનિવારણનું ફંડ થાય તો બધા નાણાં ઉઘરાવવા નીકળે છે પણ પોતાના ગામનાં માણસો દુઃખમાં રીબાતાં હોય તેની પરવા હોતી નથી, પરદેશના સખ્ત કાયદાની બેડી તોડવા પ્રયત્ન થાય પણ પોતાના ગામના કાયદાથી લોકો ત્રાસ પામતા હોય તેની દરકાર હોતી નથી. આવી સ્થિતિ ઘણા સ્થળે

જોઇએ છીએ અને અનુભવીએ છીએ. અલબત આ પ્રમાણે પરરા-જ્યની હકીકતથી વાકેફગાર રહેવું અને પરરાજ્યના કામમાં આગળ પડતો ભાગ લેવો એ સારી વાત છે પરંતુ તે કામની સાથે જો પોતાના ગામની અને રાજ્યની પરિસ્થિતિનું જ્ઞાન અને તે તરફ ધ્યાન હોય તો તે કામ બમણું દીપી ઉઠે છે એટલુંજ નહીં પરંતુ પારકાનું અને પોતાનું કલ્યાણ કરી શકાય છે.

આવા પ્રકારના વાતાવરણમાં આપણને—વડોદરા રાજ્યની પ્રજાને જાણવાનું મળી શકે તે માટે નાયબદિવાન રા. બા. ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઇએ માહીતી આપનારાં પુસ્તકો બહાર પાડી સારો પ્રયત્ન કરેલો છે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

વડોદરા રાજ્યમાં તમામ ખાતાઓના વાર્ષિક હેવાલો કેટલાક અંગ્રેજી અને કેટલાક ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થાય છે. સંવત ૧૯૬૨ ની સાલથી જ્યારથી વડોદરા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની સ્થાપના થયેલી છે ત્યારથી પ્રજાજનોને અને તે સભાઓના સભાસદોને રાજ્યનાં ખાતાઓના હેવાલોની ઘણી આવશ્યકતા થઈ પડી છે તેથી તમામ હેવાલો ગુજરાતી ભાષામાંજ પ્રકટ થાય તેવી પ્રજાજનો તરફથી સરકારને ધારાસભા દ્વારાએ સૂચનાઓ પણ કરવામાં આવે છે અને કેટલાક અંશે સરકારે તેનો સ્વીકાર પણ કરેલો છે. આવા હેવાલો જુદા જુદા હોવાથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના સભાસદો અને પ્રજાસેવા કરનાર ગૃહસ્થો બધી માહીતી એક-માંથી મેળવી શક્તા નથી તેથી ઘણી બાબતો જાણ બહાર રહી જાય છે અને એક બીજા સાથે સરખાવવાનું બની શકતું નથી. આ મુશ્કેલી ધ્યાનમાં લઈ રા. બા. ગોવિંદભાઇએ ચારે પ્રાંતની માહીતી આપનારાં સર્વસંગ્રહના પ્રાંતવાર ચાર ગ્રંથો ગુજરાતીમાં બહાર પાડયા છે અને ગઈસાલમાં બરોડા સ્ટેટ ગેઝેટીઅરના બે મોટા ગ્રંથો અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યા છે. આ વાંચવાથી રાજ્યની તમામ હકીકત જાણવામાં

આવે છે; આ પ્રમાણે તેમણે રાજ્યસેવાની સાથે પ્રજાસેવા પણ કરેલી છે અને તેમાંથી શોધી શોધીને પ્રજાને પોતાનું જાણવા માટે પુરતાં સાધનો પ્રજા આગળ મુકેલાં છે એમ હું માનું છું.

એમના ગ્રંથો વાંચવાથી વિસનગર શહેરનું વૃત્તાંત લખવાનો વિચાર મને સ્ફુરી આવ્યો તેથી એમના ગ્રંથો, રાજ્યના અને રાજ્યના જુદા જુદા ખાતાના હેવાલો, વસ્તીગણત્રીનાં નિવેદન વીગેરે ઉપરથી વિસનગર સંબંધી જે જે મને મળી આવ્યું તેમાંથી રાજ્યસેવા અને પ્રજાસેવા કરનારને તથા ધારાસભામાં, સુધરાઇમાં, પંચાયતમાં અને વડોદરારાજ્ય પ્રજામંડળમાં જોડાઈ કામ કરનારને પોતાના હમેશના કામમાં જેટલું જેટલું ઉપયોગી થઈ પડે તેટલું ગ્રહણ કરી આ પુસ્તકમાં દાખલ કરેલું છે.

વિસનગરની અને તે સાથે વડોદરારાજ્યની ઉત્પત્તિનો ઇતિહાસ. વડોદરારાજ્ય અને તેની સ્થિતિ, કડીપ્રાંતની સામાન્ય હકીકત, વિસનગર મહાલ, વિસનગર કસ્બો અને તેની આસપાસનાં ગામો, સ્થળની માહીતી આપનાર કેટલાક નકશાઓ, વિસનગરની વીગતવાર વસ્તી, તેની ચડતી પડતી અને તેનાં કારણો, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, દેવાલયો અને સાર્વજનિક ખાતાંઓ, રાજ્યવ્યવસ્થા, વેપાર અને ખેતીવાડી, પ્રજાની પરિસ્થિતિ, હમેશાં યાદ રાખવા યોગ્ય કેટલાક કાયદાઓની કલમો, વીગેરે વીગેરે બાબતો આ " વિસનગર " પુસ્તકમાંથી વિસનગરની પ્રજા સ્વાભાવિક રીતે જાણવા માગે તેવી લગભગ તમામ બાબતોનો સમાવેશ કરેલો છે.

વળી વિસનગરના પ્રજાજનો પોતાનું શું છે અને પોતાની સ્થિતિ કેવી છે તે જાણી શકે, નવું જુનું સરખાવી શકે, બીજાઓ સાથે પોતાની તુલના કરી શકે, અને ભવિષ્યમાં સુધારો કરવા સાધન મળી શકે એવા ઉદ્દેશથી કોઈ કોઈ સ્થળે કોઈ કોઈ હકીકત ઉપર યોગ્ય સૂચનાઓ સાથે પ્રમાણિક વિવેચન પણ કરવામાં આવ્યાં છે.

વિસનગરની સવિસ્તર હકીકત સાથે વડોદરા રાજ્યની અને કડીપ્રાંતની સામાન્ય હકીકત અને સરકારી તથા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના આવક જાવક વીગેરેના આંકડા અને ખાતાઓના અભિપ્રાયો વીગેરે બાબતો આપેલી છે તેથી વિસનગરની પ્રજાની સેવા કરનાર બધી તરફથી વાકેફગાર રહી શકે અને સરકારને, સુધરાઇને, પંચાયતને અને તે સાથે મહાજનને અને મંડળોને દાખલા દલીલો સાથે યોગ્ય સુધારા સુચવી શકે.

આ પુસ્તક તૈયાર કરવા માહીતી મેળવવામાં વિસનગરના કેટલાક વયોવૃદ્ધ અને અનુભવી પુરૂષો અને મારા મિત્રોએ મને કીંમતી મદદ આપી છે તે માટે આ સ્થળે તેમનો ઉપકાર માનું છું.

પુસ્તકમાં દાખલ કરેલા આંકડા અને હકીકતમાં જો કાંઈ ભૂલ થયેલી હોય અગર કાંઈ સૂચના કરવા જેવી હોય તો તેવી હકીકત વાચકવર્ગ તરફથી મને જણાવવામાં આવશે તો હું તેમનો આભારી થઇશ અને બીજી આવૃત્તિમાં સુધારો વધારો કરવામાં આવશે.

**વિસનગર.**
સંવત ૧૯૮૧—રંગ પંચમી.

**મહાસુખભાઈ ચુનીલાલ.**



# અનુક્રમણિકા.

## પ્રકરણ ૩ જું.



### કડીપ્રાંત સંબંધી હકીકત—

### પ્રકરણ ૧૪ મું. ૨૪૯ થી ૨૭૭

**દેવસ્થાન અને ધર્માદા સંસ્થાઓ—**



### પ્રકરણ ૧૫ મું. ૨૭૮ થી ૨૯૩

**બીજી સંસ્થાઓ સંબંધી હકીકત—**



### પ્રકરણ ૧૬ મું. ૨૯૪ થી ૩૫૯

**યાદ રાખવા જેવા કેટલાક કાયદા—**

# નકશા.

આ પુસ્તકની સાથે સંબંધ ધરાવતા છ નકશા પુસ્તકના આરંભની પહેલાં આ સાથે મુકવામાં આવ્યા છે તેની વીગત—

૧ **ગુજરાતનો નકશો**—તેમાં વડોદરારાજ્યનો પ્રદેશ બીજાં રાજ્યો સાથે કેવો ગુંથાયેલો છે અને તેમાં વિસનગરનું સ્થાન કયે ઠેકાણે છે તે બતાવેલું છે. ( વાંચો પ્રકરણ પહેલું તથા બીજું પૃષ્ટ ૧ ).

૨ **કડીપ્રાંતનો નકશો**—તેમાં કડીપ્રાંતના બાર મહાલો તથા રેલ્વેના સંબંધ બતાવેલા છે. ( વાંચો પ્રકરણ ત્રીજું પૃષ્ટ ૫૮ )

૩ **વિસનગર મહાલનો નકશો**—તેમાં વિસનગર મહાલની સરહદ તથા તેનાં ગામો, નદી, રેલ્વે વીગેરે બતાવેલાં છે. ( વાંચો પ્રકરણ ચોથું પૃષ્ટ ૮૭ ).

૪ **વિસનગર કસ્બાનો નકશો**—તેમાં ગામઠાણ અને સીમનો પ્રદેશ તથા જળાશયો વીગેરે બતાવેલું છે. ( વાંચો પ્રકરણ પાંચમું પૃષ્ટ ૧૦૮ ).

૫ **વિસનગર શહેરનો નકશો**—તેમાં શહેરના મુખ્ય રસ્તાઓ તથા કેટલાંક મથકો બતાવ્યાં છે. (વાંચો પ્રકરણ પાંચમું પૃષ્ટ ૧૦૯).

૬ **દેળીઆ તળાવનો નકશો**—તેમાં તળાવની સરહદો, આરા, ઘાટ, બેટ, ગરનાળાં, દેવાલયો, પાણી આવવાના રસ્તા, વેસ્ટવેર વીગેરે બતાવેલું છે. ( વાંચો પ્રકરણ બારમું પૃષ્ટ ૨૧૨ ).


ગુજરાતમાં વડોદરા રાજ્યનો
નકશો.
કચ્છનું રણ
કચ્છ
વિસનગર
કડી પ્રાંત
ઓખામંડળ
વડોદરા
પ્રાંત
અમરેલી પ્રાંત
ખંભાતનો અખાત
નવસારી પ્રાંત
અરબી સમુદ્ર

# કડી પ્રાંતનો નકશો.

(બાર મહાલ અને રેલ્વે)

તારંગા હીલ
ખેડબ્રહ્મા
સિદ્ધપુર
પાટણ
ખેરાલુ
હારીજ
વિસનગર
ચાણસ્મા
વિજાપુર
મેહસાણા
કટોસણ
કલોલ
કડી
દેહગામ
વીરમગામ
અમદાવાદ

સ્કેલ – ૧ ઇંચે ૧૨ માઈલ.



# વિસનગર

## અને

## વડોદરા રાજ્યની ટૂંક હકીકત.

## પ્રકરણ ૧ લું.

### ગુજરાતના ઇતિહાસમાં વડોદરારાજ્ય અને વિસનગર.

ગુજરાતમાં આવેલા વડોદરા રાજ્યના કડીપ્રાંતમાં વિસનગર શહેર આવેલું હોવાથી ગુજરાતનો ઇતિહાસ ટુંકામાં આપવાથી ઇતિહાસમાં તેનું સ્થાન કયે ઠેકાણે અને કયા સમયમાં છે તેનો કાંઇક ખ્યાલ આવશે.

મૂળ સંસ્કૃત શબ્દ "ગુર્જરરાષ્ટ્ર" ઉપરથી અપભ્રંશ "ગુજરાત" શબ્દ થયેલો છે. ગુર્જરોએ આ દેશ વસાવેલો હોવાથી તેનું નામ ગુજરાત પડયું. તેઓ હિન્દુસ્થાનના વાયવ્ય ખુણા તરફથી પંજાબ અને મારવાડના રસ્તે ગુજરાતના પ્રદેશમાં ઉતરી આવી વસ્યા હતા. ગુપ્તવંશની પડતીના વખતમાં ગુર્જર સરદારો સ્વતંત્ર થયા અને રાજ્ય કરવા લાગ્યા. ઇસ્વીસનની પૂર્વે ત્રીજા ચોથા સૈકામાં કાઠીઆવાડમાં મૌર્યવંશના રાજાઓનું રાજ્ય હતું; સૌરાષ્ટ્રમાં અશોક તરફથી નીમાયેલો સુબો જુનાગઢમાં રહી રાજ્ય કરતો હતો; અશોક પછી સૌરાષ્ટ્ર અને ગુજરાત ગ્રીક બાકત્રીઅન રાજાઓના તાબામાં આવ્યાં. એ રાજાઓનું રાજ્ય સો વરસ રહ્યું.

ત્યારબાદ ઇંડોપાર્થીઅન વંશનું રાજ્ય થયું. તે વંશના રાજાઓ ગુજરાતમાં સુબાઓ મોકલતા, તે ક્ષત્રપ કહેવાતા; પાછળથી તેઓ

સ્વતંત્ર રાજાઓ થયા. તેમની રાજધાની માળવામાં હતી અને સુરત સુધી તેમણે સત્તા બેસાડી હતી, ત્રીજા ક્ષત્રપ રાજા રૂદ્રદામનનો એક અમલદાર ગુજરાત અને કાઠીઆવાડનો સુબો હતો.

ક્ષત્રપો પછી ગુપ્તવંશના રાજાઓ થયા. તેમની રાજધાની કનોજમાં હતી. સન ૨૫૭ માં એ વંશના રાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ભરૂચ સુધી આવી ગુજરાત અને કાઠીઆવાડ સર કર્યાં હતાં. ગુપ્તવંશના સેનાપતિ ભટ્ટાર્કે સન ૩૪૦ માં વલ્લભીપુર વસાવી વલ્લભી રાજ્યની સ્થાપના કરી હતી. વલ્લભીપુરનાં ખંડેરો કાઠીઆવાડમાં આવેલા વળા ગામ પાસે છે. સન ૬૧૪ સુધી ગુજરાત ઉપર વલ્લભીવંશના રાજાઓનો અમલ રહ્યો. એ વંશનો છેલ્લો રાજા શિલાદિત્ય હતો. તેની ઉપર સિથિઅન (હાલના કાઠી કહેવાય છે તે) લોકોએ ચડાઈ કરી તેનું રાજ્ય લઈ લીધું.

પછીથી વલ્લભીપુરમાંથી નાસી છુટેલા અગર એવા કોઇ રજપૂત સાહસિકે કચ્છના રણ પાસે રાધનપુર સંસ્થાનના તાબાનું પંચાસર ગામ છે ત્યાં પોતાની રાજધાની રાખી આસપાસના પ્રદેશ ઉપર પોતાનું રાજ્ય સ્થાપન કર્યું હતું. પંચાસરના આ રાજા ચાવડા વંશના હતા. સન ૬૯૬ માં જે રાજા હતો તેનું નામ જયશિખરી હતું.

આ વખતે કનોજ દેશના કલ્યાણી નગરમાં સોલંકી વંશનો ભૂવડ રાજા રાજ્ય કરતો હતો. જયશિખરીના રાજ્યની મોટાઇ અને કીર્તિ સાંભળી તેને જીતવા ભૂવડે તેના ઉપર ચડાઇ કરી. તેમાં જયશિખરી હાર્યો. આ વેળા જયશિખરીની રાણી રૂપસુંદરી સગર્ભા હોવાથી તેને તેના ભાઇ સુરપાળ જોડે વનમાં મોકલી દેવી પડી. તેને મુકીને પાછા આવતાં માર્ગમાં પંચાસર જીતાયાના અને જયશીખરીના મરણના માઠા સમાચાર જાણી સુરપાળ સોરઠના ડુંગરોમાં ગયો. વનમાં રાણી રૂપસુંદરીનું રક્ષણ કોઈ ભીલડીએ કર્યું. વૈશાખ સુદ પુનમે રાણીને કુંવર અવતર્યો. રાજપુત્રનો જન્મ વનમાં થવાથી તેનું નામ વનરાજ પાડવામાં આવ્યું. કુંવર ૬ માસનો થયો તે વારે

શીલગુણસુરી નામે જૈન યતિ ત્યાં આવ્યા. જયશિખરીની રાણી તથા કુંવર જાણી તે તેમને પોતાના ઉપાશ્રયે તેડી ગયા. અહીં વનરાજ ઉછર્યો. ઉમરલાયક થયો એટલે તે તેના મામા સુરપાળની મદદથી પંચાસરના સોલંકી રાજ્યકર્તાને ઘણો પજવવા લાગ્યો. છેવટે તેણે હાલ પાટણ શહેર છે ત્યાં પોતાની રાજ્યગાદી સન ૭૪૬ માં (સંવત ૮૦૨ ના ચૈત્ર વદ ૨) સ્થાપન કરી. અણુહીલ નામના ભરવાડે સંકટના સમયમાં વનરાજને મદદ કરી હતી તેથી તેના નામ ઉપરથી આ નવી રાજધાનીનું નામ અણહીલપુર આપવામાં આવ્યું.

પોતાનું તથા પોતાની માનું રક્ષણ શીલગુણસુરીએ કર્યું હતું તેની યાદગીરી માટે વનરાજે શીલગુણસુરી જે મૂર્તિની પૂજા કરતા હતા તે મૂર્તિ સાથે તેમને અણહીલપૂરમાં લાવી રાખ્યા અને ત્યાં એક જૈનદેવાલય બંધાવી તેમાં તે મૂર્તિની પ્રતિષ્ટા કરી તેનું નામ "પંચાસર પાર્શ્વનાથ" પાડ્યું. પ્રદક્ષિણા કરવાની ભમતીમાં પેસતાં તરતજ ડાબા હાથે રાજછત્ર સહિત વનરાજની મૂર્ત્ત પધરાવેલી છે. શ્રીદેવી નામે વાણીઅણે પરોણાચાકરી કરી હતી માટે વનરાજે તેના હાથે રાજ્યાભિષેક વેળા તિલક કરાવ્યું અને ચાંપા નામનો વાણીઓ જે વનવાસમાં તેનો કારભારી હતો તેને મંત્રીશ્વર નીમ્યો અને તેની પછવાડે ચાંપાનેર વસાવ્યું. વનરાજ ૬૦ વર્ષ રાજ્ય કરી ૧૧૦ વર્ષનું લાંબુ આયુષ ભોગવી સન ૮૦૬ માં મરણ પામ્યો.

તે પછી સન ૮૦૬ થી ૯૪૨ સુધી યોગરાજ, ક્ષેમરાજ, ભુવડ, વીરસિંહ, રત્નાદિત્ય, અને સામંતસિંહ એ પ્રમાણે રાજા થયા. સામંતસિંહને પુત્ર નહીં હોવાથી તેના ભાણેજ મૂળરાજ સોલંકીને તેણે દત્તક લીધો હતો. મૂળરાજ રાજ્યલોભથી પોતાના મામાને મારી સન ૯૪૨ માં ગાદીએ બેઠો. ત્યારથી ગુજરાતમાં સોલંકીવંશનું રાજ્ય થયું.

મૂળરાજ સોલંકીએ અણહીલપુરના રાજ્યની આણ ચોતરફ ફેરવી હતી. તે મોટો શિવભક્ત હતો. મૂળરાજે અહીં ઉત્તર તરફના પ્રદેશમાંથી વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી સિદ્ધપુર, શીહોર અને ખંભાત

વસાવ્યાં. સિદ્ધપુરમાં રૂદ્રમાળનું દહેરૂં બંધાવવાનું શરૂ કર્યું. તે પૂરૂં થતાં પહેલાં મૂળરાજ ૫૫ વર્ષ રાજ્ય કરી સન ૯૯૭ માં મરણ પામ્યો.

મૂળરાજ પછી સન ૯૯૭ થી ૧૦૭૨ સુધી ચામુંડ, વલ્લભસેન, દુર્લભસેન અને ભીમદેવ (પહેલો) એમ ચાર રાજા થયા. તેમના વખતમાં મહમદ ગીઝની સોમનાથ ઉપર ચડી આવ્યો હતો. વલ્લભ-સેન તથા ભીમદેવ તેની સાથે લડયા છતાં સન ૧૦૨૪ માં મહમદ ગીઝની સોમનાથનું દેરૂં તોડી જીત મેળવી પાછો ગયો. ત્યાર પછી ભીમદેવે આવી રાજ્ય સંભાળી લીધું.

આ વખતે અજમેરના રાજા **વિશલદેવ ચહુઆણે** બીજા રજપૂત રાજાઓની સાથે મળીને મુસલમાનોએ જીતેલા ભાગો પાછા મેળવી તેમને હિન્દુસ્થાનમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો, તેમાં ભીમદેવ (પહેલો) સામેલ થયો નહીં તેથી ભીમદેવને શિક્ષા કરવાની ખાતર વિશલદેવે ગુજરાત ઉપર ચડાઇ કરી. તેમાં ભીમદેવ હાર્યો અને વિશલદેવ રાજાએ જે સ્થળે લડાઈ કરી જય મેળવ્યો તે સ્થળે પોતાના નામથી **વિશલનગર** ( હાલ **વિસનગર,** વિશલનગરનો અપભ્રંશ થયેલો શબ્દ વિસનગર છે ) શહેર સન **૧૦૨૪ માં** વસાવ્યું. શહેર વસાવતી વખતે વાસ્તુ, યજ્ઞ, આદિ ક્રિયાઓ કરવા વડનગરથી નાગર બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા હતા; તેમના કામથી વિશલદેવ રાજા ઘણોજ સંતોષ પામ્યો, અને સારી દક્ષણા આપવાનું તેણે કહ્યું, પરંતુ નાગર બ્રાહ્મણોએ દક્ષણા લેવાની ના પાડી. પછી રાજાએ પાનના બીડામાં દક્ષણા આપી. આ પ્રમાણે દક્ષણા લેનારને વડન-ગરના બીજા નાગર બ્રાહ્મણોએ ન્યાતબહાર મુકી દીધા, તેથી તેઓ **વિસનગર**માં આવીને વસ્યા અને તે ત્યારથી વિસનગરા નાગર કહે-વાયા. આ પ્રમાણે **વિશલદેવ રાજાએ વિસનગર વસાવ્યું.** ગામની બાંધણી ઉપરથી જણાય છે કે વિસનગરનો કોટ પણ વિશ-લદેવના વખતમાં જ થયેલો હોવો જોઇએ. ઍરેબીઅન નાઇટ્સના પુસ્તકમાં "રાજપુત્ર અહમદ અને પરીબાનુ"ની વાર્તામાં પાટણઅને

**વિસનગરનું** વર્ણન આવે છે તે ઉપરથી અનુમાન થાય છે કે જે કાળમાં ઍરેબીઅન નાઇટ્સની રચના થઈ તે કાળમાં **વિસનગર** અસ્તિત્વમાં હોવું જોઇએ.

ભીમદેવના સમયમાં વિમળશા નામે મોટો ધનાઢ્ય શ્રાવક હતો તેણે આબુ ઉપર દેલવાડામાં જગપ્રસિદ્ધ સુંદર કોતરણીવાળાં ભવ્ય નેમનાથ અને ઋષભદેવનાં જૈનદેવાલયો બંધાવ્યાં. વળી આરાસુર ઉપર કુંભારીઆમાં નેમનાથ વીગેરેનાં પણ મોટાં જૈનદેવાલયો બંધાવ્યાં.

ભીમદેવ (પહેલા) પછી સન ૧૦૭૨ માં કરણ ગાદીએ આવ્યો; તેણે મોઢેરાનું દેવળ, અને કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું. તેની રાણી મિનળદેવીએ ધોળકાનું મલાવ તળાવ અને વિરમગામનું મુનસર તળાવ બંધાવ્યાં.

કરણ પછી તેનો પ્રતાપી પુત્ર સિદ્ધરાજ જયસિંહ સન ૧૦૯૪ માં ગાદીએ આવ્યો. સિદ્ધપુરનું મૂલ નામ શ્રીસ્થળ હતું પણ સિદ્ધરાજે તેનો પુનરૂદ્ધાર કર્યો ત્યારથી તે સિદ્ધપુર કહેવાયું. સિદ્ધરાજે પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું તથા મૂળરાજે સિદ્ધપુરમાં શરૂ કરેલો રૂદ્રમાળ સિદ્ધરાજે પૂરો કર્યો.

પોતાની પાછળ કુમારપાળ ગાદીએ ન બેસે એવી સિદ્ધરાજની ઇચ્છા હોવાથી તેણે તેને પકડવાનો પ્રયત્ન કર્યો. આથી પરદેશોમાં નાસી ભટકવામાં કુમારપાળને બહુ આપદા વેઠવી પડી. આવા કષ્ટના વખતમાં કુમારપાળને હેમચંદ્રાચાર્ય જૈનગુરૂ મળી આવ્યા. તેમની ગુપ્ત સહાય અને બનેવીની મદદ મળવાથી સિદ્ધરાજના મરણ પછી કુમારપાળને ૫૦ વરસની ઉમરે સન ૧૧૪૩ માં ગાદી મળી શકી હતી.

કુમારપાળે હેમચંદ્રાચાર્યના ઉપદેશથી જૈનધર્મ અંગીકાર કરી પોતાના વખતમાં જૈનધર્મનો ઘણોજ ફેલાવો કર્યો હતો. પાટણ, ખંભાત, તારંગાજીના ડુંગર વીગેરે ઘણા સ્થળે જૈનધર્મનાં દહેરાં બંધાવ્યાં હતાં, અને જૈનધર્મની પ્રતિષ્ઠા હિન્દુસ્થાનમાં ઘણીજ વધારી હતી. હુમલા કરનાર રાજાઓને પણ હઠાવી રાજ્યવિસ્તાર વધાર્યો

હતો. હેમચંદ્રાચાર્ય ૮૪ વર્ષની ઉમરે દેવગત થયા પછી થોડા માસે સન ૧૧૭૪ માં કુમારપાળ રાજાનો સ્વર્ગવાસ થયો.

તે પછી અજેપાળ અને બાળ મૂળરાજ ટુંક વખતમાં થયા, પછી ભોળો ભીમદેવ થયો, તે ૬૩ વર્ષ રાજ્ય કરી સન ૧૨૪૩ માં મરણ પામ્યો. ભોળા ભીમદેવ પછી ત્રિભુવનપાળ રાજ્યાસને બેઠો પણ વાઘેલા વંશના ધોળકાના રાણા વિશલદેવે (વિસનગર વસાવનાર વિશલદેવ નહીં) તેને ઉઠાડી મુકયો અને ગુજરાતના સોલંકીવંશનો અંત આવ્યો, અને વાઘેલાવંશનું રાજ્ય થયું.

વાઘેલાવંશમાં વિશલદેવ પછી અર્જુનદેવ, અને સારંગદેવ થયા પછી છેલ્લો રાજા કરણઘહેલો સન ૧૨૭૯ માં ગાદી ઉપર આવ્યો. તેના પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરી ખુબસુરત હોવાથી કરણ તેના ઉપર મોહીત થયો અને તેણે દગાથી રૂપસુંદરીનું હરણ કર્યું. પોતાનું વેર લેવા માધવ દીલ્હી ગયો, અને દીલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીને ઉશ્કેરી ગુજરાત જીતી લેવા લલચાવ્યો. અલાઉદ્દીને પોતાના ભાઈ અલફખાનને સન ૧૨૯૭ માં ગુજરાત ઉપર ચડાઇ કરવાને મોકલ્યો. તેમાં કરણની હાર થઈ અને પોતાની વહાલી કુંવરી દેવળદેવીને લઇને ડુંગરોમાં નાસી ગયો. ગુજરાત પાયમાલ થયું. રાણી મુસલમાનોના હાથમાં પકડાઇ, તેને દીલ્હી મોકલવામાં આવી અને અલાઉદ્દીને તેની સાથે લગ્ન કર્યું. મુસલમાનોએ ગુજરાતને લુંટી નાખી, રૈયતને પાયમાલ કરી, મંદીરો તોડી નાખી મસીદો બંધાવી. કરણની પાછળ પડેલા મુસલમાન લશ્કરે કરણને પાંચ છ વર્ષે શોધી કાઢ્યો. તેમની સામે પોતાનો બચાવ કરવા લડતાં કરણ સન ૧૩૦૪ માં મરાયો. તેની કુંવરી દેવળદેવીને મુસલમાનો બળાત્કારે દીલ્હી લઇ ગયા. તેને બાદશાહે પોતાના કુંવર સાથે પરણાવી દીધી. આ પ્રમાણે ગુજરાતમાંથી મુખ્ય રજપૂત રાજ્યનો અંત આવ્યો.

અલાઉદ્દીનની જીત પછી ગુજરાતમાં મુસલમાની રાજ્ય થયું. દીલ્હીના બાદશાહ પોતાના તરફથી સુબા મોકલી ગુજરાતનો રાજ્ય-

વહીવટ ચલાવતા તેમાં કેટલીક અવ્યવસ્થા થવાથી દીલ્હીની બાદશાહાઇ ખીલજી વંશમાંથી તઘલખ વંશમાં ગઈ.

મહમદ તઘલખના વખતમાં ગુજરાતમાં બંડ થયું. બંડખોરોને કડી આગળ હરાવ્યા. તે પછી ફિરોજ બાદશાહ થયો; તેણે સન ૧૩૯૧ માં જાફરખાનને ગુજરાતની સુબાગીરી આપી. જાફરખાન સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. તેણે સોમનાથનું દહેરૂં લુટયું અને સન ૧૪૦૩ માં દીલ્હીના બાદશાહની તાબેદારી છોડી દઇ પાટણમાં પોતાના પુત્ર તાતારખાનના નામથી ગુજરાતની સ્વતંત્ર બાદશાહાઈ સ્થાપન કરી. છોકરો થોડા વખતમાં મરણ પામ્યો એટલે પછી સન ૧૪૦૭ માં મુજફ્ફરશાહ નામ ધારણ કરી જાફરખાન પોતેજ ગુજરાતનો સુલતાન થયો. સન ૧૪૧૧ માં તેનું મરણ થવાથી તેના દીકરાનો દીકરો અહમદશાહ તેની ગાદીએ આવ્યો અને તેણે સન ૧૪૧૫ માં અહમદાબાદ (હાલ અમદાવાદ) વસાવી પાટણથી રાજધાની ત્યાં લાવ્યો. તેના વખતમાં ડર બતાવી રજપૂતોની કન્યા બળાત્કારે પરણવા લાગ્યા, અને રજપૂતોને વટલાવવામાં આવ્યા. તેમની એક જુદી ન્યાત થઇ અને તે મોલેસલામ (મૌલા ઇસ્લામ–ઇસ્લામી ધર્મ પાળનારા) કહેવાયા. કેટલાક રજપૂતો જે બળવાન હતા તે ન વટલાયા અને તે કરાડીઆ કહેવાયા. તે વખતમાં સિદ્ધપુર અને બીજા ઠેકાણે બ્રાહ્મણો અને વાણીઆઓને વટલાવવામાં આવ્યા હતા તે વહોરા કહેવાયા. ત્યાર બાદ ત્રણ બાદશાહ પછી સન ૧૪૫૯ માં મહમદ બેગ ગાદી ઉપર આવ્યો. તે બહુ પ્રખ્યાત અને ધર્માભિમાની હતો. જુનાગઢ અને ચાંપાનેર એ બે જબરા ગઢ તેણે જીત્યા અને દ્વારકાનાં વિશ્વવિખ્યાત્ જગતમંદિરનો તેણે નાશ કર્યો. દક્ષિણની સ્વારી વખતે નવસારીના પારસી હાકેમ પાસેથી ખંડણી લીધી હતી. મહમદ બેગનો છોકરો વારંવાર વડોદરામાં આવીને રહેતો હતો અને બસી પણ ત્યાં આવતો. તેણે એ શહેરનું નામ દૌલતાબાદ પાડયું હતું. મહેમદાવાદ તેણે વસાવ્યું હતું. ગુજરાતના બાદશાહોના

વખતમાં ગુજરાતની આવી સ્થિતિ બની રહી હતી.

ત્યારબાદ સન ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીતી લઈને ગુજરાતના સ્વતંત્ર મુસલમાની રાજ્યનો અંત આણ્યો, અને મુગલાઈ રાજ્યની શરૂઆત થઈ. મુગલ સુબાઓ ગુજરાતમાં રાજ્ય કરવા આવતા અને તેઓ ઘણી વખત પરસ્પર લડતા.

સત્તરમા સૈકામાં જે વખતે દીલ્હીની ગાદી ઉપર મુગલ બાદશાહ ઔરંગઝેબ ( સન ૧૬૫૮ થી ૧૭૦૭ ) રાજ્ય કરતો હતો તે વખતે દક્ષિણમાં મહારાજા શિવાજી ( સન ૧૬૬૪ થી ૧૬૮૦ ) ની મરાઠી રાજ્યસત્તાનો ઉદય થયો. શિવાજીએ ગુજરાત ઉપર ચડાઇ કરી સન ૧૬૬૪ તથા ૧૬૭૦માં સુરત શહેર લીધું અને પુષ્કળ પૈસો મેળવ્યો.

સન ૧૬૮૦ માં શિવાજીનું મરણ થયું તે પછી સન ૧૭૦૨માં મરાઠા સરદારોએ ફરી સુરત લુટયું. આ પ્રમાણે મરાઠાના હુમલા ચાલુ રહ્યા. શિવાજીના પૌત્ર શાહુ મહારાજા (સન ૧૭૦૮ થી ૧૭૪૮) ના સેનાપતિ ખંડેરાવ દાભાડેએ સન ૧૭૦૫ માં મુસલમાન લશ્કરને સખ્ત હાર આપી, અને સન ૧૭૧૨ માં દીલ્હીના બાદશાહનો ખજાનો લઇને મહમદ ઇબ્રાહીમ તબ્રેજી સુરતથી ઔરંગાબાદ જતો હતો તેના ઉપર દાભાડેએ છાપો માર્યો, અને બધો ખજાનો લુટી લીધો. નીઝામરાજ્ય સ્થાપનાર અસોફજા અને સૈયદસુબા આલમઅલ્લીખાન વચ્ચે બાલાપુર આગળ સન ૧૭૨૦ માં લડાઈ થઈ, તેમાં દાભાડેએ આલમ અલીખાનને મદદ કરી હતી અને લડાઈ વખતે દાભાડેના લશ્કરમાં દામાજીરાવ ગાયકવાડ હતા તેમણે સારી બહાદુરી બતાવી હતી તેથી દાભાડેએ શાહુ મહારાજા આગળ તેમનાં બહુ વખાણ કર્યા જેથી શાહુ મહારાજે દામાજીરાવ ગાયકવાડને **"સમશેર બહાદૂર"** નો ઈલકાબ આપ્યો, અને સેનાધિપતિથી ઉતરતા દરજ્જાની પણ પદવી આપી.

બાલાપુરની લડાઈ પછી થોડા વખતમાં ખંડેરાવ દાભાડે મરણ પામ્યા, અને ત્યાર પછી થોડી મુદતમાં દામાજીરાવ ગાયકવાડ ગુજરી

ગયા. ખંડેરાવ પછી સેનાપતિની જગા તેમના પુત્ર ત્ર્યંબકરાવને મળી અને દામાજીરાવ ગાયકવાડની જગા તેમના ભત્રિજા **પિલાજીરાવને મળી જે ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપક ગણાય છે.**

તે વખતે સોનગઢ મહેવાસી ભીલ લોકોના તાબામાં હતું, તેમની પાસેથી પિલાજીરાવે સન ૧૭૧૯ માં તેનો ડુંગર કબજે લઇ ત્યાં કીલ્લો બનાવ્યો, એજ ગાયકવાડ સરકારની ગાદીનું મૂળ સ્થાન છે. ત્યાર પછી **બાબી** પાસેથી વડોદરા જીતી લઇને **સન ૧૭૩૦ માં પિલાજીરાવે ગુજરાતમાં ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી.**

પિલાજીરાવના પુત્ર દામાજીરાવ અને બાજીરાવ પેશ્વા વચ્ચે લડાઈ થઈ, તેમાં પેશ્વાની હાર થઈ, ફરી ભીલપુર આગળ લડાઈ થઈ તેમાં ત્ર્યંબકરાવ દાભાડેનું મરણ થયું અને સન ૧૭૩૧ માં પેશ્વાની સત્તા મરાઠા ઉપર માત્ર નામનીજ રહી. આ લડાઇમાંથી પરવારી પેશ્વા સતારે ગયા પરંતુ લડાઈથી તેમને સામાવાળાની ભારે દેહશત જણાઇ તેથી તેમને શાંત પાડવાને મરનાર ત્ર્યંબકરાવ દાભાડેની જગા તેના બાળપુત્ર જસવંતરાયને આપી તેની માને તેની વાલી નીમી પિલાજીરાવ ગાયકવાડને તેનો મુતાલીક ઠરાવી "સમશેર બહાદૂર"ના ઇલકાબ ઉપરાંત "**સેના ખાસ ખેલ**"નો ઈલિકાબ પિલાજીરાવને વધારી આપી ગુજરાતનો તમામ વહીવટ બાળ સેનાપતિની વતી પિલાજીરાવને સોંપ્યો.

સન ૧૭૩૧ માં ગુજરાતના સુબા શેર બુલંદખાનને મરાઠા સાથે કરેલા કોલ કરાર દીલ્હીના બાદશાહને પસંદ નહીં પડવાથી તેની જગો ઉપર જોધપુરના મહારાજા અભયસિંહની નીમણુક કરી. તેણે આવી શેર બુલંદખાન સાથે લડાઈ કરી, તેને હરાવી અમદાવાદનો કબજો પોતાને સ્વાધીન લીધો અને વડોદરા જીતી લઈ કેટલાક કીલ્લા હાથ કરી વડોદરાનો અધિકાર **બાબી મહમદ બહાદૂરખાન (શેરખાન)**ને સોંપ્યા. આ વાતની પિલાજીરાવને ખબર પડતાંજ તેણે ચડાઇ કરી બાદશાહના કેટલાક મુખ્ય કીલ્લાઓ જીતી લીધા; આથી અભયસિંહે સન ૧૭૩૨ માં દગો કરી પિલાજીરાવના પ્રાણ લીધા; પણ તેની

મુરાદ બર ન આવી. કારણ કે પિલાજીરાવના પુત્ર **દામાજીરાવે સન ૧૭૩૪ માં શેરખાન બાબી પાસેથી વડોદરા લઇ લીધું, ત્યારથી આજ પર્યંત વડોદરા ગાયકવાડના તાબે છે.** દામાજીરાવે બાબી પાસેથી ગુજરાતનાં ઘણાં શહેરો સર કર્યા અને ગુજરાતના મુગલાઈ સુબા વીગેરેને પણ હંફાવ્યા; અને મુગલ રાજ્યની પડતીની શરૂઆત થઈ.

એ અરસામાં કેટલાક મુસલમાન ઉમરાવો પોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા લાગ્યા. આ પૈકી **કમાલુદ્દીન બાબીએ** અમદાવાદનો કબજો લીધો પણ ગાયકવાડ અને પેશ્વા એકત્ર થઇને બાબીઓના બળને એવું દબાવ્યું કે બાબીઓને માત્ર પાટણ, **વિસનગર** અને વિજાપુરનો કબજો રાખી અમદાવાદ પાછું સોંપવાની ફરજ પડી. હવે પેશ્વાની હરીફાઈ નહીં રહેવાથી દામાજીરાવને ગુજરાતમાં પોતાનું રાજ્ય વધારવા સારી તક મળી. અમદાવાદથી **કમાલુદ્દીન** ( બીજા )નું પાટણ આવવું થયું ત્યાં તેમનું સન ૧૭૬૩ માં મરણ થયું. તેમની કબર–દરગાહ–હજુ પાટણમાં ભદ્રમાં છે.

દામાજીરાવે બાબીઓ ઉપર **વિસનગર** આગળ ચડાઈ કરી. આ વખતે કમાલુદ્દીનની જગાએ તેમના ભાઇ **જોરાવરખાન** હતા અને તેમની સાથે ગ્યાસુદ્દીન અને નજુમીયાં નામના તેમના ભત્રિજા હતા. **વિસનગરનો** બચાવ કરતી વખતે **જોરાવરખાનને** ગોળી વાગવાથી તે મરણ પામ્યા. તેમની કબર–દરગાહ–હજુ **વિસનગરમાં દેળીઆ તળાવના** આરા ઉપર છે. તેને ઉંચો આરો અથવા જોરાવરખાનનો આરો કહેવામાં આવે છે.

જોરાવરખાન મરણ પામ્યા તો પણ તેમના ભત્રિજાએ વીસ મહીના સુધી મરાઠાના હુમલા સામે પોતાનો બચાવ કર્યો. **વિસનગરમા દીપરાના દરવાજા** તરફ તેમના ઝનાનાનાં મકાનો હોવાથી સે દરવાજાને **બીબીપુરનો** દરવાજો પણ કહેવામાં આવે છે " બીબીપુર " શબ્દનો અપભ્રંશ " દીપરૂ " થયેલો છે. તે દરવાજાની અને

કડા દરવાજાની બહાર લશ્કરને રહેવાનાં મકાનો હોવાથી ઘણાં ખંડેરોનાં નિશાન હાલ મળી આવે છે.

મરાઠાના હુમલા ચાલુ રહેવાથી અને પોતાની પાસે મોટું લશ્કર નહીં હોવાથી ભત્રિજાએ થોડાક સ્વારો અને કાંકરેજના કોળી લોકોની મોટી સંખ્યા એકઠી કરી **વિસનગરના** કીલ્લામાં રહી પોતાનો બચાવ સારી રીતે કરી રહ્યા હતા, પણ અંદર અંદરના કજીઆ અને કુસંપના લીધે પોતાના લશ્કરે બળવો ઉઠાવ્યો. બાબીઓ સમજી ગયા કે હવે અંદરના કુસંપ અને કજીઆને લીધે ગાયકવાડ આગળ ચાલશે નહીં તેથી તે શરણે થયા. દામાજીરાવે ઉદારતાથી બાબીઓને પોતાની માલમીલકત પાટણ તેમજ **વિસનગર** વીગેરેમાંથી લઇ જવા દીધી અને માત્ર સમી રાધનપુર અને પાસેનાં ત્રણ ચાર ગામ તેમને કબજે રાખી બાકીના ગામોનો કબજો લઈ લીધો.

આ પ્રમાણે સન ૧૭૬૬ માં પાટણ, **વિસનગર**, વિજાપુર, વડનગર તથા કડીપ્રાંતનો ઘણો ભાગ ગાયકવાડના તાબે થયો.

આ પ્રમાણે કડીપ્રાંતનો ભાગ મેળવી દામાજીરાવ સન ૧૭૬૬ માં મરણ પામ્યા. તેમના મરણ પછી તેમના બીજા પુત્ર ગોવિંદરાવે પેશ્વાને નજરાણું આપી પોતાનું નામ દાખલ કરાવ્યું, અને મોટાભાઇ સયાજીરાવ (પહેલા)નો હક ડુબાવ્યો. પાછળથી પેશ્વાએ ગાયકવાડી રાજ્યનું બળ કમી કરવાના હેતુથી ગોવિંદરાવનો હક રદ કરી સયાજીરાવનો હક કાયમ રાખ્યો અને તેમના મુતાલિક તરીકે ફત્તેહસિંહરાવને નીમ્યા. આથી બંને ભાઇઓ વચ્ચે વેર બંધાયું.

પેશ્વાનું ઉપરીપણું સ્વીકારવાથી ફત્તેહસિંહરાવને સન ૧૭૭૮માં વડોદરા રાજ્યનો કબજો મળ્યો. તેમના વખતમાં પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચે લડાઈ થઈ તેમાં ફત્તેહસિંહરાવે અંગ્રેજોને સારી મદદ કરી હતી. સન ૧૭૮૯ માં ફત્તેહસિંહરાવ સીડીએથી ઉતરતાં મરણ પામ્યા. તે પછી સઘળો રાજ્યકારભાર તેમના ભાઇ માનાજીરાવના હાથમાં આવ્યો. તેમણે સયાજીરાવ (પહેલા)ને ફરી ગાદી ઉપર બેસાડી

તેના નામથી વહીવટ કરવા માંડયો. થોડા વખતમાં સયાજીરાવ અને માનાજીરાવ મરણ પામ્યા તેથી સન ૧૭૯૩ માં ગોવિંદરાવ ગાદીએ બેઠા.

ગોવિંદરાવના વખતમાં શેલુકર નામે પેશ્વાનો સુબેદાર અમદાવાદમાં આવ્યો તેણે ઘણો કેર વર્તાવ્યો. તેથી ગોવિંદરાવે સન ૧૮૦૦ માં અમદાવાદમાંથી શેલુકરને પકડી પેશ્વાની સત્તા ઉઠાડી અને ગુજરાતમાં પેશ્વાનો ભાગ ઇજારે રાખ્યો. સન ૧૮૦૦ માં ગોવિંદરાવ મરણ પામ્યા તે પછી તેમના મોટા પુત્ર આનંદરાવ ગાદીએ બેઠા.

આનંદરાવ નબળા મનના અને અફીણના વ્યસની હોવાથી બધો રાજ્યવહીવટ તેમનો દિવાન રાવજી કરતો હતો. ગોવિંદરાવના પુત્ર કાનોજીરાવના ઉપર બહુ જુલમ થાય છે તેમાંથી તેમને છોડાવવા માટે તથા આનંદરાવ ઉપર રાવજીની સત્તા ઘણી છે તે દૂર કરવા આનંદરાવનો પીતરાઇ કડીનો મલ્હારરાવ બહાર પડયો. રાવજીથી બધા કંટાળ્યા હતા. ફત્તેહસિંહની કન્યા ગજરાબાઇ અને ગોવિંદરાવનો પુત્ર મુકુંદરાવ મલ્હારરાવ સાથે મળી ગયાં. મલ્હારરાવે લશ્કર ભેગું કરી ખુલ્લી રીતે બંડ જગાવ્યું. એણે જાહેર કર્યું કે રાવજીએ જુલમી કામો કર્યા છે, ગાયકવાડના કુટુંબના માણસોને હેરાન કર્યા છે અને કાનોજીરાવના હકકો છીનવી લીધા છે તે બધાને ન્યાય આપવા હું બહાર પડયો છું. મલ્હારરાવે સન ૧૮૦૧ માં **વિસનગર** અને વિજાપુર લીધાં. ( **વિસનગરનો** કબજો લેતાં જે દરવાજેથી દાખલ થયા તેનું નામ "**ફત્તેહ દરવાજો**" રાખવામાં આવ્યું એમ કહેવાય છે.) તે દરવાજો હજુ કાયમ છે અને તેજ નામથી ઓળખાય છે. રાવજી આ સ્થિતિ જોઇ ઘણોજ મુંઝાયો. આ તકરારનો નીવેડો લાવવા માટે બંને તરફથી અંગ્રેજોની મદદ માટે માગણી થઇ. બંને પક્ષે કહ્યું કે ચોરાશી પરગણું તથા સુરતની ચોથ આપવા અમે ખુશી છીએ. ગજરાબાઇએ વળી ચીખલી આપવાની પણ ઇચ્છા બતાવી. મુંબઇના ગવર્નર ડંકને લાંબો વિચાર કરી કોઇનો પક્ષ ન લેતાં મેજર વૉકરને વડોદરે જઇ તપાસ કર્યા બાદ

જે વ્યાજબી લાગે તે કરવા ફરમાવ્યું. કંઇ ટંટો ફીસાદ થવા ન પામે તે માટે તેની સાથે બે હજાર માણસનું લશ્કર મોકલ્યું. મેજર વૉકર તા. ૨૯–૧–૧૮૦૨ ના રોજ વડોદરે પહોંચ્યો અને તેણે આનંદરાવની મુલાકાત લીધી. તપાસ કરતાં તેને જણાયું કે મલ્હારરાવે કેવળ પોતાના સ્વાર્થ માટે બંડ ઉઠાવ્યું છે. **વિસનગર** અને વિજાપુર પચાવી પડયો છે તે આપતો નથી તેથી વચ્ચે પડવાની વાત પડતી મુકી અને મુંબઇથી વધુ લશ્કર આવતાંજ તેણે બાબાજીની સાથે જઈ કડી ઉપર ચડાઇ કરી. પ્રથમ તો અંગ્રેજોને પાછા હઠવું પડયું પણ આખરે મલ્હારરાવ હાર્યો અને તેનો બધો મુલક લઇ લેવામાં આવ્યો. અને તે વડોદરા રાજ્યની સાથે જોડી દેવામાં આવ્યો. મલ્હારરાવને નિમણુક બાંધી આપી નડીઆદમાં રાખ્યો પણ ત્યાંથી નાસી કાઠીઆવાડમાં જઈ ઠાકોરોને ભંભેરી સન ૧૮૦૩ માં બંડ કરાવ્યું. ગાયકવાડ સરકાર તરફથી મુલકગીરી કરવાને જે ફોજ કાઠીઆવાડ ગઇ હતી તેની સાથે ઝપાઝપી થઇ. ધારી આગળ લડાઈ થઈ તેમાં મલ્હારરાવ હાર્યો અને પાલીતાણાના ડુંગરોમાં ભરાયો, ત્યાં તે કેદ પકડાયો અને મરતાં સુધી અંગ્રેજોએ તેને મુબાઇમાં કેદ રાખ્યો હતો. તેના પરાભવથી ગાયકવાડ સરકારને પાંચ લાખ રૂપીઆના ઉત્પન્નનો મુલક મળ્યો.

ગાયકવાડ સરકારે કાઠિઆવાડનો ઘણો ખરો મુલક મેળવ્યો હતો તેની ખંડણીનો આંકડો નક્કી થયેલો નહીં હોવાથી દર સાલ ગમે તેટલો માગવામાં આવતો, મુલકગીરીની ફોજ વસુલ લેવા મોકલવામાં આવતી અને વસુલ લેતાં ઘણોજ જુલમ અને તોફાન થતાં. આથી તાલુકદારોએ અંગ્રેજ સરકારને મધ્યસ્થ તરીકે મદદ કરવા માગણી કરી. મેજર વૉકર આ તરફની હકીકતથી ઠીક વાકેફગાર હતો એટલે અંગ્રેજ સરકાર તરફથી આ કામ તેને સોંપાયું. તે સન ૧૮૦૭ માં લશ્કર સાથે કાઠીઆવાડમાં ગયો અને તેણે ખંડણીના આંકડા નક્કી કર્યા. આથી ગાયકવાડની ખંડણી આશરે ચાર લાખ રૂપીઆની થઇ.

મુંબઈના ગવર્નર ડંકનના હુકમ મુજબ મેજર વૉકરે વડોદરે આવી મલ્હારરાવનું બંડ શાંત પાડવામાં મદદ કરી હતી; એની જ મદદથી વડોદરામાં આરબોનું જોર કમી થઇ શક્યું હતું. આરબ લશ્કરનો પગાર બહુ ચઢી ગયો હતો તેથી રાજ્યની ઉપજ તેમની મરજી મુજબ તેઓ જોર જુલમથી વસુલ કરી લેતા, તીજોરીમાં પૈસા નહોતા. આ કારણોથી આનંદરાવે અંગ્રેજોને પોણા બાર લાખ રૂપીઆની આવકનો મુલક સાનમાં આપીને તેમની પાસેથી નાણાં લીધાં. આરબોએ જ્યારે ચડેલો પગાર લઇને જવાની ના પાડી ત્યારે અંગ્રેજોની મદદથી તેમને વડોદરાના કોટમાં ઘેરી લીધા. છેવટે તેઓ શરણે આવ્યા અને ચડેલો પગાર લઇ જવાને કબુલ થયા.

સહાયકારી લશ્કર ઉપર દેખરેખ રાખવા તથા અંગ્રેજી રાજ્યનું હીત જાળવવા મેજર વૉકરની પહેલા રેસીડન્ટ તરીકે નીમણુક થઈ. ત્યાર પછી સન ૧૮૦૫ માં ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે સંપ અને મૈત્રી વધારવાના હેતુથી નવું તહનામું થયું. સન ૧૮૧૮ માં અંગ્રેજોએ પેશ્વાનું રાજ જીતી લીધું તેથી તેનો અધિકાર અને ગુજરાતનાં પરગણાંની ખંડણી વીગેરે અંગ્રેજને મળ્યાં.

સન ૧૮૧૯ માં સયાજીરાવ ( બીજા ) ગાદીએ આવ્યા. તેના વખતમાં અંગ્રેજ સાથે ખટપટ થવા લાગી. સન ૧૮૨૮ માં દીવાન વેણીરામ આદીતરામે મહારાજાને એમ શીખવ્યું કે રેસીડન્ટનું કહ્યું માનવું નહીં. આથી તકરાર વધી અને સન ૧૮૩૮ માં હિન્દુસ્થાન સરકારે મહારાજાને પદભ્રષ્ટ કરવામાં આવશે એવી ધમકી પણ આપવામાં આવી હતી. પછી સમાધાન થયું. સયાજીરાવે સન ૧૮૪૦ માં સતીનો રીવાજ બંધ કર્યો અને સન ૧૮૪૭ માં તે મરણ પામ્યા.

સયાજીરાવ (બીજા)ના કૈલાસવાસ પછી તેમના વડીલપુત્ર ગણપતરાવ સન ૧૮૪૭ માં ગાદીએ આવ્યા. તેમના વખતમાં પણ તેમના દીવાન તાંબેકર અને રેસીડન્ટ ઔટ્રામ વચ્ચે અણબનાવ ચાલ્યો. રેસીડન્ટે સન ૧૮૫૧ માં વડોદરા ખટપટનો રીપોર્ટ બહાર

પાછી મુંબઇ સરકાર વિરૂદ્ધ ટીકા કરી હતી તેથી તેને રેસીડન્ટની જગ્યા ઉપરથી દૂર કરવામાં આવ્યો. રેસીડન્ટ ઑટ્રામે ઇંગ્લેંડ જઈ તકરાર કરી, તેમાં તે ફાવ્યો અને ફરી રેસીડન્ટ નીમાયો. ત્યાર પછી સન ૧૮૫૪ માં વડોદરા રાજ્યનો સંબંધ મુંબઇ સરકાર સાથે તોડી નાખી ગવર્નર જનરલ સાથે જોડયો. ગણુપતરાવે મુંબઇ પુના ખાનદેશ વીગેરે સ્થળોએ મુસાફરી કરી હતી. ડાકોરથી જાત્રા કરી પાછાં આવતાં મહી નદીના કીનારે સન ૧૮૫૬ માં મરણ પામ્યા. તેમના વખતમાં વડોદરા રાજ્યમાં રેલ્વે કરવાની અમુક સરતોએ બી. બી. એન્ડ. સી. આઇ રેલ્વે કંપનીને પરવાનગી આપવામાં આવી.

સન ૧૮૫૬ માં મહારાજા ખંડેરાવ ગાદી ઉપર આવ્યા. તેમના વખતમાં સન ૧૮૫૭માં અંગ્રેજ સરકારની સામે હિન્દુસ્થાનના ઘણા ભાગના લશ્કરી સીપાઇઓએ બળવો ઉઠાવ્યો હતો ત્યારે ખંડે-રાવ મહારાજાએ અંગ્રેજ સરકારને ઘણી મદદ કરી હતી. અંગ્રેજે બદલામાં ત્રણ લાખ રૂપીઆ જે દર વરસે રીસાલા ખરચ માટે અંગ્રેજને સયાજીરાવ (બીજા) ના વખતથી આપવા પડતા હતા તે હવેથી આપવા બંધ થયા અને બીજી ભેટો અંગ્રેજ તરફથી મળી. આ બંડ વખતે વાઘેરોએ બેટ તથા દ્વારકાં લુટયાં હતાં પરંતુ તેમને હરાવી નસાડી મુકવામાં આવ્યા હતા. ખંડેરાવ મહારાજાએ મકરપુ-રામાં રાજમહેલ બંધાવી ત્યાં પોતાનું રહેવાનું રાખ્યું હતું. તેમના વખતમાં સેટલમેન્ટ ખાતું ઉઘડ્યું, અને ન્યાયખાતું સુધારવામાં આવ્યું, રાજ્યના કાયદા સુવ્યવસ્થિત કર્યા. તેમને મરદાની રમતનો, શીકારનો અને લશ્કરનો સારો શોખ હતો. સન ૧૮૭૦ માં મકર-પુરામાં તે મરણ પામ્યા. સન ૧૮૬૦ માં વડોદરા સુધી રેલ્વે થઇ.

મહારાજા ખંડેરાવના દેવગત થયા પછી તેમના નાના ભાઇ મલ્હારરાવ ગાદીએ આવ્યા. સન ૧૮૭૧ માં રાજ્યનો પૂર્ણ અખ-ત્યાર તેમના હાથમાં આવ્યો. શરૂઆતમાં રાજ્યવ્યવસ્થા ઠીક ચાલી

પણ પછીથી તેમની ગેરવર્તણુકના લીધે રાજ્યમાં ત્રાસ વ્યાપી રહ્યો. રેસીડન્ટને ઝેર આપવાની કોશીષમાં તેમનો હાથ છે એવો મલ્હારરાવ ઉપર આરોપ આવ્યાથી દેશી ગૃહસ્થો અને અંગ્રેજ અમલદારોનું કમીશન નીમાઇ તે મારફત તપાસ ચાલી; તેમાં મલ્હારરાવ મહારાજા જોકે નિર્દોષ ઠર્યા તો પણ રાજ્ય વહીવટની ખામી લક્ષમાં લઇ રાજ્ય ચલાવવા લાયક નથી એમ ઠરાવ્યું, અને તા. ૧૯–૪–૧૮૭૫ ના રોજ મલ્હારરાવને રાજ્યકારભાર ઉપરથી દૂર કરવામાં આવ્યા, અને મદ્રાસમાં નજરકેદ રાખવામાં આવ્યા.

પછી ખંડેરાવ મહારાજનાં પત્ની મહારાણી જમનાબાઇની વિનંતીથી મહારાણી વિક્ટોરીઆએ ગાયકવાડ કુટુંબમાંથી યોગ્યવારસ પસંદ કરી તમામ ચાલતા હકો સાથે ગાદી આપવા જાહેરનામું બહાર પાડ્યું, તે અન્વયે **તા. ૨૭–૫–૧૮૭૫ ના રોજ શ્રીમંત સયાજીરાવ (ત્રીજા) મહારાજા રાજ્યાસન ઉપર બિરાજમાન થયા.** આ વખતે તેમની વય ૧૨ વરસની હતી. તેમનો જન્મ તા. ૧૧–૩–૧૮૬૩ સંવત ૧૯૧૯ના ફાગણ વદ ૬ ના રોજ ખાનદેશ જીલ્લામાં નાસીક પાસે કવલાના નામે એક ગામમાં થયો હતો. તેમનું મૂળ નામ ગોપાળરાવ છે. સન ૧૮૭૭ ના બેસતા વરસે અંગ્રેજ સરકાર તરફથી શ્રીમંત મહારાજાને "**ફરઝંદે ખાસ–ઇ–દૌલતે ઇંગ્લીશીઆ**"નો ઈલિકાબ મળ્યો.

યોગ્ય વયે પહોંચતાં તા. ૨૮–૧૨–૧૮૮૧ ના પ્રભાતે શ્રીમંત મહારાજાએ રાજ્યની લગામ હાથમાં લીધી. શ્રીમંત મહારાજા ગાદી ઉપર આવ્યા ત્યારથી લગભગ ૬ વર્ષ પર્યંત ઈંદોર સરકારની પરવાનગીથી સર ટી. માધવરાવને વડોદરાના દિવાન પદ ઉપર રાખી કામ લેવામાં આવ્યું. શ્રીમંત મહારાજા સયાજીરાવના વખતમાં નીચે પ્રમાણે દીવાન થયા છે—

દાદાભાઈ નવરોજી તા. ૪–૮–૧૮૭૪ થી તા. ૭–૧–૧૮૭૫ સુધી (શ્રીમંત મહારાજાના ગાદી ઉપર આવતા પહેલાં). શ્રીમંત ગાદી

ઉપર આવ્યા ત્યારથી રાજા સર ટી. માધવરાવ. કે. સી. એસ. આઇ. તા. ૧૦–૫–૧૮૭૫ થી ૨૮–૯–૧૮૮૨ સુધી. ખાન બહાદુર કાઝી શાહબુદ્દીન સી. આઇ. ઇ. ૨૯–૯–૧૮૮૨ થી ૩૧–૭–૧૮૮૬ સુધી. દીવાન બહાદુર લક્ષ્મણ જગન્નાથ વૈદ્ય ૧–૮–૧૮૮૬ થી ૩૦–૫–૧૮૯૦ સુધી. દીવાન બહાદુર મણીભાઈ જસભાઇ તા. ૩૧–૫–૧૮૯૦ થી ૨૧–૧૧–૧૮૯૫ સુધી. દીવાન બહાદુર એસ. શ્રીનીવાસ રાઘવ આયંગર સી. આઇ. ઇ. ૧૫–૭–૧૮૯૬ થી ૨–૧૦–૧૯૦૧ સુધી. દીવાન બહાદુર આર. વી. ધામણુસ્કર ૩–૧૦–૧૯૦૧ થી ૩૦–૬–૧૯૦૪ સુધી. કેરસાસ્પજી રૂસ્તમજી દાદાચાન્જી ૧–૭–૧૯૦૪ થી ૨૮–૨–૧૯૦૯ સુધી. રમેશચંદ્ર દત્ત. સી. આઇ. ઇ. આઈ. સી. એસ. ૧–૬–૧૯૦૯ થી ૩૦–૧૧–૧૯૦૯ સુધી. સી. એન. સીડન. આઇ. સી. એસ. તા. ૧–૧૨–૧૯૦૯ થી ૩–૧–૧૯૧૨ સુધી. બી. એલ. ગુપ્તા. સી. આઇ. ઇ. આઇ. સી. એસ. ૪–૧–૧૯૧૨ થી ૧૬–૩–૧૯૧૪ સુધી. વી. પી. માધવરાવ સી. આઈ. ઇ. ૧૭–૩–૧૯૧૪ થા ૭–૫–૧૯૧૬ સુધી.

એ રીતે ૧૨ દીવાન થઇ ગયા છે અને હાલ તા. ૯–૫–૧૯૧૬ થી સર મનુભાઈ નંદશંકર મ્હેતા કે. સી. એસ. આઇ. એમ. એ. એલએલ. બી. દીવાન તરીકે છે.

અંગ્રેજ સરકાર તરફથી શ્રીમંત મહારાજાને તા. ૩-૧૨–૧૮૮૭ ના રોજ જી. સી. એસ. આઈ.નો તથા તા. ૧–૧–૧૯૧૯ ના રોજ જી. સી. આઈ. ઇ.નો ઇલકાબ મળ્યો હતો. તા. ૨૮–૧૨–૧૯૦૬ ના રોજ રાજ્યકારભાર હાથ લીધે પચીસ વર્ષ પૂરાં થવાથી તા. ૫–૩–૧૯૦૭ સંવત ૧૯૬૩ ના ફાગણ વદ ૬ ને મંગળવારે પ્રભાતે તેમના જન્મ દિવસે ( સંવત મિતિ પ્રમાણે ) આખા રાજ્યમાં શ્રીમંત મહારાજાની સીલ્વર જ્યુબીલી ઉઝવવામાં આવી હતી.

શ્રીમંત મહારાજાની પ્રજા કલ્યાણની અભિલાષા પ્રમાણે દિવાન રમેશચંદ્રના વખતમાં (તે અમાત્યના હોદ્દા ઉપર હતા તે વખતમાં) રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની, ધારાસભાની અને બીજા

સુધારાઓની શરૂઆત થઈ, અને અંગ્રેજી રાજ્યના ધોરણે વડોદરા-રાજ્યબંધારણ થયેલું હોવાથી તે પ્રમાણે રાજ્યકારભાર ચાલે છે.

આ પ્રમાણે હાલ વિસનગરમાં શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદૂર ફરઝંદે-ખાસ-ઇ-દૌલતે ઇગ્લીશીયા. જી.સી.એસ.આઇ. જી.સી.આઈ.ઈ. એમનું રાજ્ય ચાલે છે.

શ્રીમંત મહારાજા સાહેબનું પ્રથમ લગ્ન મદ્રાસ ઇલાકાના તાંજોર વંશનાં કુંવરી શ્રીમતી ચીમનાબાઈ સાથે તા. ૬-૧-૧૮૮૦ ના રોજ થયું હતું. તે લગ્નથી શ્રીમંત મહારાજાને ત્યાં ગાદીવારસ યુવરાજ ફત્તેહસિંહરાવનો જન્મ તા. ૪-૮-૧૮૮૩ ના રોજ થયો હતો. દૈવયોગે ફત્તેહસિંહરાવ ભરયુવાન વયમાં સન ૧૯૦૮ માં એક પુત્ર ગાદીવારસ યુવરાજ પ્રતાપસિંહરાવ તથા બે પુત્રીઓ મુકી કૈલાસવાસી થયા. યુવરાજ પ્રતાપસિંહરાવનો જન્મ તા. ૨૯-૬-૧૯૦૮ ના રોજ થયો હતો.

મહારાણી શ્રી ચીમનાબાઇનો સ્વર્ગવાસ તા. ૭-૫-૧૮૮૫ ના રોજ થવાથી શ્રીમંત મહારાજાએ સન ૧૮૮૬ માં દેવાસ સ્ટેટના ઘાડગે કુટુંબનાં શ્રીમતી ચીમનાબાઇ સાથે બીજી વારનું લગ્ન કર્યું હતું. તે લગ્નથી શ્રીમંત મહારાજાને ત્યાં રાજકુમાર જયસિંહરાવનો જન્મ તા. ૧૨-૫-૧૮૮૮, રાજકુમાર શિવાજીરાવનો જન્મ તા. ૩૧-૮-૧૮૯૦, રાજકુંવરી ઇન્દિરારાજાનો જન્મ તા. ૧૯ ૨-૧૮૯૨ તથા રાજકુમાર ધૈર્યશીલરાવ ભાઉસાહેબનો જન્મ તા. ૩૧-૮-૧૮૯૩ના રોજ થયો હતો.

કર્મયોગે કૈલાસવાસી ફત્તેહસિંહરાવનાં વિધવા યુવરાજ્ઞી શ્રીમતી પદ્માવતીબાઇ તા. ૧૦-૧૧-૧૯૧૯ માં લાલબાગ પૅલેસમાં વડોદરામાં દેવગત થયાં, તે પછી બેજ અઠવાડીઆમાં તા. ૨૪-૧૧-૧૯૧૯ ના રોજ યુવાવસ્થામાં રાજકુમાર શિવાજીરાવ ચાર દિવસની ઇન્ફ્લ્યુએન્ઝાની બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા, રાજજમાઈ શ્રી કુચબિહારના મહારાજા સર જીતેન્દ્ર નારાયણ ભૂપ બહાદૂર કે. સી. એસ. આઇ. નો લંડનમાં તા. ૨૦-૧૨-૧૯૨૨ના રોજ સ્વર્ગવાસ થવાથી રાજકુંવરી ઇન્દિરારાજાને વૈધવ્ય પ્રાપ્ત થયું અને તા. ૨૭-૮-૧૯૨૩ ના રોજ રાજકુમાર

જયસિંહરાવનો યુવાન વયે યુરોપમાં ફ્લશીંગ ગામે કૈલાસવાસ થયો. આવી રીતે શ્રીમંત મહારાજાને ઉત્તર અવસ્થામાં હૃદય ઉપર કૌટુમ્બિક આફતના કારી ઘા પડવામાં બાકી રહી નથી. કર્મગતિ બળવાન છે.

હાલમાં શ્રીમંત મહારાજાની ઉમર ૬૨ વર્ષની થયેલી છે, સંધી-વાના દરદથી શરીરપ્રકૃતિ સાધારણ રહે છે. ગાદી વારસ યુવરાજ પ્રતાપ-સિંહરાવની ઉમર ૧૬ વરસની છે. તા. ૧૯–૩–૧૯૧૯ ના રોજ તેમનો ઉપવિતોત્સવ ઉજવવામાં આવ્યો હતો. પ્રભુ એઓશ્રીને અને રાજ્ય કુટુંબને દીર્ઘાયુષ અને સુખશાંતિ આપો અને ગાદી અમર તપો. તથાસ્તુ.

## વડોદરા રાજ્યના રાજ્યકર્ત્તાઓ.

| રાજાનાં નામ. | ક્યાંથી ક્યાં સુધી રાજ કર્યું. | કેટલાં વર્ષ. |
|---|---|---|
| ૧ પિલાજીરાવ. | સન ૧૭૨૧–૧૭૩૨ | ૧૧ |
| ૨ દામાજીરાવ. | ૧૭૩૨–૧૭૬૮ | ૩૬ |
| ૩ સયાજીરાવ (પહેલા) (ફત્તેહસિંહરાવ મુતાલિક) | ૧૭૬૮–૧૭૭૮ | ૧૦ |
| ૪ ફત્તેહસિંહરાવ. (મુતાલિક મટી રાજા થયા) | ૧૭૭૮–૧૭૮૯ | ૧૧ |
| ૫ સયાજીરાવ (પહેલા) (ફરીને રાજા થયા; માનાજીરાવ મુતાલિક) | ૧૭૮૯–૧૭૯૩ | ૪ |
| ૬ ગોવિંદરાવ. | ૧૭૯૩–૧૮૦૦ | ૭ |
| ૭ આનંદરાવ. | ૧૮૦૦–૧૮૧૯ | ૧૯ |
| ૮ સયાજીરાવ. (બીજા) | ૧૮૧૯–૧૮૪૭ | ૨૮ |
| ૯ ગણપતરાવ. | ૧૮૪૭–૧૮૫૬ | ૯ |
| ૧૦ ખંડેરાવ. | ૧૮૫૬–૧૮૭૦ | ૧૪ |
| ૧૧ મલ્હારરાવ. | ૧૮૭૦–૧૮૭૫ | ૫ |
| ૧૨ સયાજીરાવ (ત્રીજા) | ૧૮૭૫– ચાલુ છે. | |



# પ્રકરણુ ૨ જું.

## વડોદરારાજ્યનો વિસ્તાર, વસ્તી અને હકીકત.

વડોદરારાજ્યનું એકંદર ક્ષેત્રફળ ૮૧૨૭ ચોરસ માઇલનું છે અને સન ૧૯૨૧ ની વસ્તી ગણુત્રી પ્રમાણે તેની વસ્તી ૨૧૨૬૫૨૨ માણુસની છે. રાજ્યની કુલ ઉપજ આશરે સવાબે કરોડ રૂપીઆની છે અને ખરચ આશરે બે કરોડ રૂપીઆનું છે.

હિન્દુસ્થાનના મુંબઇ ઇલાકાના ગુજરાત પ્રદેશમાં જુદા જુદા ભાગમાં વડોદરા રાજ્યનો પ્રદેશ વહેંચાઇ ગયેલો છે. તેના મુખ્ય ચાર ભાગ પાડવામાં આવ્યા છે. ૧ કડીપ્રાંત, ૨ વડોદરાપ્રાંત, ૩ નવસારીપ્રાંત, અને ૪ અમરેલીપ્રાંત. હાલમાં અમરેલી પ્રાંતમાંથી ઓખામંડળનો ભાગ જુદો ગણી તેને ઓખામંડળ પ્રાંત નામ આપેલું છે.

કડીપ્રાંત ગુજરાતના ઉત્તરભાગમાં, વડોદરાપ્રાંત ગુજરાતના મધ્યભાગમાં, નવસારીપ્રાંત ગુજરાતના દક્ષિણ ભાગમાં અને અમરેલી પ્રાંત કાઠીઆવાડમાં, એમ ચારે પ્રાંતો એક બીજાથી જુદા અને બીજાં રાજ્યોના પ્રદેશો સાથે ફૂલગુંથણીની માફક ગુંથાઇ ગયેલા છે. માત્ર કડીપ્રાંત લગભગ આખો અને વડોદરાપ્રાંતનો ઘણો ભાગ એકજ જથે આવેલો છે.

હવાપાણી, આચાર વિચાર, રહેણીકરણી, જમીનના રસકસ, તાપ, તાઢ, વરસાદ, ધર્મ, ન્યાત વીગેરેમાં ચારે પ્રાંતો એક બીજાથી મળતા આવતા નથી પરંતુ પોતાની આસપાસ આવેલા પરરાજ્યની સાથે મળતા આવે છે. અમરેલીપ્રાંતનો ઓખામંડળનો ભાગ સૌથી નિરાળો છે. તે કાઠીઆવાડની છેક પશ્ચિમે અરબી સમુદ્ર ઉપર આવેલો છે.

**વસ્તી**—વડોદરારાજ્યમાં પહેલી વસ્તી ગણુત્રી તા. ૨૧–૨–૧૮૭૨ (સંવત ૧૯૨૮)ના રોજ કરવામાં આવી ત્યારથી સન ૧૯૨૧ ની છેલ્લી વસ્તી ગણુત્રી સુધી એટલેકે અરધા સૈકામાં પ્રાંતવાર વસ્તીમાં કેટલો વધારો ઘટાડો થયો તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

## વડોદરા રાજ્યની સન ૧૮૭૨ થી ૧૯૨૧ સુધી પ્રાંતવાર વસ્તીનું કોષ્ટક.

| પ્રાંત. | સન. ૧૮૭૨ (સંવત ૧૯૨૮) | સન. ૧૮૮૧ (સંવત ૧૯૩૭) | સન. ૧૮૯૧ (સંવત૧૯૪૭) | સન. ૧૯૦૧ (સંવત૧૯૫૭) | સન. ૧૯૧૧ (સંવત૧૯૬૭) | સન. ૧૯૨૧ (સંવત૧૯૭૭) |
|---|---|---|---|---|---|---|
| વડોદરા શહેર | ૧૧૬૨૭૪ | ૧૦૬૫૧૨ | ૧૧૬૪૨૦ | ૧૦૩૭૯૦ | ૯૯૩૪૫ | ૯૪૭૧૨ |
| વડોદરા પ્રાંત | ૬૩૧૧૬૩ | ૬૫૪૯૮૯ | ૭૦૦૬૦૩ | ૫૪૦૨૮૧ | ૫૮૭૫૫૫ | ૬૧૨૮૦૦ |
| કડી પ્રાંત | ૮૫૦૩૨૫ | ૯૮૮૪૮૭ | ૧૦૯૮૭૪૨ | ૮૩૪૭૪૪ | ૮૩૨૧૬૨ | ૯૦૦૫૭૮ |
| નવસારી પ્રાંત | ૨૪૧૨૫૫ | ૨૮૭૫૪૯ | ૩૧૯૪૪૩ | ૩૦૦૪૪૧ | ૩૩૫૪૬૭ | ૩૪૦૩૭૨ |
| અમરેલી પ્રાંત | ૧૩૯૪૨૮ | ૧૨૧૨૧૨ | ૧૫૩૨૮૩ | ૧૪૬૧૩૨ | ૧૫૨૮૭૧ | ૧૫૨૫૮૫ |
| ઓખામંડળ | ૧૯૧૫૩ | ૨૩૪૦૯ | ૨૬૯૦૫ | ૨૭૩૦૪ | ૨૫૩૯૮ | ૨૫૪૭૫ |
| કુલ. | ૧૯૯૭૫૯૮ | ૨૧૮૨૧૫૮ | ૨૪૧૫૩૯૬ | ૧૯૫૨૬૯૨ | ૨૦૩૨૭૯૮ | ૨૧૨૬૫૨૨ |

ઉપરના આંકડાઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે સંવત ૧૯૨૮ થી સંવત ૧૯૪૭ સુધીના બે દસકામાં બધા પ્રાંતોમાં વસ્તીનો સારો વધારો થયેલો છે. સંવત ૧૯૪૭ પછીના બે દસકામાં માત્ર નવસારી પ્રાંતમાંજ વસ્તીનો વધારો થયેલો છે. અમરેલી પ્રાંતમાં સરખી રહેલી છે, અને વડોદરાપ્રાંતમાં તથા નવસારીપ્રાંતમાં મોટો ઘટાડો થયેલો જણાય છે. તાવ, પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા અને કૉલેરા જેવા ભયંકર રોગોના ઉપરા ઉપરી હુમલાએ અને દુષ્કાળે ઘણી વસ્તીનો નાશ કરી મુક્યો હતો. છેલ્લા દસકામાં ઓછાવત્તા પ્રમાણમાં દરેક પ્રાંતમાં વસ્તીની વૃદ્ધિ થયેલી દૃષ્ટિગોચર થાય છે તેથી સંતોષ પામવા જેવું છે કે ચડતી પડતીના ધોરણે પાછી ચડતીની શરૂઆત થવા લાગી છે. અચાનક ફાટી નીકળતા મહામારીના ચેપી રોગોના લીધે વસ્તીના મરણ પ્રમાણનું ધોરણ નક્કી થઇ શકતું નથી. કુદરતની સત્તા આગળ મનુષ્યડહાપણ અને રાજ્યસત્તાને પાછું હઠવું પડે છે અને અનુમાનથી બાંધેલા સિદ્ધાંતો કોરે મુકવા પડે છે.

**ધર્મ પ્રમાણે વસ્તી**—આખા રાજ્યની ચારે પ્રાંતની વસ્તીની સંખ્યાનું પ્રમાણ, તેમજ ધર્મ પ્રમાણે ચારે પ્રાંતની વસ્તીનું પ્રમાણ એક બીજાથી મળતું આવતું નથી. વસ્તીપત્રકમાં ધર્મના ભેદ ઘણા નહીં રાખતાં હિન્દુ, જૈન, મુસલમાન, અનાર્ય, પારસી, ખ્રીસ્તી અને પરચુરણ એમ સાત ભેદ રાખેલા છે.

સન ૧૯૨૧ ની છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે ચારે પ્રાંતની વસ્તી ધર્મ પ્રમાણે નીચેના કોષ્ટકમાં બતાવી છે તે ઉપરથી કયા કયા પ્રાંતમાં કયા કયા ધર્મની કેટલી કેટલી વસ્તી રહેલી છે તે સમજાશે—

કોષ્ટકના આંકડા પછી તે ધર્મમાં કઇ કઇ જાતોનો સમાવેશ થાય છે તેનો ખુલાસો કરવામાં આવ્યો છે.

## રાજ્યમાં ધર્મ પ્રમાણે પ્રાંતવાર વસ્તીનું કોષ્ટક ( સન ૧૯૨૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે ).

| પ્રાંતનું નામ. | હિન્દુ. | જૈન. | મુસલમાન. | અનાર્ય. | પારસી. | ખ્રીસ્તી. | બીજાઓ. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|
| કડી | ૮૧૮૫૫૦ | ૨૬૬૭૧ | ૫૪૭૬૦ | ૨૬૩ | ૫૬ | ૧૮૭ | ૯૧ | ૯૦૦૫૭૮ |
| વડોદરા | ૬૦૭૫૧૩ | ૧૦૬૯૪ | ૬૬૧૩૬ | ૧૫૨૩૫ | ૬૯૮ | ૬૭૦૮ | ૫૨૮ | ૭૦૭૫૧૨ |
| નવસારી | ૧૬૦૨૬૩ | ૨૪૨૨ | ૨૨૮૧૯ | ૧૪૭૪૫૦ | ૬૭૬૧ | ૪૯૮ | ૧૫૯ | ૩૪૦૩૭૨ |
| અમરેલી | ૧૩૫૯૦૩ | ૩૩૪૪ | ૧૩૧૮૯ | ૧૨૯ | ૧૫ | ૧ | ૪ | ૧૫૨૫૮૫ |
| ઓખામંડળ | ૧૯૯૩૧ | ૯૨ | ૫૪૨૪ | ૦ | ૦ | ૨૭ | ૧ | ૨૫૪૭૫ |
| કુલ | ૧૭૪૨૧૬૦ | ૪૩૨૨૩ | ૧૬૨૩૨૮ | ૧૬૩૦૭૭ | ૭૫૩૦ | ૭૪૨૧ | ૭૮૩ | ૨૧૨૬૫૨૨ |

ઉપરના કોષ્ટકમાં બતાવેલા ધર્મમાં કઇ કઇ ન્યાતોનો સમાવેશ થાય છે અને તે ન્યાતોની સંખ્યા રાજ્યમાં કેટલી છે તે નીચેની હકીકત ઉપરથી સમજાશે—

## હિન્દુવર્ગમાં ગણાયેલી જાતો.

હિન્દુધર્મના વર્ગમાં ઘણી ઘણી જાતો, ન્યાતો અને પેટા ન્યાતોનો સમાવેશ કરેલો છેક તે જાણવાને ઉપયોગી થઈ પડે તે માટે મુખ્ય મુખ્ય ન્યાતો નીચે પ્રમાણે બતાવવામાં આવી છે—

**બ્રાહ્મણ**—જેમકે અનાવલા ૧૦૭૧૦, ઔદિચ્ય ૪૦૪૭૩, દેશસ્થ ૪૯૨૬, ગુગલી ૧૪૯૭, જંબુ ૨૪૫૬, ખેડાવાળ ૩૬૫૬, કોકણસ્થ ૩૨૫૯, મેવાડા ૪૮૭૭, મોઢ ૮૫૩૬, નાગર ૭૬૯૯, શ્રીગોડ ૧૮૨૧, તપોધન ૫૦૩૯, બીજા ૧૮૮૦૩ મળી કુલ બ્રાહ્મણ ૧૧૩૭૫૨ છે.

**મેશ્રીવાણીયા**—જેમકે અગરવાળા ૧૦૮, બાજ ૧૫૭, દીસાવાળ ૬૧૬૭, ગુર્જર ૧૩૬, ઝારોલા ૧૮૩૪, કપોળ ૨૨૦૨, ખડાયતા ૩૦૮૫, લાડ ૮૧૯૩, મેવાડા ૫૪૧, મોઢ ૩૩૦૮, નાગર ૩૨૧૩, ઓસવાળ ૫૯, પોરવાડ ૯૮૬, શ્રીમાળી ૪૬૮૧, સોરઠીઆ ૩૭૮, વાયડા ૭૩૭, ભાટીઆ ૯૭૧, લુહાણા ૧૧૮૩૦ અને બીજા ૨૭૦૫ મળી કુલ મેશ્રીવાણીયા ૫૧૨૯૧ છે.

**ખેડુત વર્ગની ન્યાતો**—જેમકે લેઉઆ કણબી ૧૯૪૧૪૫, કડવા કણબી ૧૮૮૬૨૭, આંજણા ૩૨૭૬૦, કાછીઆ ૭૪૩૦, માળી ૨૫૫૧, માટીઆ ૪૩૧, સાગર ૧૩૩૭, સથવારા ૫૭૭૧, કરાડીઆ ૭૧૧૨, ઉદા ૨૩૭૫ મળી કુલ ૪૪૨૫૩૯ છે

**ક્ષત્રી જાતો**—જેમકે રજપૂત ૭૯૧૭૮, મરાઠા ૧૩૩૨૩, કાઠી ૨૯૧૭, વાઘર ૩૭૧૮ મળી કુલ ૯૯૧૩૬ છે.

**કોળીની જાતો**—જેમકે બારીઆ ૭૨૯૭૦, ભાળીઆ ૩૭૭૦, ચોંઆળીઆ ૭૬૨૮, દલવાદીઆ ૧૧૧૬, ગેડીઆ ૩૬૮૫, ખંત

૪૮૦૨, પાટણવાડીઆ ૨૪૦૭૪, મકવાણા ૨૧૬૨૪, તલબાદા ૭૨૭૦૦, ઠાકરડા ૧૩૬૦૬૮, બીજા ૩૯૦૪૫ મળી ૩૮૭૫૩૧ છે.

**ગોવાળની જાતો**—જેમકે અહીર ૫૩૭૦, ભરવાડ ૮૫૦૭, અને રબારી ૪૯૮૭૪, મળી કુલ ૬૩૭૫૧ છે.

**કારીગર વર્ગની ન્યાતો**—જેમકે ભાવશાર ૪૭૦૫, છીંપા ૧૧૮, દરજી ૧૪૩૧૬, ગળીઆરા ૨૫, ઘાંચી ૧૨૩૪૨, ગોલા ૫૨૨૩, કંસારા ૧૮૯૦, ખત્રી ૩૦૬૭, કુંભાર ૪૩૦૨૯, લુહાર ૧૯૧૫૮, મોચી ૮૮૮૨, સલાટ ૧૧૭૧, સાળવી ૧૨૭, સોની ૧૧૪૭૫, સુથાર ૨૨૪૫૩, કુંભાર સુથાર ૧૩૩૫, સુથાર લવાર ૫૦૬, વંઝા ૭૭૯, મળી કુલ ૧૭૨૯૫૯ છે.

**ભાટ અથવા બારોટની જાતો**—જેમકે ભાટ ૭૯૦૧, ચારણ ૧૯૩૮, ગંધ્રપ ૫૮, તરગાળા ૪૨૧૧, તુરી ૧૧૩૮ એ રીતે મળી કુલ ૧૫૨૪૬ છે.

**બાવા**—જેમકે બાવા ૮૭૧૪, ગોસાંઇ ૭૦૧૪, રાવળીઆ ૨૩૯૧૭ મળી કુલ ૩૯૬૪૫ છે.

**પરચુરણ જાતો**—જેમકે ધોબી ૨૩૯૨, હજામ ૨૫૫૬૦, ભોઇ ૩૭૭૩, બજાણીઆ, ૨૭૮૨, બામચા ૧૦૧૭, ખારવા ૧૭૭૦, માછી ૭૧૬૭, વાઘરી ૩૦૬૫૯ મળી કુલ ૭૫૧૨૦ છે.

**અસ્પૃશ્ય જાતો**—જેમકે ભંગી ૨૭૫૪૮, ચમાર ૩૫૧૪૭, ઢેડ ૯૯૫૪૬, ગરોડા ૬૫૭૦, શેનવા ૬૦૭૨, ખુરૂડ ૧૫૯, હોલર ૨, મહાર ૫૮૬, માંગ ૩૪, વાંસ ફોડા ૧૯, તૂરી ૧૧૪૮ મળી કુલ ૧૭૬૮૨૧ અસ્પૃશ્ય જાતિની સંખ્યા છે તે પૈકી આશરે ૬૧ હજાર વડોદરાપ્રાંતમાં, ૮૫ હજાર કડીપ્રાંતમાં, ૧૮ હજાર નવસારીપ્રાંતમાં, અને ૧૩ હજાર અમરેલીપ્રાંતમાં છે. એ રીતે ઉપર જણાવેલી જાતોનો હિન્દુ ધર્મમાં સમાવેશ કરેલો છે.

## જૈનવર્ગમાં ગણાયેલી જાતો.

જૈનધર્મમાં શ્વેતામ્બરી ૩૫૨૬૭, દિગમ્બરી ૩૬૫૯, સ્થાનકવાસી ૩૫૨૪ અને પંથ વિનાના જૈન ૭૭૩ છે. આ પંથ વિનાના જૈનો સંબંધી સન ૧૯૨૧ ના વડોદરા રાજ્યના વસ્તી ગણત્રીના રીપોર્ટમાં ઉલ્લેખ કરેલો છે કે " The spectre of 'Jain unspecified' has arisen for the first time in this census. Possibly this is due to the general indiffence of young Jains to the tenets of their religion. ભાવાર્થ—જૈન આ ત્રણ પૈકી કોઈ પંથમાં નથી એવી હકીકત આ વખતે જ નોંધાઈ છે. શકય છે કે તે કદાચ યુવાન જૈનોની પોતાના ધર્મ પ્રત્યેની બેદરકારીના લીધે હોય." જૈનોએ આ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. જૈનોમાં મુખ્ય શ્રાવક વાણીઆની ઓસવાળ, પોરવાડ, અને શ્રીમાળી એ મુખ્ય ન્યાતોનો સમાવેશ થાય છે; તેમની સંખ્યા આશરે ૪૦ હજારની છે બાકી આશરે ૩ હજાર જૈન ધર્મ પાળનારી ભાવશાર, કણબી, મેશ્રી વીગેરે એવી ન્યાતો છે. જૈનોનો હિન્દુમાં સમાવેશ કરેલો નથી, મૂળથીજ જૈન તરીકે જુદી ગણત્રી થાય છે. જેમ જૈનમાં ઓસવાળ, પોરવાડ અને શ્રીમાળી છે તેમ વૈષ્ણવમાં પણ છે. કેટલાક ગામોમાં પરસ્પર કન્યા લેવા દેવાનો રીવાજ પણ છે. તેવા કુટુંબોમાં બે ધર્મ ચાલે છે. હાલમાં તે રીવાજ પ્રથમના કરતાં કમી થવા લાગ્યો છે; વળી શ્વેતામ્બરી, દિગમ્બરી, અને સ્થાનકવાસીમાં પણ કોઈ સ્થળે પરસ્પર કન્યા લેવા દેવાનો રીવાજ છે તે પણ ઓછો થતો જાય છે. આવાં કારણોથી વસ્તી ગણત્રીમાં કેટલીક વખતે સમજફેર થાય છે.

## મુસલમાનવર્ગમાં ગણાયેલી જાતો.

મુસલમાનોમાં સુન્ની ૧૪૨૮૬૩ અને શીયા ૧૫૮૯૭ છે, બાકી ઇતર છે. કુલ મુસલમાનોમાં શેખ ૨૬૮૫૪, સૈયદ ૮૯૧૫, મોગલ

૧૦૨૯, અને પઠાણ ૧૩૫૦૦ મળી ૫૦૨૯૮ છે અને બાકીના વહોરા અને પરચુરણ જાતો છે, જેમકે વહોરા વેપારી ૨૧૦૬૪, વહોરા ૫૩૯૧, ઘાંચી ૪૦૭૦, ફકીર ૪૮૪૬, ખોજા ૨૦૦૯, કસ્બાતી ૧૪૮૩, મોલે સલામ ૯૪૩૮, મલેક ૭૮૩૯, મોમણા ૭૦૯૨, મેમણ ૧૩૮૭૧, પીંજારા ૪૪૯૩, તાઇ ૩૧૦૯, સીંધી ૩૯૧૨ વીગેરે છે. એ રીતે જાતોનો મુસલમાનમાં સમાવેશ કરેલો છે.

## અનાર્યવર્ગમાં ગણાયેલી જાતો.

અનાર્ય (animistic tribes) માં ભીલ ૨૦૦૯૮, ચોધરા ૩૧૫૨૬, ધાણકા ૧૩૨૧, ધોડીઆ ૧૯૮૨૯, દુબળા ૮૦૫૧૭, ગામીત ૫૧૫૯૯, કોકના ૫૮૬૯, કોટવાલીઆ ૧૩૮૦, નાયકડા ૭૪૦૩, તલાવીઆ ૧૫૦૭, વાલવી ૧૪૭૩, વસાવા ૧૧૩૭૩ વીગેરે એવી જાતોનો અનાર્યમા સમાવેશ કરેલો છે. આ લોકોની વસ્તી ઘણા મોટા ભાગે નવસારી પ્રાંતમાં અને સાધારણ રીતે વડોદરા પ્રાંતમાં છે તેથી બીજા પ્રાંતના લોકોને આ જાતોની બીલકુલ માહીતીજ નથી.

## પારસી અને ખ્રીસ્તીવર્ગમાં ગણાયેલી જાતો.

પારસીમાં શહેનશાહી ૬૫૪૭, કદમી ૫૭ અને પંથ વિનાના ૯૨૬ છે. ખ્રીસ્તીઓમાં ૭૨૭૪ દેશી ખ્રીસ્તી અને ૧૪૭ યુરોપીઅન છે.

આ પ્રમાણે ધર્મના વર્ગમાં જાતોનો સમાવેશ થયેલો છે. ઉપરના કોષ્ટકના ધર્મવાર આંકડા ઉપરથી હિસાબ મુકતાં દર એક હજાર માણસે ૮૧૯ હિન્દુ, ૨૦ જૈન, ૭૬ મુસલમાન, ૭૭ અનાર્ય, ૪ પારસી અને ૪ ખ્રીસ્તીનું પ્રમાણ આવે છે.

**કુંવારાં, પરણેલાં, રાંડેલાંની વસ્તી**—રાજ્યમાં પ્રાંતવાર અને ધર્મવાર કેટલાં સ્ત્રી પુરૂષો કુંવારાં, પરણેલાં અને રાંડેલાં છે તે નીચેનાં બે કોષ્ટકો ઉપરથી સમજાશે—

## રાજ્યમાં પ્રાંતવાર કુંવારાં, પરણેલાં અને રાંડેલાં સ્ત્રી પુરૂષોનું કોષ્ટક.

| પ્રાંત. | પુરૂષો. | | | સ્ત્રીઓ. | | | કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| | કુંવારા. | પરણેલા. | રાંડેલા. | કુંવારી. | પરણેલી. | રાંડેલી. | એકંદરસંખ્યા. |
| વડોદરા શહેર | ૨૨૪૦૭ | ૨૪૨૨૨ | ૪૯૨૬ | ૧૨૧૨૫ | ૨૧૦૫૯ | ૯૯૭૩ | ૯૪૭૧૨ |
| વડોદરા પ્રાંત | ૧૩૬૩૫૦ | ૧૬૧૨૨૦ | ૨૭૩૧૭ | ૮૩૪૩૫ | ૧૫૭૭૬૭ | ૪૬૭૧૧ | ૬૧૨૮૦૦ |
| કડી પ્રાંત | ૨૧૭૫૧૯ | ૨૦૩૫૪૬ | ૩૯૯૮૭ | ૧૪૫૫૬૮ | ૨૧૪૬૧૬ | ૭૯૩૪૨ | ૯૦૦૫૭૮ |
| નવસારી પ્રાંત | ૮૩૦૯૮ | ૭૫૧૨૮ | ૧૨૭૭૬ | ૬૪૯૭૪ | ૮૩૫૭૬ | ૨૦૮૨૦ | ૩૪૦૩૭૨ |
| અમરેલી પ્રાંત | ૪૧૬૨૬ | ૩૦૮૧૯ | ૬૦૫૭ | ૩૦૦૭૫ | ૩૨૨૨૨ | ૧૧૭૮૬ | ૧૫૨૫૮૫ |
| ઓખામંડળ | ૬૯૦૧ | ૫૪૭૫ | ૧૧૯૦ | ૪૫૦૧ | ૫૧૯૪ | ૨૨૧૪ | ૨૫૪૭૫ |
| કુલ | ૫૦૭૯૦૧ | ૫૦૦૪૧૦ | ૯૨૨૫૩ | ૩૪૦૬૭૮ | ૫૧૪૪૩૪ | ૧૭૦૮૪૬ | ૨૧૨૬૫૨૨ |

## રાજ્યમાં ધર્મ પ્રમાણે કુંવારાં, પરણેલાં અને રાંડેલાં સ્ત્રી પુરૂષોનું કોષ્ટક.

| ધર્મ. | પુરૂષો. | | | સ્ત્રીઓ. | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કુંવારા. | પરણેલા. | રાંડેલા. | કુંવારી. | પરણેલી. | રાંડેલી. | કુલ. |
| હિન્દુ | ૪૦૬૯૦૬ | ૪૧૮૮૯૨ | ૭૮૪૨૪ | ૨૬૪૯૬૦ | ૪૨૯૧૩૬ | ૧૪૩૮૪૨ | ૧૭૪૨૧૬૦ |
| મુસલમાન | ૪૦૫૪૯ | ૩૬૪૫૮ | ૬૪૫૧ | ૨૮૨૫૬ | ૩૭૧૦૧ | ૧૩૫૧૩ | ૧૬૨૩૨૮ |
| અનાર્ય | ૪૫૫૦૬ | ૩૩૦૩૩ | ૪૮૬૭ | ૩૭૪૨૭ | ૩૫૬૭૧ | ૬૫૬૭ | ૧૬૩૦૭૭ |
| જૈન | ૧૧૨૪૦ | ૮૫૫૯ | ૧૯૯૦ | ૬૮૪૧ | ૮૭૯૯ | ૫૭૯૪ | ૪૩૨૨૩ |
| પારસી | ૧૮૪૫ | ૧૧૯૬ | ૨૦૦ | ૧૯૦૫ | ૧૬૫૪ | ૭૩૦ | ૭૫૩૦ |
| ખ્રીસ્તી | ૧૬૨૧ | ૨૦૭૯ | ૨૮૮ | ૧૧૪૯ | ૧૯૧૫ | ૩૬૯ | ૭૪૨૧ |
| બીજા | ૨૩૪ | ૧૯૩ | ૩૩ | ૧૪૦ | ૧૫૨ | ૩૧ | ૭૮૩ |
| | ૫૦૭૯૦૧ | ૫૦૦૪૧૦ | ૯૨૨૫૩ | ૩૪૦૬૭૮ | ૫૧૪૪૩૪ | ૧૭૦૭૪૬ | ૨૧૨૬૫૨૨ |

ઉપરનાં કોષ્ટકોના આંકડા ઉપરથી પ્રાંતવાર પરણેલાં, કુંવારાં અને વિધવાઓની સંખ્યા કેવા પ્રમાણમાં છે તે સમજાશે. ધર્મ પ્રમાણે મુકેલા આંકડા ઉપરથી વિધવાઓની ટકાવારી કાઢતાં હિન્દુ સ્ત્રીઓમાં સેંકડે ૧૭ ટકા, મુસલમાનમાં ૧૭ ટકા, જૈનમાં ૨૨ ટકા, પારસીમાં ૧૭ ટકા, અનાર્યમાં ૮ ટકા, ખ્રીસ્તીમાં ૧૦ ટકા અને પરચુરણમાં ૧૦ ટકા વિધવાઓનું પ્રમાણ આવે છે. એ જોતાં જૈનોમાં વિધવાનું પ્રમાણ બીજા કરતાં વધારે આવે છે. આ માટે જૈનોએ વિધવાઓનું વધતું પ્રમાણ અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ. જૈનોની સ્ત્રીઓની વસ્તીમાં લગભગ ચોથા ભાગની સ્ત્રીઓ વિધવાઓ છે તે ખેદજનક છે. કુલ રાજ્યની તમામ સ્ત્રીઓની સંખ્યાના હિસાબે સેંકડે ૧૬॥ ટકા કુલ વિધવાઓનું પ્રમાણ આવે છે. આ પ્રમાણ પણ ઘણુંજ કહેવાય. જ્ઞાતિના આગેવાનો તથા ધર્માચાર્યોએ આ બાબત હાથમાં ધરી તેનું મૂળ શોધી કાઢી વિધવાઓનું પ્રમાણ કમી થાય તેવા સુધારા કરવા પ્રયત્નો કરવા જોઇએ. બાળલગ્નનો કાયદો સામાજિક સુધારણા તરફ કામ નહીં કરતાં જુદીજ દિશામાં કામ કરે છે તે બાબત આગળ ન્યાયખાતાના છઠ્ઠા પ્રકરણમાં ખુલાસો કર્યો છે તે વાંચવાથી સમજાશે. સામાજિક સુધારો તો સમાજથી જ થવો જોઇએ અને આ કામ સમાજ હાથમાં લેશે ત્યારે જ પાર પડશે. સામાજિક કાર્યમાં સરકારની દરમીઆનગીરી નહીં પસંદ કરવા યોગ્ય છે. જેમાં પુનર્લગ્ન થતાં નથી એવી જાતોમાં બાળલગ્નનો કાયદો કાચી ઉમરની બાળાઓને વૈધવ્યમાંથી અટકાવે છે તેટલા પૂરતો કાયદો છે પરંતુ તે સાથે પુરૂષો યુવાનીમાં આવતા પહેલાં અને વાસ્તવિક રીતે પરણવાની શારીરિક લાયકાત મેળવતા પહેલાંજ કુછંદ અને કુટેવોથી નાની ઉમરમાંજ વિર્યનો દુરૂપયોગ કરી શરીરનો બાંધો નિર્માલ્ય કરી આયુષ ટુંકું કરી જાતને અને સ્ત્રીને પાયમાલ કરે છે તે અટકાવવા બ્રહ્મચર્યના સિદ્ધાંત ઉપર કોઇ પણ જાતની હીલચાલ કરવાની ખાસ આવશ્યકતા છે.

**રાજ્યનો વિસ્તાર**—રાજ્યમાં પ્રાંતવાર કેટલા કસ્બા, કેટલા મહાલ, કેટલાં ગામ, કેટલાં ઘરો, કેટલું ક્ષેત્રફળ વીગેરે છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે–

## રાજ્યમાં ક્ષેત્રફળ, વસ્તી, મહાલ, કસ્બા, ગામ અને વસ્તીવાળાં ઘરોનું પ્રાંતવાર કોષ્ટક.

| પ્રાંતનું નામ. | ક્ષેત્રફળ. ચો.માઇલ | વસ્તી. | મહાલ | કસ્બા. | ગામ. | વસ્તીવાળાં ઘરો. |
|---|---|---|---|---|---|---|
| કડીપ્રાંત | ૩૦૪૬ | ૯૦૦૫૭૮ | ૧૨ | ૧૫ | ૧૦૩૫ | ૨૨૩૮૪૭ |
| વડોદરા | ૧૯૨૨ | ૭૦૭૫૧૨ | ૧૧ | ૧૯ | ૮૨૦ | ૧૮૦૬૮૦ |
| નવસારી | ૧૮૦૭ | ૩૪૦૩૭૨ | ૮ | ૮ | ૭૬૪ | ૬૮૯૨૮ |
| અમરેલી | ૧૦૭૭ | ૧૫૨૫૮૫ | ૭ | ૪ | ૨૪૨ | ૩૩૬૪૨ |
| ઓખા૦ | ૨૭૫ | ૨૫૪૭૫ | ૨ | ૨ | ૪૧ | ૫૭૪૮ |
| કુલ. | ૮૧૨૭ | ૨૧૨૬૫૨૨ | ૪૦ | ૪૮ | ૨૯૦૨ | ૫૧૨૮૪૫ |

આ કોષ્ટક ઉપરથી જણાય છે કે વડોદરાપ્રાંતમાં સૌથી વધારે ઘીચ વસ્તી છે. દર ચોરસ માઇલે વડોદરાપ્રાંતમાં ૩૫૮, કડીપ્રાંતમાં ૨૯૬, નવસારીપ્રાંતમાં ૧૮૮ અને અમરેલીપ્રાંતમાં ૧૩૨ માણસનું પ્રમાણ આવે છે.

દરેક ઘરમાં સૌથી મોટું વસ્તીનું પ્રમાણ નવસારીપ્રાંતમાં આવે છે. નવસારીમાં દર એક ઘરમાં ૫, અમરેલીપ્રાંતમાં ૪ાા, કડીપ્રાંતમાં ૪ા અને વડોદરાપ્રાંતમાં ૩ાા માણસનું પ્રમાણ આવે છે. વસ્તી ગણત્રી વખતે ઘરોના ત્રણ વર્ગ પાડવામાં આવ્યાં છે. (૧) સારાં ઘર

જેમાં દરેક માણસને ઓછામાં ઓછા બે ઓરડા એટલે આખા કુટુંબ માટે ૭ ઓરડા. (૨) સાધારણ, અને (૩) હલકાં ઘર જેમાં આખા કુટુંબ માટે એકજ ઓરડો. આ વર્ગ પ્રમાણે પ્રાંતવાર ઘરોની સંખ્યાનું દર હજાર ઘરે કેટલું પ્રમાણ આવે છે તે નીચેના આંકડા ઉપરથી સમજાશે—

| પ્રાંત | સારાંનું પ્રમાણ. | સાધારણનું પ્રમાણ. | હલકાનું પ્રમાણ. |
|---|---|---|---|
| વડોદરા શહેર | ૨૦૩ | ૫૯૬ | ૨૦૧ |
| વડોદરાપ્રાંત | ૨૯ | ૨૦૪ | ૭૬૭ |
| નવસારીપ્રાંત | ૨૮ | ૧૩૧ | ૮૪૧ |
| કડીપ્રાંત | ૧૬ | ૧૨૨ | ૮૬૨ |
| અમરેલીપ્રાંત | ૧૧ | ૭૨ | ૯૧૭ |
| કુલ રાજ્યનું | ૩૦ | ૧૬૮ | ૮૦૨ |

ઉપરના આંકડા જોતાં હલકાં ઘરોનું પ્રમાણ ઘણું જોવામાં આવે છે. આરોગ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે આવાં હલકાં ઘરોની અસર મનુષ્યના આયુષ ઉપર થાય છે. તેમાં રહેનારા માણસોમાં મરણનું પ્રમાણ વધારે આવે છે, અને તેમાં વળી ગામડાના કરતાં શહેરમાં તેની ઘણી માઠી અસર થાય છે. ગયા બે વર્ષના મુંબઇની સુધરાઈના આરોગ્ય ખાતાના રીપોર્ટ વાંચવાથી સ્પષ્ટ બોધ થાય છે કે થોડી જગોમાં વધારે રહેનારા માણસોમાં બીજા કરતાં બાળકોનું મોટા પ્રમાણમાં મરણ થાય છે અને તે તરફ મુંબઈની સુધરાઇનું લક્ષ પણ ખેંચાયું છે.

**રાજ્યભાષા**—રાજ્યમાં રાજ્યભાષા ખાસ કરી ગુજરાતી રાખેલી છે. કચેરીઓમાં તથા ધારાસભામાં તથા સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં ગુજરાતી ભાષાજ વપરાય છે; તે શીવાય બીજી ભાષા વાપરવી હોય તો શ્રોતાજનો અને પક્ષકારોની ખાસ સંમતિ હોવી જોઇએ. નહીં તો વાપરી શકાય નહીં.

રાજ્યના દરેક પ્રાંતમાં કેટલી કેટલી વસ્તીમાં કઇ કઇ ભાષા બોલાય છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

## રાજ્યમાં બોલાતી મુખ્ય જુદી જુદી ભાષા પ્રમાણે પ્રાંતવાર વસ્તીનું કોષ્ટક.

| પ્રાંત. | ગુજરાતી. | રાજસ્થાની. | ઉર્દુ અને હીંદી | મરાઠી. | બીજી. | કુલ.. |
|---|---|---|---|---|---|---|
| વડોદરા શહેર | ૫૫૪૧૦ | ૬૮૦ | ૧૪૭૨૬ | ૨૨૮૧૦ | ૧૦૮૬ | ૯૪૭૧૨ |
| વડોદરા પ્રાંત | ૫૮૮૧૫૬ | ૧૫૪૭ | ૨૦૦૦૦ | ૨૩૬૭ | ૭૩૦ | ૬૧૨૮૦૦ |
| કડી પ્રાંત | ૮૭૭૮૧૯ | ૧૭૨૦ | ૧૮૭૨૬ | ૧૬૩૨ | ૬૮૧ | ૯૦૦૫૭૮ |
| નવસારી પ્રાંત | ૩૨૮૭૫૦ | ૩૮૮ | ૫૬૦૪ | ૫૧૯૮ | ૪૩૨ | ૩૪૦૩૭૨ |
| અમરેલી પ્રાંત | ૧૪૭૧૬૬ | ૯ | ૨૨૯૯ | ૬૪૨ | ૨૪૬૯ | ૧૫૨૫૮૫ |
| ઓખામંડળ | ૧૫૮૯૮ | ૧૦૯ | ૧૦૧૨ | ૫૧૬ | ૭૯૪૦ | ૨૫૪૭૫ |
| કુલ. | ૨૦૧૩૧૯૯ | ૪૪૫૩ | ૬૨૩૬૭ | ૩૩૧૬૫ | ૧૩૩૩૮ | ૨૧૨૬૫૨૨ |

ઉપરના આંકડા ઉપરથી જણાશે કે ૨૧૨૬૫૨૨ માણસની વસ્તીમાં ૨૦૧૩૧૯૯ માણસો ગુજરાતી ભાષાજ બોલે છે, બીજી ભાષાઓ બોલનારની સંખ્યા માત્ર ૧૧૩૩૨૩નીજ છે. આ કારણથીજ સરકારે રાજ્યભાષા ગુજરાતી રાખી છે. અંગ્રેજ સરકાર સાથે સંબંધ ધરાવનાર લખાણો અંગ્રેજીમાં જ થાય છે. પ્રથમ ઘણા ખરા રાજ્યનાં ખાતાંના રીપોર્ટ અંગ્રેજીમાં છપાતા હતા પરંતુ તે પ્રશ્ન ધારા સભામાં રજુ થયેલો તે ઉપરથી સરકાર હવે ઘણાખરા રીપોર્ટ ગુજરાતીમાં બહાર પાડે છે. આખા રાજ્યનો કારોબારી (Administration report) રીપોર્ટ અંગ્રેજીમાં છપાય છે; તેની સાથે તેનું સંક્ષિપ્ત ભાષાંતર ગુજરાતીમાં બહાર પાડવાની જરૂર છે. કારણ કે તે ઉપરથી આખા રાજ્યની આર્થિક, તથા તમામ ખાતાની હકીકત લોકોના સમજવામાં આવે છે. રાજ્યના મુખ્ય ખાતાંઓના વાર્ષિક રીપોર્ટો જે જે છપાય છે તે બીજા વર્ષની આખરે કે ત્રીજા વર્ષની શરૂઆતમાં બહાર પડે છે. આથી તેમાં કરેલી સૂચનાઓ, અગર રીપોર્ટ ઉપરથી બીજાઓએ કરવાની સૂચનાઓ, તેમજ ધારાસભામાં મુકવાના પ્રશ્નો વીગેરે તાત્કાળિક બીજા વર્ષમાં સુધારા માટે હાથ ધરી શકાતાં નથી. આ બાબત દીવાન સાહેબ કોઈ કોઈ રીપોર્ટના અવલોકનના અંતે શેરો પણ મારે છે. આવા રીપોર્ટો વર્ષ પૂરૂં થતાં જેમ બને તેમ ટુંકા વખતમાં ખાતાના વડા અમલદારોએ બહાર પાડવા જોઇએ, અને રાજ્યની દરેક લાયબ્રેરીને સરકારે મફત મોકલી આપવા જોઇએ.

**રાજ્યમાં ભણેલાં અને અભણની સંખ્યા**—વડોદરા રાજ્યની ૨૧૨૬૫૨૨ માણસની વસ્તીમાં ૧૧૦૦૫૬૪ પુરૂષો અને ૧૦૨૫૯૫૮ સ્ત્રીઓ છે તેમાં કેટલી કેટલી ઉમરનાં કેટલાં કેટલાં સ્ત્રી પુરૂષો અભણ અને ભણેલાં છે, ભણેલાંમાં કેટલાં અંગ્રેજી જાણે છે તે તથા પ્રાંતવાર કેટલાં સ્ત્રી પુરૂષો ભણેલાં અને અભણ છે તે નીચે બતાવેલાં એ કોષ્ટકો ઉપરથી સમજાશે—

## રાજ્યમાં ઉમરવાર ભણેલાં અને અભણ સ્ત્રી પુરૂષોના આંકડાનું કોષ્ટક.

| ઉમર. | ભણેલાં. | | અભણ. | | કુલ સંખ્યા. | ભણેલાંમાં અંગ્રેજી ભણેલાં. | |
|---|---|---|---|---|---|---|---|
| | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | | પુરૂષ. | સ્ત્રી. |
| ૦–૧૦ | ૬૭૪૧ | ૨૭૪૫ | ૨૮૫૨૩૨ | ૨૭૪૯૬૩ | ૫૬૯૬૮૧ | ૩૩ | ૧૬ |
| ૧૦–૧૫ | ૩૭૯૨૮ | ૧૧૮૭૦ | ૯૭૩૧૨ | ૧૦૮૩૧૧ | ૨૫૫૪૨૧ | ૧૩૯૮ | ૧૯૦ |
| ૧૫–૨૦ | ૩૨૯૭૯ | ૮૦૮૧ | ૬૦૧૯૦ | ૬૮૯૬૧ | ૧૭૦૨૧૧ | ૩૬૭૧ | ૧૮૮ |
| ૧૦ ઉપરનાં | ૧૫૩૪૭૦ | ૧૮૬૦૪ | ૪૨૬૭૧૨ | ૫૩૨૪૨૩ | ૧૧૩૧૨૦૯ | ૯૬૭૧ | ૪૯૩ |
| | ૨૩૧૧૧૮ | ૪૧૩૦૦ | ૮૬૯૪૪૬ | ૯૮૪૬૫૮ | ૨૧૨૬૫૨૨ | ૧૪૭૭૩ | ૮૮૭ |

## રાજ્યમાં પ્રાંતવાર ભણેલાં અને અભણ સ્ત્રી પુરૂષોના આંકડાનું કોષ્ટક.

| પ્રાંત. | ભણેલાં. | | અભણ. | | કુલ સંખ્યા. | ભણેલાંમાં અંગ્રેજી ભણેલાં. | |
|---|---|---|---|---|---|---|---|
| | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | | પુરૂષ. | સ્ત્રી. |
| વડોદરા. | ૨૬૩૦૧ | ૮૧૬૭ | ૨૫૨૫૪ | ૩૪૯૯૦ | ૯૪૭૧૨ | ૫૫૪૧ | ૪૭૮ |
| વડોદરા પ્રાંત. | ૭૩૪૬૪ | ૧૧૦૮૩ | ૨૫૧૪૨૩ | ૨૭૬૮૩૦ | ૬૧૨૮૦૦ | ૨૭૫૦ | ૧૬૦ |
| કડી પ્રાંત. | ૭૪૦૩૪ | ૧૦૦૪૪ | ૩૮૭૦૧૮ | ૪૨૯૪૮૨ | ૯૦૦૫૭૮ | ૨૯૭૦ | ૮૨ |
| નવસારીપ્રાંત. | ૩૬૧૮૩ | ૭૩૫૧ | ૧૩૪૮૧૯ | ૧૬૨૦૧૯ | ૩૪૦૩૭૨ | ૨૫૭૮ | ૧૪૪ |
| અમરેલી પ્રાંત | ૧૭૫૮૪ | ૩૭૬૩ | ૬૦૯૧૮ | ૭૦૩૨૦ | ૧૫૨૫૮૫ | ૭૨૭ | ૧૬ |
| ઓખામંડળ. | ૩૫૫૨ | ૮૯૨ | ૧૦૦૧૪ | ૧૧૦૧૭ | ૨૫૪૨૫ | ૨૦૭ | ૭ |
| કુલ સંખ્યા. | ૨૩૧૧૧૮ | ૪૧૩૦૦ | ૮૬૯૪૪૬ | ૯૮૪૬૫૮ | ૨૧૨૬૫૨૨ | ૧૪૭૭૩ | ૮૮૭ |

ઉપરનાં કોષ્ટકો ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ફરજ્યાત કેળવણીનો ખાસ કાયદો હોવા છતાં આશરે ૨૧ા લાખ માણસોની વસ્તીમાં આશરે ૨ાા લાખ માણસો ભણેલાં છે અને આશરે ૧૮ાા લાખ જેટલી મોટી સંખ્યા અભણની છે. આ ઉપરથી ફરજ્યાત કેળવણી સફળ નીવડી કે કેમ તેનો વિચાર સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે.

રાજ્યમાં ચારે પ્રાંતમાં મફત ફરજ્યાત કેળવણી સન ૧૯૦૬ માં દાખલ થઈ અને છેલ્લી વસ્તી ગણત્રી સન ૧૯૨૧ માં કરવામાં આવી. આ ૧૫ વર્ષના સરવૈયામાં ફરજ્યાત કેળવણીથી ફાયદો થયો કે ફોકટ ખરચ થયું તેનો આંકડાઓ ઉપરથી તપાસ કરી ઘણા અંશે સારી રીતે નિર્ણય કરી શકાય તેમ છે.

નિશાળમાં છોકરાંઓને મોકલવાની ફરજ્યાત વય સાત વર્ષ ઉપરની રાખેલી છે એટલે તે ઉપરથી સ્પષ્ટ બોધ થાય છે કે સન ૧૯૨૧ ની વસ્તી ગણત્રી વખતે રાજ્યમાં ૨૨ ( ૧૫+૭=૨૨ ) વર્ષની અંદરનાં અને ૭ વર્ષની ઉપરનાં કોઈ પણ સ્ત્રી પુરૂષ અભણ રહેવાં જોઇએ નહીં, પરંતુ ઉમરવાર ભણેલાંનું કોષ્ટક તપાસતાં દસ ઉપરાંત અને વીસની અંદરનાં અભણ માણસોની સંખ્યા ઘણી મોટી નીકળી આવે છે. કુલ ૧૦ થી ૨૦ વર્ષ સુધીનાં માણસો આશરે ૪ા લાખ છે. ( ઉમર નોંધવામાં ૧–૨ વર્ષની ભુલ થાય તે ધ્યાનમાં લઈ ૭ થા ૧૦ અને ૨૦ થી ૨૨ વર્ષ સુધીનાં માણસો નહીં ગણતાં છુટ મુકવામાં આવે છે) તેમાં માત્ર ૯૦૮૫૮ જ ભણેલાં છે અને બાકી ૩૩૪૭૭૪ અભણ છે. ભણેલાં ૯૦૮૫૮ માં ૭૦૯૮૭ પુરૂષો છે અને ૧૯૯૫૧ સ્ત્રીઓ છે. અભણ ૩૩૪૭૭૪ માં ૧૫૭૫૦૨ પુરૂષો અને ૧૭૭૨૭૨ સ્ત્રીઓ છે. આ હકીકત બહુજ ખેદ ઉપજાવનારી અને વિચાર કરવા જેવી છે. ફરજ્યાત કેળવણીના કાયદાથી તો અત્યારે ૧૦ થી ૨૦ વર્ષ સુધીનાં ૪ા લાખ માણસમાંથી કોઇ પણ માણસ અભણ રહેવો જોઇએજ નહીં. તેના બદલે ૪ા લાખમાંથી આશરે ૩ા લાખ જેટલી મોટી સંખ્યા તો દંડનો ભોગ થઈ અભણ-

નીજ નીકળી આવે છે તો ફરજ્યાત કેળવણી સફળ નીવડી છે કે કેમ તેનો વિચાર વાચકવર્ગ કરી લેશે.

હવે સન ૧૮૮૧, ૧૮૯૧, ૧૯૦૧, ૧૯૧૧ અને ૧૯૨૧ ની વસ્તી ગણત્રીમાં ભણેલા અને અભણની સંખ્યા કેટલી છે અને સેંકડે કેટલું પ્રમાણ છે તે નીચેના આંકડા ઉપરથી સમજાશે—

| સન. | ભણેલાં. | અભણ. | કુલ. | કુલ વસ્તીનું સેંકડે પ્રમાણ ભણેલા—અભણ. |
|---|---|---|---|---|
| ૧૮૮૧ | ૧૨૩૩૦૪ | ૨૦૬૧૭૦૧ | ૨૧૮૫૦૦૫* | ૫ાા—૯૪ાા |
| ૧૮૯૧ | ૧૮૨૪૬૨ | ૨૨૩૨૯૩૪ | ૨૪૧૫૩૯૬ | ૭ાા—૯૨ાા |
| ૧૯૦૧ | ૧૭૧૨૭૧ | ૧૭૮૧૪૨૧ | ૧૯૫૨૬૯૨ | ૮ાાા—૯૧ા |
| ૧૯૧૧ | ૨૦૪૯૪૭ | ૧૮૨૭૮૫૧ | ૨૦૩૨૭૯૮ | ૧૦—૯૦ |
| ૧૯૨૧ | ૨૭૨૪૧૮ | ૧૮૫૪૧૦૪ | ૨૧૨૬૫૨૨ | ૧૨ાાા—૮૭ા |

ઉપરના એકંદર આંકડા ઉપરથી જણાઇ આવે છે કે વડોદરા રાજ્યની ફરજ્યાત કેળવણીથી ભણેલાની સંખ્યામાં મોટો ઉછાળો આવવો જોઇતો હતો તેમાંનું કશું પણ દષ્ટિગોચર થતું નથી. પરરાજ્યમ કેળવણી તરફ લોકોનું વલણ સ્વાભાવિક રીતે જેટલું વળતું ગયું છે તેટલું વડોદરારાજ્યની પ્રજાનું વલણ પણ વળતું જાય, તેથી ગયા દર વરસના અંતરે માત્ર રાાા ટકા એટલે દર વરસે માત્ર ૦ા ટકો વાં

* ( સન ૧૮૮૧ ની વસ્તી ગણત્રી વખતે અમરેલી પ્રાંતમાં માણે વાડા કૅમ્પ, પ્રભાસ તથા પ્રાચીની વસ્તીના આંકડા ૨૮૪૭ ભેગા ગણે તેથી ૨૧૮૨૧૫૮ ના બદલે આ સંખ્યા મુકેલી છે.)

તેમાં નવાઈ નથી. તેવો વધારો પાછલાં વર્ષોમાં પણ જણાઇ આવે છે. આ જોતાં ફરજયાત કેળવણીએ પ્રજામાં ખાસ વિશેષ સુધારો કર્યો છે એમ નીકળી આવતું નથી. જે કાંઇ બે ટકાની આસપાસ મૂળથી વધારો થતો આવ્યો છે તે તો સામાન્ય કેળવણી આપવાની પ્રથમની પદ્ધતિ હતી તેનો પ્રતાપ છે, નહીં કે ફરજયાત કેળવણીનો. પ્રથમની પદ્ધતિને ચાલુ રાખી વધારે સંગીન બનાવી હોત તો ઓછા ખરચે વધારે ફાયદો થાત. પ્રજાની ૮૦ ટકા જેટલી વસ્તી ખેડુત અને તેવા વર્ગની છે. તે લોકો ઉપર મુખ્ય કરીને દંડનો અને ફરજયાત કાયદાથી થતો ત્રાસ ખુલ્લે ખુલ્લો જણાઇ આવે છે. દંડ પણ દર સાલ આશરે બે લાખ રૂપીઆ વસુલ થાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે આશરે ૩ લાખ માણસો દંડ ભરી અભણ જ રહે છે. આટલી બધી દંડની અને તેના કાયદાની હાડમારી છતાં પરિણામે કેળવણીના વધારાના નફામાં તો ઉપર જોઇ લીધું તે પ્રમાણે પ્રજા ઠામ ને ઠામ છે, તો પછી સરકારે આ પ્રશ્ન ઉપર કેમ ફરી વિચાર ન કરવો જોઇએ? પંદર વર્ષના કેળવણીના સરવૈયામાં આવું ગંભીર પરિણામ આંકડાઓ ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે તો તેમાં સુધારો કરવાની ખાસ આવશ્યકતા છે, અને સુધારો વધારો કરવામાં ખરચને પહોંચી વળાતું ન હોય તો આવા નિષ્ફળ જણાતા કાર્ય પાછળ ખાસ પ્રાથમિક કેળવણીનું આશરે દસથી બાર લાખ રૂપીઆનું ખરચ દર સાલ સરકારે શા માટે રાખવું જોઇએ? કહેવત છે કે આંગળી જ્યાંથી સડતી જણાય ત્યાંથી કાપી નાખવી જોઇએ કે જેથી વધુ સડો થતો અટકે. આ માટે સરકારે પુખ્ત વિચાર કરવાનો છે અને પ્રજાના આગેવાનોએ પણ આ પ્રશ્નનો અભ્યાસ કરી ધારાસભામાં પ્રશ્નો અને ઠરાવો લાવી સત્ય હકીકત પ્રજાની અને સરકારની દૃષ્ટિ આગળ પૃથક્કરણ કરી મુકી દેવી જોઇએ, અને યોગ્ય સુધારો કરવો જોઇએ.

ફરજયાત કેળવણી દાખલ કરી એક વાર દુનિયામાં વાહ વાહ કહેવાઈ ગઈ તે હવે પાછી કેમ ખેંચી લેવાય કે કેમ કમી કરાય

તેવા માનસિક ખોટા ખ્યાલથી નહીં દોરવાઈ જતાં સત્ય વસ્તુ જણાઇ આવતી હોય તો તે ઉપર અવશ્ય સરકારે અને પ્રજાએ વિચાર કરવો જોઇએ. ધારાસભામાં રાજ્યનું બઝેટ હવે મુકાય છે અને તેના ઉપર ચર્ચા થાય છે તો તે વખતે આવો મોટા પ્રશ્ન હાથ ઉપર લઈ વાટાઘાટ કરી ઉંડા ઉતરી ધ્યાન આપવામાં આવે તો ઉભય સરકાર અને પ્રજાને ઘણો મોટો ફાયદો થાય.

આ સ્થળે વાચક વર્ગ આગળ બોમ્બે સેન્સસ રીપોર્ટના પ્રકટ કર્તા મી. સેજવીકે જણાવેલા વિચારો નીચે પ્રમાણે રજુ કરૂં છું:– "Free and compulsory education would be of little value if it merely enables the upper strata to get their sons educated for nothing and leaves the lower strata as ill-educated as before, but with pockets depleted by paying fines for non attendance of their children." સારાંશ કે "જો ફરજ્યાત કેળવણી ઉચ્ચ વર્ગના લોકોને તેમનાં છોકરાં ભણાવવાને પૈસાના ખરચ વગર શક્તિવાન કરતી હોય, અને નીચા વર્ગના લોકોનાં છોકરાં પ્રથમની માફક નબળી કેળવણી પામેલાં નીકળતાં હોય અને વધારામાં છોકરાંની ગેરહાજરી માટે દંડથી માબાપોનાં ખીસાં ખાલી કરાવનાર હોય તો તે મફત ફરજ્યાત કેળવણી નજીવી કીંમતની છે." આ પ્રમાણે અંગ્રેજી રાજ્યના અમલદારે પણ ફરજ્યાત કેળવણી ઉપર ટીકા કરેલી છે.

**રાજ્યની જમીન અને ઉપજ**—રાજ્યની આબાદી જમીન અને વેપાર ઉપર ખાસ કરીને અવલંબીને રહેલી હોય છે. તેની સ્થિતિનો કાંઇક ખ્યાલ આવે તે માટે રાજ્યમાં કેટલા વીઘા જમીન છે, કેટલી ખેડવા લાયક અને કેટલી નકામી છે, કેટલા ટકા ખેડાય છે, તેનું સરકારમાં કેટલું મહેસુલ અને લોકલસેસ આવે છે તથા પ્રજા કેટલો આયપત વેરો ભરે છે વીગેરે હકીકતના આંકડા નીચેના કોષ્ટકમાં જણાવ્યા છે તે ઉપરથી ખરી સ્થિતિ સમજાશે—

## રાજ્યમાં ક્ષેત્રફળ. વીઘા, મહેસુલ તથા આયપત વેરાનું પ્રાંતવાર કોષ્ટક.
### ( ૧૯૨૨-૨૩ ના રીપોર્ટ ઉપરથી ).

| પ્રાંત. | ક્ષેત્રફળ ચો. માઇલ. | વીઘા ખરાબા વીગેરે સાથે એકંદર. | પૈકી કેટલા ટકા ખેડવા લાયક છે. | કેટલા ટકા ખેડાય છે. | જમીન મહેસુલ. | લોકલસેસ. | આયપત વેરો. |
|---|---|---|---|---|---|---|---|
| કડી પ્રાંત. | ૩૦૪૬ | ૩૩૨૧૩૯૫ | ૮૭ | ૫૩ | ૪૩૫૩૦૬૧ | ૨૯૫૮૪૮ | ૧૦૪૩૯૩ |
| વડોદરાપ્રાંત. | ૧૯૨૨ | ૨૦૯૨૩૨૧ | ૮૫ાા | ૬૭ાા | ૪૪૩૮૮૨૨ | ૩૩૧૧૦૧ | ૧૮૭૦૪૨ |
| નવસારીપ્રાંત | ૧૮૦૭ | ૧૯૭૧૬૭૫ | ૫૫ાા | ૬૧ાા | ૧૯૪૯૦૦૪ | ૧૪૩૫૬૦ | ૩૭૧૬૯ |
| અમરેલીપ્રાંત | ૧૦૭૭ | ૧૧૭૩૨૬૦ | ૮૧ાા | ૫૩ા | ૮૪૨૫૨૭ | ૭૬૯૦૯ | ૧૫૭૫૦ |
| ઓખામંડળ | ૨૭૫ | ૨૯૯૬૭૪ | | | ૪૨૮૧૨ | ૪૧૮૩ | ૮૧૦૮ |
| | ૮૧૨૭ | ૮૮૫૮૩૨૫ | | | ૧૧૬૨૬૨૨૬ | ૮૫૧૬૦૧ | ૩૫૨૪૬૨ |

ઉપર બતાવેલા કોષ્ટક ઉપરથી અને પાછળ બતાવેલા વસ્તીના કોષ્ટક ઉપરથી જમીન મહેસુલનો કેટલો દર પ્રાંતવાર આવે છે, દરેક ખેડુત ઉપર મહેસુલનું કેટલું ભારણ છે તથા રાજ્યની વેપાર સ્થિતિ નબળી હોવા છતાં કેટલો આયપત વેરો ભરવો પડે છે તેનું અવલોકન થઈ શકે છે.

**ચારે પ્રાંતની પરસ્પર સરખામણી**—હવા પાણીમાં પહેલા નંબરે કડીપ્રાંત, પછી અમરેલીપ્રાંત, પછી વડોદરાપ્રાંત અને છેલ્લા નંબરે નવસારીપ્રાંત આવે છે.

કુદરતી પાણીના પ્રવાહમાં પહેલો વડોદરાપ્રાંત, બીજો નવસારી પ્રાંત, ત્રીજો કડીપ્રાંત અને ચોથો અમરેલીપ્રાંત છે.

ખેતીમાં પહેલો વડોદરાપ્રાંત, બીજો કડીપ્રાંત, ત્રીજો નવસારીપ્રાંત અને ચોથો અમરેલીપ્રાંત છે.

રેલ્વે અને રસ્તાની બાબતમાં પહેલો વડોદરાપ્રાંત જેમાં વડોદરા રાજ્યની ૨૮૦ માઈલ રેલ્વે છે; પછી કડીપ્રાંત જેમાં રાજ્યની ૨૩૧ માઇલ રેલ્વે છે; પછી નવસારીપ્રાંત જેમાં રાજ્યની ૬૧ માઇલ રેલ્વે છે પણ બીજી લાઇનો વધારે છે, અને છેલ્લો અમરેલીપ્રાંત આવે છે જેમાં રાજ્યની ૭૪ માઈલ રેલ્વે છે. આ પ્રાંતના મહાલો છુટા છવાયા કાઠીઆવાડમાં હોવાથી મુસાફરીમાં વધારે વખત લાગે છે.

કેળવણી બાબતમાં પહેલા નંબરે વડોદરાપ્રાંત જેમાં સેંકડે ૧૭ ટકા માણસો ભણેલાં છે (વડોદરા શહેરમાં ૩૬॥ ટકા અને શહેર શીવાય પ્રાંતમાં ૧૩॥ ટકાનું પ્રમાણ આવે છે) બીજા નંબરે અમરેલીપ્રાંત જેમાં સેંકડે ૧૪॥ ટકા માણસો ભણેલા છે. (અમરેલી પ્રાંતમાં ૧૪ ટકા અને ઓખા મંડળમાં ૧૭॥ ટકાનું પ્રમાણ છે.) ત્રીજા નંબરે નવસારી પ્રાંત જેમાં સેંકડે ૧૨॥ ટકા માણસો ભણેલા છે અને છેલ્લા નંબરે કડીપ્રાંત આવે છે જેમાં સેંકડે માત્ર ૯॥ ટકા માણસો ભણેલા છે. કુલ વસ્તીના હીસાબે રાજ્યમાં સેંકડે ૧૨॥। ટકા ભણેલાનું પ્રમાણ આવે છે. આ સંબંધી પાછળ પાન ૩૬

ઉપર વીગતવાર આંકડાઓ આપેલા છે તે જોવાથી સમજાશે. કડી-પ્રાંત કેળવણી બાબતમાં બીજા પ્રાંતો કરતાં ઘણો પાછળ છે એ શોચનીય છે. આ બાબત કડીપ્રાંતની પ્રજાએ ધ્યાન આપવું જોઇએ.

દારૂ પીવામાં પહેલા નંબરે બહુજ આગળ પડતો નવસારી પ્રાંત છે, પછી વડોદરાપ્રાંત, પછી કડીપ્રાંત અને છેલ્લો અમરેલી પ્રાંત છે. દરેક પ્રાંતમાં માથા દીઠ કેટલા રૂપીઆનો દારૂ પીવાય છે તે નીચેના સન ૧૯૨૨-૨૩ ની સાલની ઉપજના કોષ્ટક ઉપરથી જણાશે-

| પ્રાંત. | વસ્તી. | દારૂ વેચવાની દુકાનો. | દારૂની ઉપજ રૂપીઆ. | એક માણસ કેટલા રૂપીઆનો દારૂ પીએ છે તેનું પ્રમાણ. |
|---|---|---|---|---|
| નવસારી. | ૩૪૦૩૭૨ | ૬૪૩ | ૧૬૮૪૭૩૨ | ૫-૩-૦ |
| વડોદરા. | ૭૦૭૫૧૨ | ૨૨૭ | ૮૮૩૨૧૨ | ૧-૪-૦ |
| કડી પ્રાંત. | ૯૦૦૫૭૮ | ૧૮૮ | ૩૬૬૪૭૭ | ૦-૬-૬ |
| અમરેલી. | ૧૭૮૦૬૦ | ૨૮ | ૩૦૧૩૧ | ૦-૨-૮ |
| કુલ. | ૨૧૨૬૫૨૨ | ૧૦૮૬ | ૨૯૬૪૫૫૨ | ૧-૬-૩ |

ઉપરના આંકડા ઉપરથી સમજાશે કે રાજ્યની ઉપજમાં દારૂની ખપતની ઉપજ એ એક મુખ્ય ભાગ છે. તેના આગલા વર્ષે તો ૩૫ લાખની ઉપજ થઇ હતી. આગળ રાજ્યની ઉપજનું પત્રક પાન પર ઉપર જોવાથી જણાશે કે દર વરસે દારૂની ઉપજમાં મોટો વધારો થતો આવ્યો છે. માત્ર સન ૧૯૨૨-૨૩ ની સાલમાંજ ઘટાડો થયેલો છે. વડોદરામાં સ્થપાયેલા દારૂનિષેધ મંડળના પ્રયાસનું કદાચ તે ફળ

હોય. ઉપરના આંકડા ઉપરથી સ્પષ્ટ બોધ થાય છે કે દારૂની નૈતિક બાબતમાં પહેલા નંબરે અમરેલીપ્રાંત, બીજા નંબરે કડીપ્રાંત, ત્રીજા નંબરે વડોદરાપ્રાંત અને ચોથા નંબરે નવસારીપ્રાંત છે. ખાસ નવસારી પ્રાંતમાં દારૂ નિષેધ મંડળીઓ સ્થાપી ઉપદેશ કરી લોકોને દારૂ પીતા કમી કરવાની વિશેષ આવશ્યક્તા જણાય છે.

**રાજ્યતંત્ર**—શ્રીમંત મહારાજા સાહેબે રાજ્ય વહીવટ માટે સાધારણ રીતે નીચે પ્રમાણે ગોઠવણ રાખી રાજ્યતંત્ર રચેલું છે—

વડોદરા રાજ્યની રાજધાની વડોદરા શહેર હોવાથી, મુલકી, ન્યાય, કેળવણી, પોલીસ, લશ્કરી, વીગેરે તમામ ખાતાંની મુખ્ય કચેરીઓ વડોદરા શહેરમાં રાખેલી છે. રાજ્યમાં નીચે પ્રમાણે ખાતાં રાખેલાં છે ( સન ૧૯૨૨–૨૩ ના રીપોર્ટ ઉપરથી )—

કેળવણી માટે ૧ કૉલેજ, ૨૦ હાઇસ્કૂલ, ૩૮ એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ, ૧ કલાભવન, ૨ ટ્રેનીંગ કૉલેજ, ૨૩૧૨ ગુજરાતી શાળાઓ, ૩૫૫ કન્યા શાળાઓ, અને ૯૮ એવી બીજી સંસ્થાઓ છે. આશરે ૧૩૬૦૦ વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણે છે અને આશરે બે લાખ વિદ્યાર્થીઓ ગુજરાતી ભણે છે. વળી મોટાં ૪૩ અને નાનાં ગ્રામ્ય ૫૬૮ પુસ્તકાલયો છે. એ બધી કેળવણીની સંસ્થાઓ પાછળ દર સાલ આશરે ૩૦ લાખ રૂપીઆ ખરચ થાય છે.

દવાખાના માટે ૧૩ હોસ્પીટલ, ૪૫ ડીસ્પેન્સરી, ૧૪ ચોથા વર્ગનાં નાનાં દવાખાનાં તથા ૬ ફરતાં દવાખાનાં છે. જેમાં દરરોજ દવા લેનાર ( average numbcr of daiiy sick ) ની હાજરી આશરે પાંચ હજારની, તથા વર્ષમાં દરદીઓ ( number of patient treated ) ની સંખ્યા પાંચ લાખની, તથા વર્ષમાં દવાખાનામાં રહેનાર દરદીઓ ( indoor patients ) ની સંખ્યા આશરે ૭ હજારની છે. નાનાં મોટાં ( major and minor operations) શસ્ત્રોપચારનાં કામ આશરે ૩૦ હજાર થાય છે. ઢોરો માટે ઢોરોનાં ૫ દવાખાનાં છે. આ બધાં દવાખાનાં પાછળ આશરે સાત

લાખ રૂપીઆ ખરચ થાય છે. પહેલાં ખરચ ઓછું થતું હતું પણ હમણાં ખરચ વધારે થાય છે.

રાજ્ય રક્ષણ માટે ઘોડેસ્વારો અને પાયદળ મળી ૩૬૩૦ માણસનું લશ્કર છે જેની પાછળ આશરે ૨૬ લાખ રૂપીઆ ખરચ થાય છે, તથા મોટા નાના મળી ૪૫૩૩ પોલીસનાં માણસો છે તેની પાછળ આશરે ૧૩ લાખ રૂપીઆ ખરચાય છે.

નોંધણી માટે રાજ્યમાં કુલ ૪૪ નોંધણી કચેરીઓ છે જેમાં આશરે ૪૦ હજાર દસ્તાવેજો એથી અઢી કરોડ રૂપીઆના નોંધાય છે જેમાંથી સરકારને આશરે પોણા બે લાખ રૂપીઆ ઉત્પન્ન થાય છે.

રાજ્યમાં ૫૪૮ સહકારી મંડળીઓ છે જેના કુલ સભાસદોની સંખ્યા આશરે ૧૮ હજાર છે. રીઝર્વ ફંડ આશરે ૩ લાખ રૂપીઆનું છે. બહારથી ડીપોઝીટ અને લોન મેળવી આશરે ૨૬ લાખના ભંડોળ ( working capital) થી કામ કરે છે.

રાજ્યમાં નાની મોટી આશરે ૯૫ કંપનીઓ નોંધાયેલી છે જેમાં આશરે ૧૨ મોટી મીલો છે. તેની ભરાયેલી કુલ થાપણ આશરે ૩ કરોડ રૂપીઆની છે. ૧ વડોદરા બેંક છે, તે તા. ૧૯–૭–૧૯૦૮ ના રોજ વડોદરામાં ઉઘાડવામાં આવી હતી. તેની મુબઇ, અમદાવાદ, નવસારી, સુરત, ડભોઇ, પેટલાદ, મેસાણા, પાટણ, અમરેલી અને ભાવનગરમાં શાખાઓ છે. આ શીવાય રાજ્યમાં અંગ્રેજ સરકાર તરફથી ૨૫૮ પોસ્ટ અને તાર ઓફીસો છે અને ૭૭૩ કાગળ નાખવાની પેટીઓ છે. તેની શરૂઆત રાજ્યમાં સન ૧૮૫૬ માં થઇ હતી. અને સન ૧૮૬૩ માં તેનો બહોળો વિસ્તાર રાજ્યમાં કરવામાં આવ્યો હતો; અંગ્રેજ સરકાર સાથે કરેલા કરાર પ્રમાણે દરસાલ રૂ. ૮૫૦૦૦ ની સરવીસ પોસ્ટેજ સ્ટેમ્પ વડોદરા રાજ્યને મફત મળે છે. દર પાંચ વરસે તે આંકડા નક્કી કરવામાં આવે છે.

સંવત ૧૯૬૨ ની સાલથી રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના થઇ છે તે આધારે વડોદરારાજ્યમાં ૪ પ્રાંત પંચાયતો, ૩૮

મહાલ પંચાયતો, ૨૦૫૬ ગ્રામ્ય પંચાયતો, ૧૧ સુધરાઇઓ અને ૩૪ વિશિષ્ટ પંચાયતો છે. વડોદરામાં ૩-૪ વર્ષે પંચાયત પ્રતિનિધિ (representative assembly) સભા મળે છે.

રાજ્યકારભારમાં પ્રજાની સલાહ લેવા માટે સંવત ૧૯૬૪ ની સાલમાં ધારાસભાની સ્થાપના થઈ. તેની પહેલી બેઠક તા. ૫-૩-૧૯૦૮ ના રોજ મળી હતી. હાલ તેના સભાસદોની કુલ સંખ્યા ૨૬ ની છે, તેમાં ૬ હોદ્દાની રૂએ સરકારી અમલદારો, ૬ સરકારે નીમેલા અમલદારો, ૪ સરકારે પ્રજામાંથી નીમેલા સભ્યો, અને ૧૦ લોકજ્ઞ સભાસદો છે. પ્રમુખ તરીકે દિવાન સાહેબ છે. ૧૦ લોકજ્ઞ સભાસદમાંથી ૩ કડીપ્રાંતમાંથી, ૩ વડોદરા પ્રાંતમાંથી, ૨ નવસારી પ્રાંતમાંથી અને ૨ અમરેલી પ્રાંતમાંથી મહાલ પંચાયતના સભાસદો તરફથી દર ત્રણ વરસે ચુંટાઇને આવે છે. સરકાર પ્રજાની સલાહ લેવા માટે આ ધારાસભા વરસમાં ૩-૪ વખત મેળવે છે. આ સભાને જો કે ધારાસભા કહેવામાં આવે છે તોપણ તેને ખરી ધારાસભા બનાવવામાં આવી નથી. તેનું બાહ્ય સ્વરૂપ ધારાસભા જેવું છે અને અંતરસ્વરૂપ સલાહકાર મંડળ જેવું છે. સભાસદને દસ પ્રશ્નો ( interpellations ) પુછવાનો, ઠરાવો લાવવાનો તેમજ કાયદાઓ ઉપર સુધારા લાવવાનો અને નવા કાયદાના મુસદ્દા રજુ કરવાનો અધિકાર મળેલો છે. પ્રશ્નોના છાપેલા જવાબો ટેબલપર મુકવામાં આવે છે અને તે વાંચેલા માની લેવામાં આવે છે. ઠરાવો ઉપર વિવેચન થાય છે અને મત લેવાયા પછી થયેલા ઠરાવની નોંધ લેવામાં આવે છે. વધુ મતે થયેલો ઠરાવ માત્ર સલાહ તરીકે ગણવામાં આવે છે. પણ તે ઠરાવ પ્રમાણે અમલ કરવાને સરકાર બંધાયેલી નથી. એક વખત સભામાં પસાર થયેલો કાયદો બહાર પડયા પછી સરકાર ધારાસભામાં મુકયા શીવાય ગમે તે વખતે તેમાં સુધારો, વધારો કે ફેરફાર કરી શકે છે; અર્થાત્ યોગ્ય લાગે તો સલાહ સ્વીકારે અગર ન સ્વીકારે એટલુંજ નહીં પરંતુ એક વખત સ્વીકારાયેલી સલાહ

બીલકુલ રદ પણ કરી શકે છે. વળી સભાનું બંધારણ પણ સંકુચિત છે. આવા પ્રકારની ધારાસભા હોવાથી તેને વિસ્તૃત કરવા અને હકમાં વધારો કરવા ઘણા વખતથી ધારાસભાના લોકજ્ઞ સભાસદો અને વડોદરા રાજ્યનું પ્રજામંડળ માગણી કરે છે, અને સરકાર આશ્વાસન આપી કહે છે કે 'આ વાત સરકારના ધ્યાન ઉપર છે.' ગઈ સાલમાંજ સભામાં બજેટ મુકી તેના ઉપર ચર્ચા કરવાનો અધિકાર સભાને મળ્યો છે, પણ બજેટમાં ખાતાવાર વિગતવાર આંકડા નહીં આપવાથી સભાસદોને સૂચના કરવા સાધન મળતું નથી અને ઘણી ગેરસમજ થાય છે. તેટલો સુધારો કરવાની જરૂર છે.

પ્રજાની એવી માગણી છે કે વિભાગવાર ૧૦ લોકજ્ઞ સભાસદોને બદલે મહાલવાર ૪૦ લોકજ્ઞ સભાસદો રાખવા અને તે મહાલ પંચાયતના સભાસદો દ્વારાએ નહીં ચુંટાતાં સીધી ચુંટણીથી (direct-election) ચુંટાઈને આવવા જોઇએ, તે ઉપરાંત સુધરાઈ અને વિશિષ્ટ પંચાયતોની સંસ્થાઓ તરફના સભાસદો ચુંટાવા જોઇએ. આ પ્રમાણે જેટલા લોકજ્ઞ સભાસદો થાય તેના અરધા ભાગના સરકાર તરફથી હોદ્દાની રૂએ આવેલા અને પ્રજામાંથી સરકારે નીમેલા સભાસદો હોવા જોઇએ. વળી જે જે ઠરાવો વીગેરે સભા આગળ આવે અને તેનો વધુ મતે જે ઠરાવ થાય તે પ્રમાણે સરકારે અમલ કરવો જોઇએ, અને કોઇપણ કાયદાનો સુધારો કે વધારો સભામાં મુક્યા શીવાય તેને અમલમાં મુકી શકાય નહીં. કોઈ થયલો ઠરાવ રદ કરવાનો છેવટનો અધિકાર ( Right of Veto ) શ્રીમંત મહારાજા સાહેબનો હોવો જોઇએ. વળી ધારાસભાના લોકજ્ઞ સભાસદોમાંથી ચુંટાયેલા એક અગર બે સભાસદો રાજ્યના મંત્રીમંડળ (Executive Council) માં રાખવા જોઇએ, વીગેરે વીગેરે એવા પ્રકારના બંધારણવાળી ધારાસભા બનાવવા પ્રજાની માગણી છે. પ્રજાની આ માગણી તદ્દન વાસ્તવિક અને હાલના સંયોગો જોતાં જરૂરની છે. નામ ધારાસભા અને તેનું કામ સલાહકાર મંડળ જેવું એ

ન્યાયની દૃષ્ટિએ ઠીક લાગતું નથી. ધારાસભા સ્થપાયે ૧૬ વર્ષ જેટલો લાંબો વખત થઇ ગયો છતાં હજુ હકો વધારવામાં આવતા નથી! માટે આ મહત્વની બાબત ધ્યાન ઉપર લઈ સરકારે જેમ બને તેમ તાકીદે પ્રજાની માગણી પ્રમાણે રીતસરની ખરી ધારાસભા બનાવવી જોઇએ, અને અત્યાર સુધી આપેલાં આશ્વાસનો અને આશાઓ સફળ કરવાં જોઇએ.

**વ્યવસ્થા અને દેખરેખ**—મુલકી વ્યવસ્થા માટે ગામડાંઓમાં તળાટી, મહાલમાં વહીવટદાર, પ્રાંતમાં સુબા અને તે બધાના ઉપરી તરીકે સરસુબા છે.

ન્યાયવ્યવસ્થા માટે મહાલોમાં દીવાની અને ફોજદારી માટે મુનસફ અને મેજીસ્ટ્રેટ, પ્રાંતમાં પ્રાંત ન્યાયાધિશ અને તે બધા ઉપર વરીષ્ટકોર્ટ, અને હજુર ન્યાયસભા રાખેલી છે.

ઇજનેરી કામની વ્યવસ્થા માટે મહાલમાં ઓવર સીઅર, પ્રાંતમાં એકઝીક્યુટીવ એન્જીનીઅર અને તે બધા ઉપર ચીફ એન્જીનીર છે.

પોલીસ બંદોબસ્ત માટે ગામડામાં હવાલદારો અને નાયબ ફોજદાર, મહાલમાં ફોજદાર, વિભાગમાં સરફોજદાર, પ્રાંતમાં પોલીસ નાયબસુબા અને બધાના ઉપરી તરીકે પોલીસ કમીશનરની નીમણુક કરેલી છે.

પંચાયતોની આર્થિક વ્યવસ્થા માટે, ગામડાંઓમાં ગ્રામ્યપંચાયત, કસ્બાઓનાં સુધરાઇ અને વિશિષ્ટ પંચાયતો, મહાલોમાં મહાલ પંચાયત, પ્રાંતમાં પ્રાંતપંચાયત અને તે ઉપર પંચાયત પ્રગતિ અધિકારી દેખરેખ રાખે છે.

દવાખાના માટે કસ્બામા ડોકટરો, અને તેના ઉપરી તરીકે ચીફ મેડીકલ ઓફીસર છે.

કેળવણીની વ્યવસ્થા માટે ગામો અને કસ્બામાં શિક્ષકો મહાલોમાં ડેપ્યુટીઓ, પ્રાંતમાં ઇન્સ્પેકટરો અને તે બધા ઉપર વિદ્યાધિકારીની નિમણુક કરેલી છે.

વેપાર અને ખેતીવાડી માટે જુદાં ખાતાં ઉઘાડવામાં આવ્યાં છે. રાજ્યમાં નમુનાનાં ખેતરો રાખી છોડા ઉછેરવાના પ્રયોગો થાય છે. નવી પદ્ધતિ પ્રમાણે ખેતીવાડીના ઉપદેશો થાય છે પણ અત્યાર સુધી સંતોષકારક પરિણામ જણાયું નથી. વેપાર ઉદ્યોગ માટે પ્રગતિ ચાલે છે. ૨–૩ વર્ષે રાજ્યમાં વેપાર અને ખેતીવાડીનું સલાહકાર મંડળ મળે છે.

આ શીવાય આબકારી, મીલીટરી વીગેરે બીજાં ઘણાં ખાતાંઓની આવી રીતે વ્યવસ્થા રાખેલી છે. ઉપર પ્રમાણે તમામ ખાતાના વડા અમલદારો ઉપર દિવાનની દેખરેખ હોય છે. શ્રીમંત મહારાજાની ઇચ્છાનુસાર અને એમણે આપેલી સત્તાનુસાર દિવાન આખું રાજ્યતંત્ર ચલાવે છે. શ્રીમંત મહારાજાના અધિકારનું કામ ખુદ શ્રીમંત, અગર કારોબારી મંત્રીમંડળ, અગર દિવાનદ્વારાએ થાય છે.

શારીરિક આરોગ્ય અર્થે ઘણી વખત યુરોપની મુસાફરીએ શ્રીમંત મહારાજા સાહેબનું જવાનું થતું હોવાથી રાજ્યકારભાર સુવ્યવસ્થિત રીતે ચાલે અને પોતાના કામનો બોજો હલકો થાય અને માનસિક પરિશ્રમ ઉઠાવવો ન પડે તે હેતુથી આશરે ૨૦–૨૨ વર્ષોથી રાજ્યમાં મંત્રીમંડળ ( Executive Council) સ્થપાયેલું છે. આ મંડળ શરૂઆતમાં શ્રીમંત મહારાજાની ગેરહાજરીમાં કામ કરતું અને પછી બંધ પડતું. પરંતુ હમણાં કેટલાંક વર્ષોથી તે કાયમના જેવું સ્થાપવામાં આવેલું છે. તેમાં સભાસદ તરીકે ચાર પાંચ રાજ્યના મોટા અમલદારોને નીમવામાં આવે છે. પ્રમુખ તરીકે દિવાન સાહેબ હોય છે. આ મંડળ શ્રીમંતે પોતાના આપેલા અધિકાર પ્રમાણે કામ કરે છે અને આખું રાજ્યતંત્ર ચલાવી રાજ્યવહીવટ કરે છે.

ઉપર પ્રમાણે ટુંકામાં રાજ્યના વિસ્તારની, વસ્તીની, સ્થિતિની, અને રાજ્યતંત્રની સામાન્ય હકીકત જણાવી, હવે રાજ્યની આર્થિક સ્થિતિનો ખ્યાલ આપવાની જરૂર છે.

**રાજ્યની આર્થિક સ્થિતિ**—વધારે પાછળ નહીં જતાં સંવત ૧૯૬૭ ની સાલથી સંવત ૧૯૭૯ ( તા. ૩૧–૭–૧૯૨૩ ) સુધીના

રાજ્યની આવક જાવકના આંકડા, વડોદરારાજ્યના કારોબારી હેવાલ ( administration reports ) ઉપરથી પ્રકટ કરવાથી રાજ્યના અને પ્રજાના અંતર અને બાહ્યસ્વરૂપ ઉપર સારૂં અજવાળું પડશે. એકંદર વાર્ષિક આવક જાવકના આંકડા સાલવાર નીચે પ્રમાણે છે—

**રાજ્યની આવક જાવકના આંકડાનું કોષ્ટક.**

| સંવત. | આવક. | જાવક. | +વધારો.<br>-ઘટાડો. |
|---|---|---|---|
| ૧૯૬૭<br>(સન-૧૯૧૦-૧૧) | ૧૭૧૭૨૮૪૮ | ૧૪૦૦૦૭૦૮ | +૩૧૭૨૧૪૦ |
| ૧૯૬૮ | ૧૪૪૧૯૨૫૩ | ૧૭૩૮૧૮૨૬ | -૨૯૬૨૫૭૩ |
| ૧૯૬૯ | ૨૨૧૧૦૪૪૧ | ૧૮૦૦૪૨૧૧ | +૪૧૦૬૨૩૧ |
| ૧૯૭૦ | ૨૦૪૭૦૬૨૬ | ૧૪૨૧૨૧૯૫ | +૬૨૫૮૪૩૧ |
| ૧૯૭૧ | ૧૯૨૬૦૨૮૯ | ૧૪૮૦૧૪૨૬ | +૪૪૫૮૮૬૩ |
| ૧૯૭૨ | ૧૯૦૯૦૫૪૦ | ૧૬૭૫૧૪૮૯ | +૨૩૩૯૦૫૧ |
| ૧૯૭૩ | ૨૦૨૧૧૦૭૯ | ૧૫૫૨૮૭૩૫ | +૪૬૮૨૩૪૪ |
| ૧૯૭૪ | ૨૦૨૮૬૦૫૧ | ૧૮૯૪૬૫૪૯ | +૧૩૩૯૫૦૨ |
| ૧૯૭૫ | ૧૭૮૮૨૩૫૮ | ૧૬૬૫૫૬૦૧ | +૧૨૨૬૭૫૭ |
| ૧૯૭૬ | ૨૪૩૬૪૨૭૯ | ૧૮૧૬૪૨૦૧ | +૬૨૦૦૦૭૮ |
| ૧૯૭૭ | ૨૦૮૫૫૬૦૫ | ૧૯૧૬૮૬૮૬ | +૧૬૮૬૯૧૯ |
| ૧૯૭૮ | ૨૧૨૫૯૨૨૯ | ૨૦૪૦૨૯૦૪ | +૮૫૬૩૨૫ |
| ૧૯૭૯<br>(સન ૧૯૨૨-૨૩) | ૨૨૧૨૬૪૯૧ | ૨૧૧૩૮૮૬૫ | +૯૮૭૬૨૫ |

ઉપરના કોષ્ટક ઉપરથી સમજાશે કે દરસાલ આવક કરતાં ખર્ચ કમી થાય છે તેથી રાજ્યની આર્થિક સ્થિતિ સારી ગણી શકાય. એ એક રીતે સંતોષ પામવા જેવું છે. રાજ્યની થયેલી બચતમાંથી કેટલીક બચત નીચે પ્રમાણે તા. ૩૧-૭-૧૯૨૩ સુધી રોકાત થયેલી છે એમ સન ૧૯૨૨-૨૩ના કારોબારી રીપોર્ટ ઉપરથી જણાય છે-

રોકડ સીલક રૂ. ૫૬૭૬૯૧૩ છે, બાંધી મુદતના ભરેલા રૂ. ૧૨૦૦૦૦૦ છે, તથા રેલ્વે અને ઇરીગેશનના બાંધકામો ખાતે રોકેલા રૂ. ૬૯૯૪૬૨૧૯ (લગભગ ૭ કરોડ) છે તે મળી કુલ રૂ. ૭૬૮૨૩૧૩૨ નું લહેણું છે અને રૂ. ૫૧૨૭૩૨૧નું દેવું છે તે જતાં બાકી રૂ, ૭૧૬૯૫૮૧૧ ની મુડી રોકાયેલી છે.

આ હકીકત ઉપરથી સ્પષ્ટ બોધ થાય છે કે રાજ્યની આશરે સાત કરોડ જેટલી મોટી રકમ રેલ્વે અને ઇરીગેશન (પાણીનાં બાંધકામો) ખાતે કાયમની રોકાયેલી છે તેનું વાર્ષિક ઉત્પન્ન રેલ્વેમાંથી આશરે ૧૩ લાખ અને ઇરીગેશન ખાતામાંથી આશરે અડધો લાખ મળી ૧૩॥ લાખ રૂપીઆ આવે છે તે હિસાબે પુરૂં બે ટકા પણ વ્યાજ બંધ બેસતું નથી. રાજ્યમાં થયેલાં મોટાં ઇરીગેશન કામો ઘણા ભાગે નિષ્ફળ નીવડયાં છે. કડીપ્રાંતમાં ઘણા મોટા ખર્ચે બંધાયેલું કાદરપુર તળાવ પણ તે પૈકીનું છે. તે તળાવમાંથી ખેરાળુ, વડનગર, ગુંજા અને ઠેઠ વિસનગર સુધી નહેરો દ્વારાએ પાણી આપવાની સરકારની જે ધારણા હતી તે બર આવી નથી. તેનું નામ ચીમનબાઇ સરોવર રાખેલું છે. કાદરપુર ફ્લૅગ સ્ટેશન છે.

હવે રાજ્યમાં દર વરસે કયા કયા ખાતામાં કેટલું કેટલું ઉત્પન્ન આવે છે અને કયા કયા ખાતે કેટલું કેટલું ખરચ ઉપડે છે તે સંવત ૧૯૬૭ થી ત્રણ ત્રણ વરસના અંતરે સંવત ૧૯૭૯ સુધી પાંચ વર્ષના ખાતાવાર આવકજાવકના નીચે પ્રમાણે બતાવેલા આંકડા ઉપરથી સમજાશે—

## રાજ્યની આવકના વિગતવાર આંકડાનું કોષ્ટક.

| | આવકની બાબત. | સંવત. ૧૯૬૭ ૧૯૧૦–૧૧ | સંવત. ૧૯૭૦ ૧૯૧૩–૧૪ | સંવત. ૧૯૭૩ ૧૯૧૬–૧૭ | સંવત. ૧૯૭૬ ૧૯૧૯–૨૦ | સંવત. ૧૯૭૯ ૧૯૨૨–૨૩ |
|---|---|---|---|---|---|---|
| ૧ | જમીન મહેસુલ | ૧૦૩૧૫૩૫૭ | ૧૧૭૫૩૭૫૮ | ૧૨૦૨૪૫૪૩ | ૧૨૯૪૮૮૯૯ | ૧૧૩૬૩૫૫૯ |
| ૨ | બીજા વેરા | ૧૭૭૨૯૩ | ૧૯૮૩૨૬ | ૨૦૮૪૭૬ | ૨૯૨૩૭૩ | ૪૨૩૩૨૨ |
| ૩ | જંગલ | ૧૬૧૯૧૨ | ૧૯૯૪૧૬ | ૨૪૭૯૬૭ | ૪૫૦૫૨૬ | ૪૫૭૫૦૧ |
| ૪ | આબકારી | ૧૬૨૨૫૯૦ | ૨૧૦૦૩૬૬ | ૨૨૮૯૬૬૦ | ૩૫૦૪૯૯૪ | ૨૯૩૯૯૫૩ |
| ૫ | જકાત | ૧૩૦૨૫ | ૧૦૭૫૨૫ | ૧૩૧૨૮૧ | ૨૨૬૦૪૫ | ૨૫૩૧૬૪ |
| ૬ | સ્ટૅંપ | ૫૫૦૬૩૭ | ૬૬૫૧૪૫ | ૭૧૮૧૮૩ | ૯૦૯૩૩૩ | ૧૧૯૮૩૯૩ |
| ૭ | નોંધણી | ૧૧૨૮૫૧ | ૧૩૯૮૩૯ | ૧૫૮૫૩૪ | ૧૮૧૬૫૬ | ૧૯૦૬૪૨ |
| ૮ | ખંડણી | ૫૧૫૧૪૨ | ૨૮૨૫૩૩ | ૫૯૧૯૯૩ | ૬૩૬૭૩૯ | ૬૬૬૩૮૯ |
| ૯ | વ્યાજ | ૬૮૭૯૮૮ | ૬૮૫૨૪૧ | ૯૩૧૫૦૯ | ૧૩૭૨૩૭૫ | ૧૩૪૯૯૭૨ |
| ૧૦ | પંચાયત | ૧૫૨૨૯ | ૧૨૪૦૧ | ૧૬૨૮૭ | ૧૦૮૩૩૨ | ૧૩૦૪૧૭ |
| ૧૧ | અફીણ | ૧૩૦૦૪૭૭ | ૨૩૪૧૬૩૫ | ૫૩૪૫૦૩ | ૧૧૭૦૧૭૯ | ૬૧૭૮૪૪ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ | રેલ્વે | ૮૭૯૩૨૯ | ૮૧૯૮૮૬ | ૧૦૩૩૩૪૧ | ૧૧૪૫૪૯૦ | ૧૨૯૧૩૫૩ |
| ૧૩ | ઈરીગેશન | ૫૭૨૯ | ૧૮૮૩૩ | ૩૪૦૯૨ | ૧૯૮૪૧ | ૫૨૯૦૧ |
| ૧૪ | ન્યાય અને દંડ | ૮૩૬૭૯ | ૧૪૧૭૯૮ | ૧૧૮૨૩૨ | ૧૯૬૬૨૯ | ૨૦૩૦૦૫ |
| ૧૫ | જેલ | ૧૭૧૫૧ | ૨૧૭૯૫ | ૨૬૮૧૪ | ૨૬૮૧૧ | ૩૦૫૧૩ |
| ૧૬ | કેળવણી | ૧૫૬૪૨૦ | ૧૭૮૨૬૯ | ૧૩૪૯૨૭ | ૧૩૮૧૭૯ | ૧૯૩૬૪૪ |
| ૧૭ | સુધરાઈ | ૧૩૨૫ | ૭૮૫ | ૧૨ | ૧૭૬૯ | ૦ |
| ૧૮ | પબ્લીકવર્કર્સ | ૧૧૧૦૨૧ | ૧૦૮૩૦૧ | ૪૮૯૭૨૧ | ૪૭૭૬૦૬ | ૧૯૦૮૨૪ |
| ૧૯ | પરચુરણ | ૩૮૫૬૯૩ | ૬૯૧૧૭૪ | ૫૧૬૦૦૪ | ૫૫૬૫૦૩ | ૫૭૩૦૯૫ |
| | કુલ. | ૧૭૧૭૨૮૪૮ | ૨૦૪૭૦૬૨૬ | ૨૦૨૧૧૦૭૯ | ૨૪૩૬૪૨૭૯ | ૨૨૧૨૬૪૯૧ |

## રાજ્યના ખરચના વીગતવાર આંકડાનું કોષ્ટક.

| | ખરચની બાબત– | સંવત–૧૯૬૭ ૧૯૧૦–૧૧ | સંવત–૧૯૭૦ ૧૯૧૩–૧૪ | સંવત–૧૯૭૩ ૧૯૧૬–૧૭ | સંવત–૧૯૭૬ ૧૯૧૯–૨૦ | સંવત–૧૯૭૯ ૧૯૨૨–૨૩ |
|---|---|---|---|---|---|---|
| ૧ | મુલ્કી | ૨૦૪૨૬૮૦ | ૨૦૪૯૦૬૦ | ૨૦૭૩૦૧૧ | ૨૧૨૧૮૯૨ | ૨૩૪૯૦૯૨ |
| ૨ | બીજાં સીવીલ ખાતાં | ૧૨૭૭૭૧ | ૧૪૮૩૬૮ | ૧૯૬૫૮૬ | ૧૫૯૮૪૯ | ૧૮૨૨૭૨ |
| ૩ | જંગલ | ૬૩૮૭૪ | ૭૨૮૪૧ | ૮૪૮૦૨ | ૯૩૬૭૪ | ૧૨૧૬૦૯ |
| ૪ | સ્ટેંપ | ૩૫૧૧૪ | ૬૦૫૧૪ | ૩૮૯૪૯ | ૯૦૬૩૪ | ૭૩૯૩૦ |
| ૫ | નોંધણી | ૩૨૯૮૪ | ૩૫૬૯૩ | ૩૯૮૧૭ | ૪૫૭૮૧ | ૫૩૨૪૭ |
| ૬ | ખંડણી | ૨૧૪ | ૪૨ | ૨૯૨ | ૧૮ | ૭૨૯ |
| ૭ | અફીણ | ૭૫૦૭૪૨ | ૧૨૨૩૭૩ | ૧૧૬૩૮૬ | ૧૯૮૯૪૬ | ૨૧૧૩૧૩ |
| ૮ | વ્યાજ | ૦ | ૦ | ૦ | ૦ | ૭૯૭૧૩ |
| ૯ | રાજમહેલ | ૨૦૦૩૭૧૨ | ૧૯૯૯૨૧૨ | ૨૦૧૪૩૫૭ | ૨૦૧૦૮૬૭ | ૨૦૨૮૭૫૨ |
| ૧૦ | હજુર કચેરી | ૪૯૦૩૪૨ | ૫૫૬૫૨૪ | ૬૨૩૫૧૨ | ૭૫૯૫૦૨ | ૮૯૮૬૯૩ |
| ૧૧ | ન્યાય | ૩૪૯૭૬૮ | ૩૭૫૯૨૪ | ૪૦૪૮૦૬ | ૩૭૪૭૪૪ | ૪૫૨૦૩૬ |
| ૧૨ | પોલીસ | ૭૫૦૫૫૬ | ૮૦૨૮૬૬ | ૮૬૪૪૨૫ | ૮૦૮૦૪૨ | ૧૩૭૧૦૮૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૩ | જેલ | ૪૫૧૦૦ | ૫૮૪૮૮ | ૬૭૫૪૫ | ૮૮૭૭૬ | ૮૯૭૧૫ |
| ૧૪ | કેળવણી | ૧૩૮૬૩૧૮ | ૧૭૨૧૫૭૦ | ૨૦૪૩૦૮૬ | ૨૩૪૦૨૬૮ | ૩૦૧૦૦૦૫ |
| ૧૫ | દવાખાનું | ૨૧૮૩૯૬ | ૨૭૬૮૪૮ | ૩૦૯૩૫૯ | ૪૬૨૬૯૫ | ૭૦૬૭૬૫ |
| ૧૬ | છાપખાનું | ૧૦૯૭૧૮ | ૯૪૧૧૫ | ૮૧૭૨૦ | ૧૩૨૮૪૧ | ૮૫૩૫૪ |
| ૧૭ | પંચાયત તથા સુંવ્રરાઇ | ૨૧૪૯૫૩ | ૩૨૮૮૯૯ | ૪૭૪૮૦૯ | ૭૮૧૫૪૯ | ૬૫૦૬૨૩ |
| ૧૮ | ઇજનેર-પબ્લીકવર્કસ | ૨૧૩૦૦૭૯ | ૨૪૨૩૭૮૩ | ૨૬૧૪૦૫૯ | ૨૪૬૭૦૯૫ | ૨૨૪૮૯૮૫ |
| ૧૯ | લશ્કર | ૧૮૮૨૯૮૬ | ૧૭૨૦૨૧૭ | ૧૯૧૪૧૯૯ | ૨૦૮૮૬૯૩ | ૨૬૨૧૧૪૭ |
| ૨૦ | દેવસ્થાન ધર્માદા | ૨૬૭૯૪૨ | ૨૬૨૦૨૨ | ૨૪૨૨૩૦ | ૨૩૭૮૦૪ | ૨૨૯૬૧૨ |
| ૨૧ | આસામદાર નીમણુક | ૭૫૪૬૮૨ | ૫૮૬૮૧૫ | ૫૩૩૦૬૧ | ૪૮૦૩૭૫ | ૫૪૪૨૪૮ |
| ૨૨ | પેન્શન | ૧૪૪૧૪૦ | ૧૭૭૭૪૦ | ૨૨૪૭૫૫ | ૨૮૯૦૩૬ | ૩૮૧૫૮૨ |
| ૨૩ | રાજકુટુંબમાં લગ્ન | ૦ | ૧૪૩૫૪૪ | ૨૭૫ | ૩૩૯૫૦૪ | ૩૦૦૦૦૦ |
| ૨૪ | અસાધારણ | ૧૨૩૮ | ૧૬૬૦ | ૭૯૭૯૫ | ૧૦૩૮૮૬૯ | ૨૫૮૪૨ |
| ૨૫ | પરચુરણ | ૧૯૭૩૯૯ | ૧૯૩૦૯૬ | ૪૮૬૮૯૯ | ૭૫૨૭૪૭ | ૨૪૦૬૫૬૧ |
| | કુલ. | ૧૪૦૦૦૭૦૮ | ૧૪૨૧૨૧૯૫ | ૧૫૫૨૮૭૩૫ | ૧૮૧૬૪૨૦૧ | ૨૧૧૩૮૮૬૬ |

ઉપર બતાવેલા આવકના કોષ્ટકમાં આયપત વેરાનો આંકડો જુદો પાડેલો નહીં હોવાથી તે વેરા સંબંધી હકીકત જણાતી નથી. રાજ્યના સન ૧૯૧૧–૧૨ થી ૧૯૨૦–૨૧ સુધીના સ્ટેટીસ્ટીકલ ઍબસ્ટ્રૅક્ટ (Statistical abstract) ઉપરથી તે આંકડા નીચે પ્રમાણે છે—

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૧–૧૨ માં રૂ | ૧૧૮૪૯૭ | ૧૯૧૭–૧૮ માં રૂ | ૧૭૭૫૪૯ |
| ૧૯૧૨–૧૩ માં | ૧૩૩૯૭૨ | ૧૯૧૮–૧૯ માં | ૨૦૧૫૯૬ |
| ૧૯૧૩–૧૪ માં | ૧૩૨૬૦૬ | ૧૯૧૯–૨૦ માં | ૨૨૯૮૬૪ |
| ૧૯૧૪–૧૫ માં | ૧૪૦૬૬૩ | ૧૯૨૦–૨૧ માં | ૨૬૬૫૬૩ |
| ૧૯૧૫–૧૬ માં | ૧૪૭૪૫૯ | ૧૯૨૧–૨૨ માં | ૨૬૮૩૫૭ |
| ૧૯૧૬–૧૭ માં | ૧૪૯૭૫૨ | ૧૯૨૨–૨૩ માં | ૩૩૨૯૯૭ |

ઉપરના આયપત વેરાના આંકડા જોતાં જણાય છે કે દરેક વરસે આવકમાં વધારો થતો ગયો છે. તા. ૪–૮–૧૯૧૪ ના રોજ લડાઇ થઈ અને ૩૦–૬–૧૯૧૯ ના રોજ તે પુરી થઇ તે દરમીઆન ૪–૫ વરસમાં માલના વધી ગયેલા ભાવોને લીધે થયેલી વધારે કમાણી ઉપરથી વેરામાં ઉછાળો આવ્યો હોય એમ મનાય, પણ લડાઇ પછી તો વેપારમાં ઘણીજ મંદી આવી ગઇ છે અને તે સન ૧૯૨૧–૨૨ તથા ૧૯૨૨–૨૩ ના એડમીનીસ્ટ્રેશન રીપોર્ટમાં નામદાર દીવાન સાહેબ પણ કબુલ રાખે છે, છતાં સન ૧૯૧૯ પછીના મંદીના વખતમાં પણ આ આયપત વેરાની બમણી ઉપજ થઇ છે. તેજીના વખતમાં ચડેલા વેરા મંદીના વખતમાં કમી થયા નહીં. કોરટમાં દાદ મેળવવા જતાં ખરચ, વખત, અને ધંધાનો કેટલો બધો ભોગ આપવો પડે છે તે જેને વીતે તે જાણે. શરૂઆતમાં વધુમાં વધુ આયપત વેરો રૂ. ૪) નો રાખવામાં આવ્યો હતો તેને વધારી વધારી હાલની સ્થિતિ ઉપર લાવી મુકેલો છે.

ઉપરનાં આવક જાવકનાં કોષ્ટકોમાં બતાવેલા આંકડા ઉપરથી અને આગળ બતાવેલા વસ્તીના આંકડા ઉપરથી જણાઇ આવે છે

કે વડોદરા રાજ્યમાં માથા દીઠ દસ રૂપીઆ વેરો આવે છે. આ ઉપરાંત સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના એટલે કે સુધરાઇ અને પંચાયતોના વેરા તો જુદાજ સમજવાના છે. રાજ્યની બધી સુધરાઇઓ અને વિશિષ્ટ પંચાયતોનું કુલ ઉત્પન્ન આશરે ૧૨ લાખ રૂપીઆનું અને તમામ ગામ પંચાયત તથા મહાલ પંચાયતોનું કુલ ઉત્પન્ન આશરે ૨૨ લાખ રૂપીઆનું થાય છે.

વળી પાછળના આંકડાઓ ઉપરથી જમીન મહેસુલનું, કેળવણી ખાતાનું, લશ્કર અને પોલીસનું, વીગેરે વીગેરે ખાતાનું કેટલું માથા દીઠ ખરચ આવે છે તેનો ખ્યાલ આવે છે, દારૂ કેટલા બધા રૂપીઆનો પીવાય છે, કોણ પીએ છે, બધાં ખાતાંઓ કેવી રીતે અને કેટલા ખરચે ચલાવાય છે, રાજ્યના પૈસાનો કેવો ઉપયોગ થાય છે વીગેરે વીગેરે બાબતોનું સારૂં અવલોકન કરી શકાય છે.

ઉપર પ્રમાણે ટુંકામાં વડોદરા રાજ્યની સામાન્ય ઉપયોગી હકીકત, વડોદરા રાજ્યની તમામ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના સભાસદોના કામમાં સરળતા થઈ પડે તથા સરકારની અને પ્રજાની ખરી વસ્તુસ્થિતિનું ભાન થાય તેવી રીતે બનતા સુધી વાચકવર્ગ આગળ મુકવામાં આવી છે. ગઈ સાલથી ધારાસભામાં રાજ્યનું આવક જાવકનું બજેટ મુકવામાં આવે છે અને તેના ઉપર ચર્ચા થાય છે, એટલે ધારાસભાના સભાસદોની ફરજ છે કે તેમણે રાજ્યના તમામ ખાતાના આવકજાવકના વીગતવાર આંકડાથી સંપૂર્ણ રીતે વાકેફગાર રહેવું જોઇએ. ઉપરના આંકડા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ખરચમાં વધારો થતો જાય છે. અને ખરચને પહોંચી વળવા સીધી અને આડકતરી રીતે વેરામાં વધારો કરવામાં આવે છે માટે ધારાસભાના સભાસદોએ દરેક ખાતામાં ઉંડા ઉતરી વધેલું ખરચ કમી કરી જેમ બને તેમ પ્રજા ઉપર વેરાનું ભારણ કમી થાય તે પ્રમાણે કરવા પ્રયત્ન કરવો જોઇએ.



# પ્રકરણ ૩ જું.

## કડી પ્રાંત.

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે વડોદરા રાજ્યના મુખ્ય ચાર પ્રાંતો પૈકી કડીપ્રાંતમાં વિસનગર મહાલ, અને વિસનગર મહાલમાં વિસનગર શહેર આવેલું હોવાથી વિસનગર મહાલની અને વિસનગરની હકીકત જણાવતાં પહેલાં નીચે પ્રમાણે કડીપ્રાંતની કેટલીક જાણવા જેવી અને મહત્વની હકીકત આપવાની ખાસ આવશ્યકતા છે—

વડોદરા રાજ્યની અને ગુજરાતની ઉત્તર સરહદ ઉપર કડીપ્રાંત આવેલો હોવાથી પ્રથમ તે ઉત્તર પ્રાંતથી ઓળખાતો હતો; પરંતુ તેનું સદર સ્ટેશન પ્રથમ કડીમાં હતું તે ઉપરથી તેનું નામ કડી-પ્રાંત પડેલું છે.

કડીની આજુબાજુના મહેવાસી લોકોને કાબુમાં રાખવા સદર સ્ટેશન કડીમાં રાખવાની પહેલાં જરૂર પડી હતી, પણ કડીપ્રાંતમાં રેલ્વે દાખલ થઈ અને મધ્ય ભાગમાં મેસાણા મોટું જંકશન સ્ટેશન થઇ પડવાથી સન ૧૯૦૨ માં પ્રાંતનું સદર સ્ટેશન કડીથી મેસાણે લાવવામાં આવ્યું. પ્રાંતનું નામ હજુ કડીપ્રાંત કાયમજ છે.

કડીપ્રાંતની ઉત્તરે પાલનપુર એજંસી તથા મહીકાંઠા એજંસી-નો થોડો ભાગ, પૂર્વે મહીકાંઠા એજન્સી તથા પ્રાંતીજ તથા કપડવંજ તાલુકો, દક્ષિણે કપડવંજ, મહેમદાવાદ, દસક્રોઇ તથા સાનંદ તાલુકો, અને પશ્ચિમે રાધનપુર સંસ્થાન, ઝાલાવાડ અને વીરમગામ તાલુકો આવેલો છે.

પ્રાંતનું ક્ષેત્રફળ ૩૦૪૬ ચોરસમાઇલ છે. પૂર્વ પશ્ચિમ લંબાઇ આશરે ૭૦ માઇલ અને ઉત્તર દક્ષિણ લંબાઈ આશરે ૭૧ માઇલ છે. વસ્તી ૯૦૦૫૭૮ ની છે.

પૂર્વભાગનો પ્રદેશ વિશેષ ઝાડવાળો જણાય છે અને જમીન ગોરાડુ છે, પશ્ચિમ તરફનો ભાગ વેરાન જેવો લાગે છે અને જમીન કાળી જોવામાં આવે છે. બધો પ્રદેશ સાધારણ રીતે રેતીવાળો અને સપાટ છે. કોઇ સ્થળે ડુંગર નથી.

પ્રાંતમાં મુખ્ય નદીઓ સાબરમતી, વાત્રક, મેશ્વો, ખારી, રૂપેણ, સરસ્વતી અને બનાસ છે.

સાબરમતી અરવલ્લી પર્વતમાંથી નીકળી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. તેની લંબાઇ આશરે ૨૦૦ માઇલની છે.

વાત્રક અને મેશ્વો ડુંગરપરના દક્ષિણના પ્રદેશમાંથી નીકળી વૌઠા ગામ આગળ સાબરમતીને મળે છે. વાત્રકની લંબાઇ ૧૫૧ અને મેશ્વોની લંબાઇ ૧૨૬ માઇલ છે.

ખારીનદી અહમદનગર કસ્બાની ઇશાન કોણમાંથી દસ માઇલ દૂરથી નીકળી ખારવા નામના ઝરાને મળી નૈરૃત્યકોણ તરફ વહી સાબરમતીને મળે છે. તેની લંબાઇ ૧૦૫ માઇલ છે.

રૂપેણનદી મહીકાંઠામાં તુંગાના ડુંગરમાંથી નીકળી કાદરપુર તળાવમાં થઈ ખેરાળુ વિસનગર મહેસાણા અને ચાણસ્મા તાલુકામાં વહી કચ્છના રણમાં સમાય છે.

સરસ્વતીનદી આરાસુરના પર્વતમાંથી નીકળી સિદ્ધપુર અને પાટણ તાલુકામાં વહી કચ્છના રણમાં સમાય છે. આ નદી પવિત્ર અને કુમારિકા ગણાય છે કારણ કે બીજી નદીઓની માફક સમુદ્રની સાથે તેનો સંયોગ થતો નથી. આ નદીનો વહેવાનો ઢોળાવ એક માઇલે સાત ફુટ હોવાથી તેનો વેગ અને તાણ વધારે છે.

બનાસનદી આરાસુરના ડુંગરમાંથી નીકળી પાટણ અને હારીજ મહાલમાં થઇ કચ્છના રણમાં સમાય છે.

આ પ્રાંતમાં જોવા લાયક પથરબંધ ઓવારાવાળાં મોટાં ત્રણ તળાવ છે. વડનગરમાં શર્મિષ્ટા તળાવ જેને સમેળા કહેવામાં આવે છે.

વિસનગરમાં દેળીઉ તળાવ અને પાટણમાં ખાનસરોવર છે. આ શીવાય કાદરપુરમાં કાદરપુર તળાવ છે જેનું નામ ચીમનાબાઇ તળાવ રાખેલું છે.

તળાવો શીવાય પાટણ, વિસનગર, વડનગર, સિદ્ધપુરમાં કેટલેક ઠેકાણે મોટી પથરબંધી વાવો છે. દુષ્કાળમાં તેમનો ઉપયોગ થાય છે. કુવા દરેક ગામે છે, પરંતુ જેમ જેમ દુષ્કાળનાં વરસો આવતાં ગયાં તેમ તેમ કડીપ્રાંતમાં લગભગ દરેક ઠેકાણે પાણી ઉંડાં ઉતરતાં ગયાં. પાણી ઘણા ભાગે મીઠું અને કોઇ સ્થળે ભાંભળું હોય છે. બે ત્રણ વર્ષે એકાદ વર્ષ દુષ્કાળ જેવું આવવાથી કડીપ્રાંતમાં કુવા વધારવાની રાજનીતિ ધારણ કરવામાં આવી છે.

આખા પ્રાંતની હવા ઘણા ભાગે ગરમ પણ સારી છે. ઉનાળામાં પાટણ જેવા સ્થળે ગરમી ૧૧૫ ડીગ્રી સુધી હોય છે. વરસાદ સરેરાશ ૨૫ ઈંચ પડે છે. બે ત્રણ વર્ષે દુષ્કાળ દર્શન દે છે.

કડીપ્રાંતમાં રેલ્વે લાઇનો કરોળીઆની જાળની માફક દેખાય છે. મેસાણા જંકસન સ્ટેશને પાંચ લાઇનો ભેગી થાય છે.

મેસાણાથી તારંગાહીલ, પાટણ, વીરમગામ, અમદાવાદ અને અજમેર જવાય છે, વળી કલોલ જંકશન સ્ટેશને પણ તેવુંજ છે. કલોલથી બહુચરાજી, વિજાપુર, મેસાણા અને અમદાવાદ જવાય છે; તે શીવાય મણુંદરોડ અને ચાણસ્મા પણ જંકશન સ્ટેશનો છે. આતરસુંબા શીવાય દરેક કસ્બે રેલ્વે સ્ટેશન છે. આતરસુંબે દેહગામથી અગર કપડવંજથી પગરસ્તે જવાય છે.

કડીપ્રાંતમાં અમદાવાદથી આબુ તરફ જતી મુખ્ય રેલ્વે લાઇન શીવાય બાકીની તમામ રેલ્વે લાઇન વડોદરા રાજ્યની માલકીની છે. તેની કુલ લંબાઈ ૨૩૦ માઇલની છે; તે પાછળ કુલ ખર્ચ એક કરોડ છાસઠ હજાર રૂપીઆ થયેલું છે; તેની વાર્ષિક આવક આશરે ઓગણીસ લાખ તેર હજાર રૂપીઆ આવે છે, તેમાંથી તેર લાખ ત્રીસ હજાર રૂપીઆ ખરચના જતાં બાકી પાંચ લાખ વ્યાસી હજાર રૂપીઆંનો નફો રહે છે તે હિસાબે વ્યાજ ૫॥ ટકા બેસે છે.

ઉપરની રેલ્વે લાઇનની શાખાઓની લંબાઇ તથા સ્ટેશનો નીચે પ્રમાણે છે—

મેસાણા—તારંગાહીલ લાઇનની લંબાઇ ૩૫ માઇલ છે તેના ઉપર મેસાણા, રંડાલા, વિસનગર, ગુંજા, વડનગર, ખેરાળુ, કાદરપુર, વરેઠા (ડભોડા) અને તારંગાહીલ એટલાં સ્ટેશનો આવેલાં છે.

મેસાણા—કાકોસી લાઇનની લંબાઈ ૪૯ માઇલ છે તેના ઉપર મેસાણા, પાંચોટ, ધીણોજ, ફીચાલ, મણુંદરોડ, પાટણ, ચારૂપ, વાગડોદ, ધનાવાડા અને કાકોસી—મેત્રાણારોડ એ સ્ટેશનો આવેલાં છે.

મણુંદરોડ—બહુચરાજી લાઇન ૨૫ માઇલની છે તેના ઉપર મણુંદરોડ, ચાણસ્મા, બ્રાહ્મણવાડા, મોઢેરારોડ, અને બહુચરાજી સ્ટેશનો આવેલાં છે.

ચાણસ્મા—હારીજ લાઇનની લંબાઇ ૧૩ માઇલ છે તેના ઉપર ચાણસ્મા, કંબોઈ અને હારીજ સ્ટેશનો છે.

કલોલ—બહુચરાજી લાઇનની લંબાઈ ૪૦ માઇલ છે તેના ઉપર કલોલ, આંબોલ, કડી, દેઉસણ, ભાયણી, કટોસણરોડ, ધનપુરા, રાંતેજ, દેથલી, અને બહુચરાજી એટલાં સ્ટેશનો આવેલાં છે.

કલોલ—વિજાપુર લાઇનની લંબાઈ ૩૦ માઇલની છે તેના ઉપર કલોલ, મોટી આદ્રેજ, રાંધેજા, વાસણ, લીંબોદ્રા, મકાખાડ, લોદ્રા અને વિજાપુર સ્ટેશનો આવેલાં છે.

મેસાણા—વિરમગામ લાઇનની લંબાઇ ૪૦ માઇલની છે તેના ઉપર મેસાણા, લીંચ, જોટાણા, કટોસણરોડ, ધેલડા, દેત્રોજ, ભંકોડા, જક્ષી, અને વીરમગામ સ્ટેશનો છે, તે પૈકી લીંચ અને જોટાણા શીવાય બાકીનાં સ્ટેશનો પર રાજ્યની હદમાં આવેલાં છે.

આ બધી રેલવે લાઇનોનો વહીવટ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે કંપની કરે છે. વીરમગામવાળી લાઇન શીવાય બાકીની તમામ લાઈન ઉપર જ્યુરીસડીક્શન (દીવાની ફોજદારી રાજ્ય હકુમત) વડોદરા રાજ્યનું છે. આ લાઇનો ક્યારે કરવામાં આવી તેની હકીકત—

## કડીપ્રાંતમાં વડોદરા રાજ્યની રેલ્વે.

| લાઇનોનાં નામ. | શરૂ થયાની તારીખ. | લંબાઇ માઇલ. |
|---|---|---|
| મેસાણાથી વીરમગામ | ૧-૨-૧૮૯૧ | ૪૦। |
| મેસાણાથી વડનગર | ૨૧-૩-૧૮૮૭ | ૨૦।।। |
| વડનગરથી ખેરાળુ | ૧૨-૧૨-૧૮૮૮ | ૭ |
| ખેરાળુથી તારંગાહીલ | ૨૦-૮-૧૯૦૯ | ૭।। |
| મેસાણાથી પાટણ | ૨૦-૭-૧૮૯૧ | ૨૪।। |
| પાટણથી વાગડોદ | ૧૫-૧-૧૯૧૫ | ૧૪।।। |
| વાગડોદથી કાકોશી | ૨૮-૫-૧૯૧૬ | ૧૦ |
| મણુંદરોડથી હારીજ | ૨૩-૧૦-૧૯૦૮ | ૨૧ |
| ચાણસ્માથી બહુચરાજી | ૨૩-૧૦-૧૯૦૮ | ૧૬।। |
| વીજાપુરથી કલોલ | ૧૦-૬-૧૯૦૨ | ૨૯।। |
| કલોલથી કડી | ૧૩-૭-૧૯૦૩ | ૧૨ |
| કડીથી ભોયણીરોડ | ૧-૪-૧૯૧૨ | ૪।।। |
| કટોસણરોડથી બહુચરાજી | ૧-૫-૧૯૨૦ | ૧૫।। |
| ભોયણીરોડથી કટોસણરોડ | ૧-૩-૧૯૨૧ | ૬।। |
| | | ૨૩૦।।। |

કડીપ્રાંતમાં કલોલ, પાનસર, ડાંગરવા, જગુદન, મેસાણા, ભાંડુ, ઉંઝા અને સિદ્ધપુર એ સ્ટેશનો બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે કંપનીની અમદાવાદથી દીલ્હી જતી લાઇન ઉપર આવેલાં છે, અને દેહગામ સ્ટેશન ફીલીકનીકસન કંપનીની અમદાવાદથી પ્રાંતીજ જતી લાઇન ઉપર આવેલું છે.

ઉપર જણાવેલી વડોદરા રાજ્યની તમામ લાઇનો મીટર ગેઝ માપની છે, તેથી કાઠીઆવાડનાં રાજ્યોની લાઇનો તથા અમદાવાદથી દીલ્હી જતી લાઇનો સાથે આ લાઇનોનો સળંગ સંબંધ જોડાયેલો છે. પરસ્પર રાજ્યોના ડબા ટ્રેનોમાં જોડાય છે; મેસાણાથી કેટલીક ટ્રેનો ઠેઠ ભાવનગર, વેરાવળ, રાજકોટ સુધી જાય છે. વળી વહીવટ બી.બી.એન્ડ સી. આઈ કંપની હસ્તક હોવાથી અમદાવાદથી પાટણ. બહુચરાજી, વિજાપુર સ્ટેશનોએ પરભારી ટ્રેનો દોડે છે. અને બીજી લાઇનોની ટ્રેનોના વખત પણ બનતા સુધી અનુકૂળ રીતે ગોઠવવામાં આવે છે.

કડીપ્રાંતમાં ખાસ યાત્રાનાં સ્થળ ૬ છે. હિન્દુઓનાં બહુચરાજી, સિદ્ધપુર અને મોઢેરા; જૈનોનાં પાનસર અને મેત્રાણા; અને મુસલમાનોનું ઉનાવા ( મીરાંદાતાર–ઉંઝા સ્ટેશનથી જવાય છે ). આ શીવાય પરહદમાં તદન નજીકમા બીજાં યાત્રાનાં સ્થળો આવેલાં છે. કડી પાસે "ભોયણી" એ નામનું જૈનોનું યાત્રાનું ધામ છે, અને તે કલોલ–બહુચરાજી લાઇન ઉપર રેલ્વે સ્ટેશન છે. તારંગાહીલ સ્ટેશનથી ૨॥ માઇલ દૂર ટીંબા (મહીકાંઠા એજંસી)ની હદમાં જૈનોનું તારંગાજી નામે યાત્રાનું મોટું તીર્થ છે; જૈનોનાં મોટાં પંચતીર્થ પૈકીનું આ એક તીર્થ ગણાય છે તે ઘણુંજ જોવા લાયક છે. તારંગાહીલ સ્ટેશનથી રેલ્વે લાઇન ઠેઠ તારંગાજીના ડુંગર સુધી લઇ જવાની જૈનોની માગણી ઉપરથી તે લાઇન લંબાવવા સરકાર તરફથી તજવીજ ચાલે છે. વળી હારીજ સ્ટેશનથી જરા દૂર શ્રી સંખેશ્વરનું જૈનોનું યાત્રાનું પ્રાચીન સ્થાન છે. દર પૂનમે અને ખાસ કરી કારતકી અને ચૈત્રી પૂનમે યાત્રાના સ્થળે મેળા ભરાય છે.

રાજ્ય વ્યવસ્થા માટે કડીપ્રાંતના દસ મહાલ અને બે પેટામહાલ પાડેલા છે, તેની વસ્તી, ગામ અને ક્ષેત્રફળ વીગેરેની હકીકત તથા કડીપ્રાંતની સાથે બીજા પ્રાંતોના મહાલોની કેવી હકીકત છે તે સરખાવી શકાય તે માટે ચારે પ્રાંતના મહાલોની હકીકત પણ નીચેના કોષ્ટકમાં સાથે સાથે જણાવવામાં આવી છે—

## ચારે પ્રાંતના મહાલવાર, નામ, ક્ષેત્રફળ, વસ્તી અને ગામના આંકડાનું કોષ્ટક.

### કડીપ્રાંતના મહાલ.

| | મહાલનું નામ. | ક્ષેત્રફળ. | વસ્તી. | ગામ કસ્બા સાથે. |
|---|---|---|---|---|
| ૧ | દેહગામ | ૨૪૨ | ૫૫૪૮૫ | ૯૬ |
| ૨ | આતરસુંબા (પેટા) | ૭૭ | ૨૦૭૨૬ | ૫૬ |
| ૩ | કડી | ૩૩૩ | ૮૬૭૧૬ | ૧૨૧ |
| ૪ | કલોલ | ૨૬૬ | ૮૯૦૫૯ | ૯૧ |
| ૫ | વિજાપુર | ૩૨૩ | ૧૧૭૪૮૨ | ૮૭ |
| ૬ | વિસનગર | ૧૭૨ | ૬૫૦૯૯ | ૫૬ |
| ૭ | મેસાણા | ૨૩૯ | ૮૦૫૪૬ | ૮૪ |
| ૮ | સિદ્ધપુર | ૨૫૮ | ૯૬૯૨૪ | ૮૧ |
| ૯ | ખેરાળુ | ૨૪૫ | ૭૬૨૬૨ | ૯૧ |
| ૧૦ | પાટણ | ૪૦૦ | ૧૧૧૬૪૮ | ૧૩૯ |
| ૧૧ | ચાણસ્મા | ૩૪૨ | ૮૧૪૦૫ | ૧૧૦ |
| ૧૨ | હારીજ (પેટા) | ૧૪૯ | ૧૯૨૨૬ | ૩૮ |
| | | ૩૦૪૬ | ૯૦૦૫૭૮ | ૧૦૫૦ |

## વડોદરા પ્રાંતના મહાલ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પેટલાદ | ૧૮૩ | ૧૨૬૭૨૩ | ૭૪ |
| ૨ | ભાદરણ | ૮૪ | ૪૩૩૨૭ | ૩૨ |
| ૩ | વડોદરા | ૨૨૨ | ૧૬૬૪૨૬ | ૧૧૨ |
| ૪ | પાદરા | ૧૯૭ | ૭૮૪૬૨ | ૮૧ |
| ૫ | કરજણ | ૨૩૭ | ૫૩૦૮૩ | ૯૮ |
| ૬ | ડભોઈ | ૨૧૫ | ૬૨૯૫૦ | ૯૬ |
| ૭ | સીનોર | ૧૨૯ | ૩૨૫૬૫ | ૪૫ |
| ૮ | સાવલી | ૨૩૯ | ૫૪૯૨૫ | ૬૮ |
| ૯ | વાઘોડીયા | ૧૬૮ | ૩૦૩૩૧ | ૭૦ |
| ૧૦ | સંખેડા | ૨૧૫ | ૫૫૪૬૩ | ૧૩૦ |
| ૧૧ | તીલકવાડા | ૩૩ | ૮૨૫૭ | ૩૩ |
| | | ૧૯૨૨ | ૭૦૭૫૧૨ | ૮૩૯ |

## નવસારી પ્રાંતના મહાલ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | નવસારી | ૧૨૫ | ૫૯૪૨૯ | ૬૧ |
| ૨ | ગણદેવી | ૪૬ | ૩૪૬૩૦ | ૩૦ |
| ૩ | પલસાણા | ૯૦ | ૨૬૧૮૮ | ૫૧ |
| ૪ | મહુવા | ૧૫૭ | ૩૮૪૬૬ | ૭૨ |
| ૫ | વ્યારા | ૧૪૩ | ૫૮૨૫૮ | ૬૯ |
| ૬ | સોનગઢ | ૫૭૮ | ૪૧૨૨૭ | ૨૧૧ |
| ૭ | કામરેજ | ૩૨૨ | ૪૨૬૭૩ | ૧૫૨ |
| ૮ | માંગરોલ | ૩૪૬ | ૩૯૫૦૧ | ૧૨૬ |
| | | ૧૮૦૭ | ૩૪૦૩૭૨ | ૭૭૨ |

## અમરેલી પ્રાંતના મહાલ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અમરેલી | ૨૫૫ | ૫૩૪૯૮ | ૫૯ |
| ૨ | દામનગર | ૧૧૩ | ૧૮૦૮૮ | ૨૬ |
| ૩ | ધારી | ૨૯૪ | ૨૭૬૬૪ | ૫૭ |
| ૪ | ખાંભા | ૧૪૮ | ૧૧૭૭૮ | ૩૧ |
| ૫ | કોડીનાર | ૨૦૭ | ૩૬૫૨૯ | ૬૪ |
| ૬ | રતનપુર | ૫૪ | ૪૦૨૧ | ૮ |
| ૭ | ભીમકટ્ટા | ૬ | ૧૦૦૮ | ૧ |
| | | ૧૦૭૭ | ૧૫૨૫૮૫ | ૨૪૬ |

## ઓખામંડળ પ્રાંતના મહાલ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ઓખામંડળ | ૨૭૧ | ૨૧૫૦૭ | ૪૨ |
| ૨ | બેટ | ૪ | ૩૯૬૮ | ૧ |
| | | ૨૭૫ | ૨૫૪૭૫ | ૪૩ |

ઉપરના કોષ્ટકમાં બતાવેલા આંકડાઓ ઉપરથી ચારે પ્રાંતના કુલ ૪૦ મહાલોમાં કયાથી કયો નાનો મોટો છે, કેટલી વસ્તી અને કેટલાં ગામો છે, કેટલું ક્ષેત્રફળ છે તે સારી રીતે સમજવામાં આવશે અને તે સાથે વિસનગર મહાલને સરખાવી શકાશે.

કડીપ્રાંતમાં ધર્મ પ્રમાણે દરેક મહાલમાં કેટલી વસ્તી છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

## કડીપ્રાંતના મહાલોની ધર્મ પ્રમાણે વસ્તીના આંકડાનું કોષ્ટક.

| મહાલ. | હિન્દુ. | જૈન. | મુસલમાન. | પરચુરણ. |
|---|---|---|---|---|
| કડી | ૭૮૩૮૫ | ૧૬૯૭ | ૬૫૪૬ | ૮૮ |
| કલોલ | ૮૪૪૨૬ | ૨૩૫૨ | ૨૨૬૩ | ૧૮ |
| દેહગામ | ૫૧૦૬૭ | ૨૦૩૧ | ૨૩૪૫ | ૪૨ |
| વિજાપુર | ૧૦૯૯૩૪ | ૪૪૦૨ | ૩૧૨૯ | ૧૭ |
| મેસાણા | ૭૩૪૮૩ | ૩૧૩૧ | ૩૭૬૮ | ૧૬૪ |
| વિસનગર | ૬૦૩૧૭ | ૧૭૫૦ | ૩૦૨૪ | ૮ |
| ખેરાળુ | ૬૮૩૧૫ | ૧૮૦૨ | ૬૧૮૧ | ૪ |
| સિદ્ધપુર | ૭૯૯૩૪ | ૧૭૦૨ | ૧૫૨૨૪ | ૬૪ |
| પાટણ | ૯૮૮૮૬ | ૪૩૫૦ | ૮૩૫૬ | ૫૬ |
| ચાણસ્મા | ૭૬૧૮૦ | ૨૮૧૭ | ૨૩૮૩ | ૨૫ |
| આતરસુંબા | ૧૯૫૫૪ | ૧૫૦ | ૯૧૧ | ૧૧૧ |
| હારીજ | ૧૮૦૬૯ | ૪૮૭ | ૬૭ | ૦ |
| | ૮૧૮૫૫૦ | ૨૬૬૭૧ | ૫૪૭૬૦ | ૫૯૭ |

ઉપરના કોષ્ટકમાં જણાવેલા ધર્મના વર્ગમા કઇ કઇ મુખ્ય ન્યાતોનો સમાવેશ થાય છે તે નીચે પ્રમાણેઃ—

હિન્દુવર્ગમાં બ્રાહ્મણ, વાણીયા, કણબી, આંજણા, રજપુત, ઠાકરડા, સોની, સુથાર, લવાર, ભાટ, રબારી, વીગેરે એવી જુદી જુદી ન્યાતો તથા ઢેડ ભંગી વીગેરે અસ્પૃશ્ય જાતિનો સમાવેશ કરેલો છે. બ્રાહ્મણમાં આશરે ઔદિચ્ય ૨૩૦૦૦, નાગર ૬૦૦૦, મોઢ

૪૦૦૦, મેવાડા ૩૦૦૦, તપોધન ૩૫૦૦, દેશસ્થ ૭૦૦, તથા બીજા ૪૦૦૦ આશરે છે. વાણીઆમાં આશરે દીશાવાળ ૪૦૦૦, ઝારોળા ૬૦૦, ખડાયતા ૮૦૦, લાડ ૫૦૦, મોઢ ૪૮૦, નાગર ૩૦૦૦ વીગેરે છે. કણબીમાં કડવા કણબી ૧૬૦૦૦૦ તથા લેઉઆ કણબી ૨૬૦૦૦ છે. કારીગર વર્ગની જાતમાં ભાવશાર ૩૫૦૦, દરજી ૭૦૦૦, ઘાંચી ૭૦૦૦, કંસારા ૧૦૦૦, કુંભાર ૨૨૦૦૦, લુહાર ૧૨૦૦૦, મોચી ૨૫૦૦, સલાટ ૫૦૦, સોની ૩૩૦૦, સુથાર ૧૧૦૦૦, વીગેરે છે તથા પરચુરણ ન્યાતોમાં ઘોબી ૫૦૦, હજામ ૧૨૦૦૦, ભાટ ૧૦૦૦૦, તરગાળા ૪૦૦૦, તુરી ૧૦૦૦, રબારી ૩૫૦૦૦, આંજણા ૩૦૦૦૦, ખંભાર ૮૦૦, માળી ૧૭૦૦, સથવારા ૫૦૦૦, વીગેરે છે. કોળીમાં બારીઆ ૩૦૦૦, ચુંવાળીઆ ૧૩૦૦, પાટણવાડીઆ ૪૦૦૦, ઠાકરડા ૧૫૦૦૦૦, તથા બીજા પરચુરણ છે. આ ઉપરાંત અસ્પૃશ્ય જાતોમાં આશરે ઢેડ ૪૦૦૦૦, ગરોડા ૪૦૦૦, ભંગી ૮૫૦૦, ચમાર ૨૦૦૦૦, સેણવા ૭૦૦૦ અને બીજા મળી કુલ ૮૫૦૦૦ છે. એ પ્રમાણે હિંદુવર્ગમાં ન્યાતજાતો સમાયેલી છે, તેમાં કેટલાક શિવમાર્ગી, કેટલાક વૈષ્ણવ સંપ્રદાયના, કેટલાક સ્વામીનારાયણના એમ જુદા જુદા ધર્મ પાળનાર છે.

મુસલમાન વર્ગમાં આશરે શેખ ૧૦૦૦૦, સૈયદ ૩૦૦૦, મોગલ ૪૦૦, અને પઠાણ ૬૦૦૦, મળી એવા મુસલમાનો આશરે વીસ હજાર છે, તે શીવાય જુદી જુદી જાતોમાં વહોરા ૫૦૦૦, ઘાંચી ૧૦૦૦, કસ્બાતી ૪૦૦૦; મલેક ૧૫૦૦, મોલે સલામ ૮૦૦, મોમના ૪૦૦૦, મેમણ ૭૦૦૦, પીંજારા ૨૫૦૦, સીંધી ૧૨૦૦, અને પરચુરણ ૬૦૦૦ મળી તેત્રીસ હજાર છે. ઉપરના મુસલમાનોમાં ઘણો ભાગ સુન્ની ધર્મ પાળે છે, અને કેટલાક સીયા ધર્મ પાળે છે.

જૈનવર્ગમાં મુખ્ય શ્રાવક વાણીઆની જ્ઞાતિઓનો સમાવેશ થાય છે, તેવી ત્રણ જ્ઞાતિઓ છે, ઓસવાળ આશરે ૧૫૦૦, પોરવાડ ૪૫૦૦, અને શ્રીમાળી ૧૮૦૦૦, આ શિવાય કેટલાક પરચુરણ

ભાવશાર, કણબી, સાળવી, વીગેરે મળી ૧૦૦૦ જૈનધર્મ પાળનારા છે. ઉપરની ન્યાતો પૈકી ઘણો મોટો ભાગ શ્વેતામ્બર મૂર્તિપૂજક છે. કેટલાક દિગંબરી છે અને કેટલાક સ્થાનકવાસી છે. કડીપ્રાંતમાં કોઇ કોઇ ગામમાં જૈન અને વૈષ્ણવો પરસ્પર કન્યાની આપ લે કરે છે પણ એ પ્રથા હવે ધીમે ધીમે કમી થતો જણાય છે.

પરચુરણવર્ગમાં પારસી, અનાર્ય, ખ્રીસ્તી, વીગેરે એવી જાતોનો સમાવેશ કરેલો છે. ઘણા ભાગે સરકારી અને રેલ્વેની નોકરી કરનારા તથા બીજા એવા માણસોનાં નામો વસ્તી ગણત્રી વખતે દાખલ થયેલાં હશે.

કડીપ્રાંતનાં કેટલાંક ગામો ઉપરથી ન્યાતોનાં નામો પડેલાં છે. જેમકે વડનગર ઉપરથી વડનગરા નાગર, વિસનગર ઉપરથી વિસનગરા નાગર, મોઢેરા ઉપરથી મોઢ બ્રાહ્મણ, મોઢ વાણીઆ, મોઢ ઘાંચી તથા મોઢ કલાલ. કડીપ્રાંતની જોડે આવેલા દીસા ઉપરથી દીસાવાળ વાણીઆ તથા બ્રાહ્મણ, ખડાત ( તાલુકે વિજાપુર) ઉપરથી ખડાયતા બ્રાહ્મણ તથા વાણીઆ. ધીણોજ ઉપરથી ધીણોજા બ્રાહ્મણ પાટણ ઉપરથી પાટણવાડીઆ કોળી, ચાણસ્મા નજીક ચુંવાળ પ્રદેશ ઉપરથી ચુંવાળીઆ કોળી, વાયડ (તાલુકે પાટણ) ઉપરથી વાયડાવાણીયા.

કડીપ્રાંતનો કુલ રકબો આશરે ૩૩ લાખ વીઘાનો છે. પ્રાંતની મૂળ સર્વે સેટલમેન્ટ થઇ ત્યારે તેની ઉપજ શીક્કાઇ રૂ. ૨૬૪૬૮૮૫ ની એટલે કલદાર રૂ. ૨૪૫૪૧૯૬ ની હતી. ત્યાર પછી નવું રીવીઝન સેટલમેન્ટ કર્યું ત્યારથી સરકારને આશરે ૩૦ લાખ રૂપીઆનું ઉત્પન્ન આવે છે. કુલ રકબો ૩૩ લાખ વીઘાનો છે તે પૈકી આશરે ૪ લાખ વીઘા ખરાબો બાદ જતાં બાકી ૨૯ લાખ વીઘા જમીન ખેડવા લાયક છે. તેમાંથી આશરે ૪ વીઘા બારખલી જતાં બાકી ૨૫ લાખ વીઘા સરકારી છે. આ સરકારી વીઘામાં આશરે ૦॥ લાખ વીઘા બીન આકારી અને ૨૪॥ લાખ આકારી છે અને આકારીમાં ૨॥ લાખ પડતર વીગેરે છે બાકી આશરે ૨૨ લાખ ઉપરાંત ખાતે દાખલ થયેલી જમીન છે. તે હીસાબે દર વીઘે આશરે દોઢથી પોણાબે

રૂપીઆના ઉત્પન્નનું પ્રમાણ આવે છે.

આ પ્રમાણે રકબાની મહાલવાર હકીકત તથા મહાલવાર વીઘોટીના દર નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

**મહાલવાર રકબો, ખાતે દાખલ જમીન અને મહેસુલનો દર.**

| મહાલ. | કુલ રકબો, આશરે વીઘા. | ખરાબો આશરે વીઘા. | ખરાબો, બારખલી પડતર વીગેરે જતાં બાકી ખાતે દાખલ. | વીઘોટીનો દર. રીવીઝન સેટલમેન્ટ પ્રમાણે. |
|---|---|---|---|---|
| પાટણ | ૪૪૦૯૦૦ | ૬૩૬૦૦ | ૨૯૮૭૦૦ | ૩ ०॥≈થી૨॥~ |
| ચાણસ્મા | ૩૬૭૨૦૦ | ૪૩૦૦૦ | ૨૩૨૯૦૦ | ૧॥ થી ૨॥≈ |
| સિદ્ધપુર | ૨૮૦૦૦૦ | ૩૨૫૦૦ | ૧૫૫૯૦૦ | ૧॥ થી ૨॥≈ |
| ખેરાળુ | ૨૬૭૬૦૦ | ૩૩૭૦૦ | ૧૬૦૬૦૦ | ૧॥≈ થી ૨॥ |
| વિસનગર | ૧૮૭૫૦૦ | ૨૧૩૦૦ | ૧૨૧૫૦૦ | ૨ થી ૨॥≈ |
| મેસાણા | ૨૫૯૭૦૦ | ૨૮૦૦૦ | ૧૦૨૧૦૦ | ૨)≈ થી ૩ |
| કલોલ | ૨૮૯૦૦૦ | ૩૩૬૦૦ | ૧૫૩૮૦૦ | ૧॥ થી ૨॥ |
| કડી | ૩૬૨૮૦૦ | ૪૩૨૦૦ | ૨૪૩૦૦૦ | ૨। થી ૩ |
| વિજાપુર | ૩૨૮૧૦૦ | ૩૨૦૦૦ | ૧૧૭૯૦૦ | ૧॥ થી ૨॥ |
| દેહગામ | ૨૬૩૫૦૦ | ૫૩૬૦૦ | ૧૩૭૧૦૦ | ૧॥ થી ૨ |
| આતરસુંબા | ૮૩૫૦૦ | ૧૪૯૦૦ | ૫૯૩૦૦ | ૧। થી ૧॥≈ |
| હારીજ | ૧૬૨૧૦૦ | ૧૯૮૦૦ | ૧૦૭૪૦૯ | ०॥≈ થી ૧॥ |

ઉપર પ્રમાણે જણાવેલી જમીનના કુલ સરવે નંબર આશરે ૬॥ લાખ છે અને ખાતેદારની સંખ્યા આશરે ૧॥ લાખ છે એટલે દર ખાતેદાર દીઠ જમીન શુમારે ૧૫ વીઘા આવે છે અને સરવે નંબર લગભગ ૪ આવે છે. કુલ ૧॥ લાખ ખાતેદારો પૈકી ૧। લાખ

જાતે ખેડનારા છે અને ૦। લાખ બીજાઓ પાસે ખેડાવનારા છે. એકંદર જમીન પૈકી ૮૧ ટકા જાતે ખેડનાર પાસે છે અને ૧૯ ટકા બીજા પાસે ખેડાવનાર પાસે છે.

ઉપરની આકારી જમીન ઉપર દર વીઘે ગામોની જમીનની સ્થિતિ અનુસાર વત્તા ઓછા પ્રમાણમાં સેટલમેન્ટના ધોરણે ઠરાવેલો આકાર લેવામાં આવે છે. કડીપ્રાંતમાં તે આકારની સરેરાશ ૧॥ થી ૧॥। રૂપીઆ આવે છે.

આ ઉપરાંત લોકલસેસ દર રૂપીએ એક આના પ્રમાણે લેવામાં આવે છે. આ રકમ પ્રથમ જમીન મહેસુલ ખાતે ભેગી જમે કરવામાં આવતી હતી પરંતુ જ્યારથી વડોદરા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સંવત ૧૯૬૧ થી સ્થાપવામાં આવી ત્યારથી તેનું ઉત્પન્ન જુદા ખાતે જમે કરવામાં આવે છે. રાજ્યમાં કુલ લોકલસેસનું ઉત્પન્ન આશરે ૯॥ લાખ રૂપીઆ આવે છે, તે પૈકી આશરે ૨॥ લાખ રૂપીઆ કડીપ્રાંતમાંથી ઉત્પન્ન થાય છે. આ ઉત્પન્નમાંથી સરકાર તેનો ત્રીજો ભાગ ફરજ્યાત કેળવણીના ખરચ પેટે કાપી લે છે અને તે ઉપરાંત શીતળા વીગેરે પરચુરણ ખાતાના ખરચના ફાળા પેટે કપાત થાય છે; એ રીતે કપાતાં કપાતાં છેવટે નીમે ભાગ કરતાં પણ ઓછી રકમ પંચાયતોના હાથમાં સાર્વજનીક કામો કરવા માટે આવે છે. તેની હકીકત આગળ જણાવી છે.

કડીપ્રાંતના તાલુકામાં ૧૫ વર્ષ માટે મૂળ સેટલમેન્ટની શરૂઆત સંવત ૧૯૪૮ થી અને ૩૦ વર્ષ માટે રીવીઝન સેટલમેન્ટની શરૂઆત સંવત ૧૯૭૦ થી નીચે પ્રમાણે થઇ છે—

પાટણ, આતરસુંબા અને દેહગામમાં સંવત ૧૯૫૧ માં મૂળ સેટલમેન્ટ અને ૧૯૭૩ માં રીવીઝન સેટલમેન્ટ; હારીજમાં ૧૯૫૨–૧૯૭૩, ખેરાળુમાં ૧૯૫૨–૧૯૭૪, મેસાણા અને વિસનગરમાં ૧૯૫૩–૧૯૭૪, સિદ્ધપુરમાં ૧૯૪૮–૧૯૭૦, કડીમાં ૧૯૫૩–૧૯૭૬, ચાણ-

સ્મામાં ૧૯૫૪-૧૯૭૬ તથા કલોલ અને વિજાપુરમાં ૧૯૫૫-૧૯૭૫ એ રીતે વર્ષોમાં સેટલમેન્ટ લાગુ થયાં.

કડીપ્રાંતના દરેક મહાલમાંથી જમીન મહેસુલ, (લોકલસેસ શિવાય) આબકારી, આવક વેરો, સ્ટૅંપ વીગેરેનું કુલ ઉત્પન્ન આશરે નીચે પ્રમાણે આવે છે—પાટણ મહાલનું ઉત્પન્ન રૂપીઆ પાાા લાખ, ચાણસ્માનું ૫ લાખ, સિદ્ધપુરનું પાા, ખેરાળુનું ૩ાા, વિસનગરનું ૪ા, મેસાણાનું ૭ા, કલોલનું ૪, કડીનું ૬ા, વિજાપુરનું ૪ાાા, દેહગામનું ૪, આતરસુંબાનું ૦ાાા અને હારીજનું ૧ લાખ એ રીતે કુલ આશરે ૫૨ લાખ રૂપીઆનું ઉત્પન્ન આવે છે. આ પ્રમાણે આશરે ૫૨ લાખનું ઉત્પન્ન કઈ કઇ બાબતોનું આવે છે તેની હકીકત નીચે પ્રમાણે:—

આબકારી રૂ. ૨૯૪૮૬૪, મીઠા ઉપર જકાત ૫૧૨૫૮, અફીણ ૯૭૦૪૮, સ્ટૅંપ ૩૦૯૪૬૦, નોંધણી ૬૦૮૮૭, ઇનસાફ ૪૪૯૫૧, પોલીસ ૩૬૦૦, જેલ ૧૫૫, શાળા ૩૭૩૩૪, દવાખાનુ ૪૫૧૪, આયપત વેરો ૧૨૩૧૯૬ જમીન મહેસુલ ૩૭૪૭૨૮૫, ફરજ્યાત કેળવણીનો દંડ ૧૦૭૦૫૧, તથા પરચુરણ મળી રૂ. ૫૧૬૬૨૯૦ એટલે આશરે ૫૨ લાખ રૂપીઆ ગઇ સાલમાં ઉત્પન્ન થયા હતા.

આ ઉત્પન્ન શિવાય ઉપર જણાવ્યા પ્રમાણે જમીન મહેસુલ ઉપર દર રૂપીએ એક આના પ્રમાણે લોકલસેસ પંચાયતોના ઉત્પન્ન માટે દરેક મહાલમાંથી વસુલ લેવામાં આવે છે તેની વીગત:—પાટણ મહાલમાંથી ૩૦ હજાર, સિદ્ધપુર ૩૨ હજાર, ચાણસ્મા ૩૦ હજાર, હારીજ ૭ હજાર, કડી ૩૩ હજાર, કલોલ ૨૭ હજાર, દેહગામ ૧૮ હજાર, આતરસુંબા ૪ હજાર, વિસનગર ૨૦ હજાર, વીજાપુર ૨૯ હજાર, ખેરાળુ ૨૦ હજાર અને મેસાણામાંથી ૨૫ હજાર મળી કુલ આશરે ૨ાાા લાખ રૂપીઆનું લોકલસેસના આવે છે તે પ્રાંત પંચાયતને આપવામાં આવે છે તેની વ્યવસ્થા પ્રાંત પંચાયત કરે છે તે આગળ પ્રાંત પંચાયતની હકીકતમાં જણાવવામાં આવ્યું છે તે ઉપરથી સમજાશે.

પ્રાંતની વ્યવસ્થા પાછળ આશરે ૨૦ લાખ રૂપીઆ દર સાલ ખરચ થાય છે તેની અંદાજે વીગત નીચે પ્રમાણે:–મુલકીખાતે ૭ લાખ, ન્યાયખાતે ૯૦ હજાર, પોલીસખાતે ૨॥ લાખ, શાળાખાતે ૫॥ લાખ, આબકારીખાતે ૪૦ હજાર, સ્ટૅંપખાતે ૯ હજાર, નોંધણીખાતે ૧૦ હજાર, અપ્રીણખાતે ૪૫ હજાર, હજુર રાજકારભાર ખાતે ૧૮ હજાર, જેલખાતે ૫ હજાર, દવાખાનાખાતે ૪૦ હજાર, ફોજખાતે ૧૫ હજાર, દેવસ્થાન ધર્માદાખાતે ૪૦ હજાર, નીમણુક આશામીઓખાતે ૧૪ હજાર, પેન્શનખાતે ૩૫ હજાર, સ્થાનિક પંચાયતોખાતે ૧૩ હજાર તથા પરચુરણ બાબતોના મળી કુલ આશરે ઉપર પ્રમાણે ખરચ દર સાલ થાય છે.

પ્રાંતનું સદર સ્ટેશન મેસાણા હોવાથી મેસાણામાં પ્રાતના સુબાની, પોલીસ નાયબ સુબાની, પ્રાંત ન્યાયાધીશની, ઇજિનેરખાતાની, આબકારી ખાતાની, અને પ્રાંત પંચાયતની કચેરીઓ રાખવામાં આવેલી છે. કેળવણી ખાતાની કચેરીઓ પાટણ અને કલોલમાં રાખેલી છે. મેસાણા પાટણ અને સિદ્ધપુરમાં વડોદરા બૅંકની શાખાઓ છે. સિદ્ધપુરની શાખા હમણાંજ ઉઘાડવામાં આવી છે. જંકશન સ્ટેશનોએ તથા એરંડા સરસવ રૂ વીગેરેના મોટા પાકના સ્થળે વેરહાઉસ–મોટી વખારો–અને તે સાથે બકની શાખાઓ રાખવામાં આવે તો લોકોને માલ ઉપર નાણાં લઇ વેપાર કરવાની ઘણા અંશે સારી સરળતા થઇ પડે. મેસાણામાં કડીપ્રાંત સહકારી બૅંક છે તે પ્રાંતમાં આશરે ૮૦ સહકારી મંડળીઓ છે તેની સાથે આપલેનો વ્યવહાર કરે છે. જગુદન ગામે ખેતીવાડીને ઉપયોગી એક નમુનાનું ખેતર (model farm) રાખેલું છે.

પાટણ, સિદ્ધપુર, વિસનગર અને મેસાણા એ ચાર કસ્બામાં સુધરાઇઓ છે, અને કડી, કલોલ, દેહગામ, આતરસુંબા, વિજાપુર, ઉંઝા, ચાણસ્મા, ધીણોજ, ખેરાળુ અને વડનગર એ ૧૦ કસ્બામાં વિશિષ્ટ પંચાયતો છે. તેની વસ્તી આવક જાવકની હકીકત નીચે પ્રમાણે—

## કડીપ્રાંતની સુધરાઇઓ તથા વિશિષ્ટ પંચાયતોની વસ્તી ઘર તથા આવક જાવકના આંકડાનું કોષ્ટક.

| નામ. | કસ્બાની વસ્તી. | ઘરો. | ઉપજ આશરે. | ખરચ આશરે. |
|---|---|---|---|---|
| પાટણ સુધરાઇ | ૨૭૦૧૭ | ૭૭૩૦ | ૮૫૦૦૦ | ૯૪૦૦૦ |
| સિદ્ધપુર સુધરાઇ | ૧૬૧૮૭ | ૪૭૩૮ | ૨૭૫૦૦ | ૪૧૦૦૦ |
| વિસનગર સુધરાઇ | ૧૩૮૫૫ | ૪૧૭૫ | ૧૨૫૦૦ | ૧૧૫૦૦ |
| મેસાણા સુધરાઈ | ૧૧૮૮૮ | ૩૩૧૭ | ૨૬૫૦૦ | ૧૩૫૦૦ |
| કડી વિશિષ્ટપંચાયત | ૧૧૯૧૯ | ૩૪૯૭ | ૧૨૦૦૦ | ૧૧૫૦૦ |
| કલોલ ,, | ૭૨૫૯ | ૨૦૧૮ | ૧૦૦૦૦ | ૬૫૦૦ |
| દેહગામ ,, | ૪૯૫૪ | ૧૩૬૨ | ૬૭૦૦ | ૪૦૦૦ |
| આતરસુંબા ,, | ૧૮૮૨ | ૫૨૭ | ૩૨૦૦ | ૨૦૦૦ |
| વિજાપુર ,, | ૮૩૦૬ | ૨૩૬૮ | ૮૦૦૦ | ૯૦૦૦ |
| ખેરાળુ ,, | ૬૮૬૬ | ૧૯૪૯ | ૬૦૦૦ | ૫૫૦૦ |
| વડનગર ,, | ૧૧૬૭૧ | ૩૫૨૧ | ૧૭૦૦૦ | ૧૬૦૦૦ |
| ચાણસ્મા ,, | ૭૯૪૦ | ૨૦૫૦ | ૧૦૦૦૦ | ૫૦૦૦ |
| ધીણોજ ,, | ૪૧૫૪ | ૧૦૬૧ | ૮૩૦૦ | ૨૫૦૦ |
| ઉંઝા ,, | ૯૮૩૨ | ૨૫૧૬ | ૯૩૦૦ | ૯૩૦૦ |
| | ૧૪૩૭૩૦ | ૪૦૮૨૯ | ૨૪૨૦૦૦ | ૨૩૧૩૦૦ |

ઉપર પ્રમાણે આવકના તથા વસ્તીના આંકડા ઉપરથી જણાશે કે દર માણસદીઠ અને દર ઘરદીઠ કેટલા રૂપીઆનો સુધરાઈ અને વિશિષ્ટ

પંચાયતનો વેરો આવે છે. પાટણ કસ્બામાં નળ હોવાથી તેની ઉપજમાં પાણી વેરાનો પણ સમાવેશ કરેલો છે. વિસનગર શીવાય દરેક સુધરાઇ અને વિશિષ્ટ પંચાયતમાં મુખ્ય આવકનું સાધન જકાત છે. વિસનગરમાં પણ જકાત હતી પણ પાછળથી પ્રજાની વિરૂદ્ધ ઘરવેરો દાખલ થયેલો છે તે રદ કરી જકાત લેવાનો ઠરાવ હાલમાં કેટલાક વખતથી સુધરાઇએ કરેલો છે. આ સંબંધી વીગતવાર હકીકત આગળ વિસનગર સુધરાઇના આઠમા પ્રકરણમાં જણાવેલી છે. આખો કડીપ્રાંત ઘરવેરાની વિરૂદ્ધ છે. લાડોલ કસ્બામાં વિશિષ્ટ પંચાયત સ્થાપવામાં આવી હતી પણ ગઇ સાલથી તે બંધ થયેલી છે અને પ્રથમની માફક ગામ પંચાયતથી કામ લેવામાં આવે છે. ઉપરના આવકજાવકના આંકડામાં જે સંસ્થાએ આવક કરતાં વધારે ખર્ચ કરેલું છે તે પાછલી સાલની સીલકમાંથી કરેલું છે.

ઉપરના કસ્બાઓ પૈકી મેસાણા, પાટણ, સિદ્ધપુર, ચાણસ્મા, વિસનગર, કડી, કલોલ, દેહગામ, વિજાપુર, એ રીતે નવ કસ્બામાં મહાલ ન્યાયાધીશીઓ છે. તેમાં ખેરાળુ મહાલનું વિસનગરમાં, હારીજનું ચાણસ્મામાં, અને આતરસુંબાનું દેહગામમાં કામ ચાલે છે.

કડીપ્રાંતના કસ્બા પૈકી તથા કસ્બા શીવાયનાં કેટલાંક શહેરો અને ગામોની જાણવા જોગ હકીકત નીચે પ્રમાણે છે—

પાટણ—કડીપ્રાંતમાં મોટામાં મોટું શહેર પાટણ છે, આખા રાજ્યમાં વડોદરાથી ઉતરતા નંબરે તે છે. રાજ્યમાં જુનામાં જુનું ઐતિહાસિક શહેર છે. વનરાજ ચાવડાએ સંવત ૮૦૨ ના ચૈત્ર વદ ૨ ના રોજ આ શહેર વસાવી તેનું નામ અણહીલપુર પાડેલું હતું. હાલ તે અણહીલપુર પાટણ તરીકે પણ ઓળખાય છે. આ શહેરને અલાઉદ્દીન ખુનીએ નાશ કરેલું તે સંવત ૧૪૨૫ માં ફરીને વસેલું છે. આ શહેરની આસપાસ કીલ્લો બાંધેલો છે. હિન્દુ રાજાઓના વખતનું જે કાંઈ હાલ રહેલું છે તેમાં સૌથી વધારે જોવા લાયક રાણકી વાવ, દામોદર કુવો, સહસ્રલિંગ તળાવ, ભદ્રકાળીનો કીલ્લો,

જૈનોનું પંચાસર પાર્શ્વનાથનું દેવાલય તથા બીજાં કેટલાંક દેવાલયો, ખાનસરોવર વીગેરે છે. સંવત ૧૯૭૧ ચતુર્ભુજબાગ શહેરમાં બનાવેલો છે જેમાં શ્રીમંત મહારાજાનું બાવલું તા. ૧૯–૧–૧૯૧૫ના રોજ મુકવામાં આવ્યું છે, લોકો આ બાગનો સારો લાભ લે છે, હાઈસ્કૂલ, હોસ્પીટલ, વીલા પૅલેસ, સુવાવડખાનું, પાણીનો નળ, વીગેરેની સારી સવડ છે. આ શહેર સરસ્વતી નદીના કિનારે આવેલું છે. પ્રથમ બારે માસ નદી વહેતી હતી પણ હાલમાં માત્ર ચોમાસામાંજ વહે છે. આ પ્રાચીન શહેર હોવાથી અને જૈનોનાં લગભગ સો દેવાલયો આવેલાં હોવાથી ઘણા જૈનો યાત્રા માટે આવે છે. જૈનોની આશરે પાંચ હજાર માણસની વસ્તી છે. શહેર જોવા લાયક છે. રેલ્વે સ્ટેશન છે. સરકારી તથા રેલ્વેની એમ બે તાર ઓફીસો છે. પ્રથમ અત્રે જીન મીલ વગેરે ઉઘાડવામાં આવ્યાં હતાં પણ હાલમાં ત્યાં કોઇ પણ કારખાનું ચાલતું જણાતું નથી.

મોઢેરા—એ એક પ્રાચીન આશરે દોઢ હજાર માણસની વસ્તીવાળું યાત્રાનું ગામ છે. ચાણસ્માથી આશરે પાંચ માઇલ દૂર છે તેમાં મોટું દેવાલય છે. તેનો જીર્ણોદ્ધાર થોડાંક વર્ષો ઉપર કરવામાં આવ્યો છે. તેની પાસે (ચાણસ્માથી ૧૨ માઈલ દૂર) કરણસાગર સરોવર છે. મોઢજ્ઞાતિના ઘણા લોકો મોઢેરે યાત્રા કરવા જાય છે.

બહુચરાજીમાતા—ચાણસ્મા તાલુકાનું આ એક યાત્રાનું સ્થાન છે. રેલ્વે સ્ટેશન છે. બહુચરાજીમાતાનું ભવ્ય દેવાલય છે. તે દેવાલય સંવત ૧૮૩૯ ના વૈશાખ વદ ૧૦ ને રવિવારે શ્રીમંત માનાજીરાવે બંધાવેલું છે. ગોખલાના આગલા ભાગમાં માતાજીનાં ચિત્રવાળી આંગી જડેલી છે. આંગી ઉપર કુકડાપર સ્વારી કરેલી બહુચરાજીમાતાની મૂર્તિ કોતરેલી છે. બાજુમાં ઉતરવા માટે ધર્મશાળાઓ છે. હમેશાં તથા ખાસ કરી દર પૂર્ણિમાએ ઘણા લોકો યાત્રા અર્થે અત્રે આવે છે. જોવા લાયક સ્થળ છે.

સિદ્ધપુર—આ શહેર સરસ્વતી નદી ઉપર આવેલું છે. અમદાવાદથી આબુ જતી રેલ્વે લાઇન ઉપર સ્ટેશન છે. આ શહેર હિન્દુઓનું યાત્રાનું મોટું સ્થળ છે. બિન્દુ સરોવર, જ્ઞાનવાવ તથા રૂદ્રમાળનું ખંડેર એ પ્રાચીન સ્થળો જોવા લાયક છે. સરસ્વતી નદી પવિત્ર માનેલી હોવાથી સ્નાન અને શ્રાદ્ધ કરવા અર્થે હજારો યાત્રાળુઓ હિન્દુસ્થાનના જુદાજુદા ભાગોમાંથી આવે છે, ચોરાશીઓ જમાડે છે. બ્રહ્મભોજનો થાય છે, બ્રાહ્મણોની વસ્તી વધારે છે. સ્ટેશનથી ઉતરતાં શહેરમાં જતાં વહોરાઓનાં ભવ્ય મકાનો અને મહોલ્લાઓ ધ્યાન ખેંચે છે. શહેરમાં થોડાક વર્ષોથી વીજળીની બત્તી દાખલ થયેલી છે. એક મીલ ચાલે છે અને બીજી મીલની શરૂઆત થયેલી છે. હાઇસ્કુલ, ડીસ્પેન્સરી, અફીણની મોટી વખાર, સરકારી તથા રેલ્વેતાર ઓફીસ વીગેરે ખાતાંની સારી સવડ છે.

ઉંઝા—આ સિદ્ધપુર તાલુકાનું આશરે નવ હજાર માણસની વસ્તીવાળું ગામ છે. તે સિદ્ધપુરની દક્ષિણે રેલ્વેસ્ટેશન છે. લેઉઆ કણબીની વસ્તી છે. ઉમીઆ દેવીનું મોટું ભવ્ય દેવાલય છે, તે સંવત ૧૯૧૪ માં બાંધવામાં આવ્યું છે, તેની આસપાસ મોટી ધર્મશાળા છે. હજારો કણબીઓ યાત્રા માટે આવે છે. આ મંદીરમાં દર દસ અગીઆર વરસે કડવા કણબીઓ આવીને તેમણે લગ્ન ક્રિયા ક્યારે કરવી તે સંબંધી ચીઠીઓ નાખી માતાજીની આજ્ઞા લઇ જાય છે, તેમાં આવેલી આજ્ઞા પ્રમાણે તે સાલમાં સૌ સાથે છોકરા છોડીઓનાં લગ્ન કરે છે. માગશર માસમાં ઉમીઆ માતાનો મેળો થાય છે. ગામમાં એક જીનીંગ ફેકટરી છે, સરકારી તથા રેલ્વેની તાર ઓફીસો છે. પાંચ ધોરણ સુધી અંગ્રેજી શાળા છે. વૈદ્ય નગીનદાસ છગનલાલની આયુર્વેદિક ફાર્મસીઓ છે. તે પરદેશમાં સારી પ્રસિદ્ધિમાં આવેલી છે.

મેત્રાણા—સિદ્ધપુરથી આશરે દસ માઇલ આવેલું નવસો માણસની વસ્તીવાળું નાનું રેલ્વે સ્ટેશન છે; તેમાં જૈનોનું પ્રાચીન દેવાલય

આવેલું હોવાથી જૈનોનું યાત્રાનું સ્થાન ગણાય છે. દરેક પુનમે મેળો ભરાય છે. કાકોશી રેલ્વેસ્ટેશન થયા પછી ઘણા જૈન યાત્રાળુઓ યાત્રા અર્થે આવે છે.

ઉનાવા—ઉંઝાથી ૨–૩ માઇલ દુર આ ગામ આવેલું છે. વસ્તી આશરે ચાર હજારની છે. તેમાં મીરાંદાતારની દરગાહ હોવાથી ઘણા મુસલમાનો યાત્રા અર્થે અને કેટલાક મુસલમાન તથા હિન્દુઓ માનતા અને બાધા મુકવા માટે આવે છે. ઘણી સ્ત્રીઓ અને કોઇ પુરૂષો આવીને ધુણે છે. મહોરમની ૨૮ મી તારીખે આ સ્થળે મોટો મેળો ભરાય છે. ગામમાં પોસ્ટ ઓફીસ પુસ્તકાલય, ગુજરાતી શાળા વીગેરે છે.

હારીજ—આ એક નાનું સવા હજાર માણસની વસ્તીવાળું વેપારના મથકનું ગામ છે. તે પેટામહાલ હોવાથી મુલકી, ન્યાય, પોલીસ, દવાખાનું, શાળા વીગેરેની ગોઠવણ રાખેલી છે. તે રેલ્વેસ્ટેશન હોવાથી રાધનપુર ટપાનો અને સિંધમાં ઉમરકોટ સુધી અને કચ્છના રણની સરહદ સુધીનો સઘળો વેપાર હારીજ મારફત ચાલે છે તેથી તે રાધનપુરના દરવાજા જેવું ગણાય છે. ત્યાં રૂ પીલવાનું એક જીન છે. પાસે ૧૦–૧૨ માઇલ સંખેશ્વર પાર્શ્વનાથનું જૈનોનું યાત્રાનું ધામ હોવાથી જૈનો ત્યાં ઉતરી પગ રસ્તે જાય છે.

મેસાણા—કડીપ્રાંતના મધ્યભાગમાં મોટું રેલ્વે જંકશન સ્ટેશન છે. પ્રાંતની તમામ ઓફીસો ત્યાં રાખેલી છે. જૈનોનાં બે મોટાં ભવ્ય દેવાલયો અને મોટો ઉપાશ્રય જોવાલાયક છે, ત્યાં બે જીન ચાલે છે. પંચાયતે બનાવેલું ખેતીવાડી ખાતાનું મ્યુઝીઅમ છે. સરકારનાં હેડ-ક્વાર્ટર વીગેરે ભવ્ય મકાનો જોવાલાયક છે.

વડનગર—એ ખેરાળુ તાલુકામાં મોટું અને સારૂં જોવા લાયક ઘણું પ્રાચીન શહેર છે. જુના વખતમાં તેની હદ ઠેઠ વિસનગર સુધી હતી. તેમાં હાટકેશ્વર મહાદેવનું ભવ્ય દેવાલય છે. સન ૨૨૬ થી આ સ્થળમાં નાગર લોકો રહેતા હશે એમ જણાય છે. ગામની જોડે સમેળા નામનું મોટું તળાવ છે. ગામ ભણી પથરના ઓવારા બાંધેલા

છે. તેનું મૂળ નામ શર્મીષ્ટા છે. જુના ખંડેરોમાં રૂદ્રમાળ જેવા બે કીર્તિ સ્થંભો છે. ઘણા બ્રાહ્મણો યાત્રા અર્થે અત્રે આવે છે. જૈન લોકોનાં પણ બે મોટાં સુંદર દેવાલયો છે. સરકારી તથા રેલ્વે તાર ઓફીસ, અંગ્રેજીશાળા, દવાખાનું વીગેરે ખાતાંની સવડ છે.

કલોલ—મેસાણાની દક્ષિણે જંકશન સ્ટેશન છે. વેપારી મથકનું ગામ છે તેમાં હાલ ત્રણ મીલો થયેલી છે. ચાર કપાસ પીલવાનાં જીન છે અને ગાંસડીઓ બાંધવાનો એક પાકો પ્રેસ છે. સરકારી તેમજ રેલ્વે તાર ઓફીસ, અંગ્રેજી શાળા, પુસ્તકાલય વીગેરે સંસ્થાઓની સારી સવડ છે વેપારી લોકોનાં મંડળ પણ છે. સ્થાનકવાસી જૈનોની વસ્તી અત્રે વધારે પ્રમાણમાં છે. પાસે ૨–૩ ગાઉ સેરીસા નામે જૈનોનું યાત્રાનું સ્થાન છે. ત્યાં હાલમાં મોટું દેવાલય બંધાય છે. કલોલ કસ્બામાં પીપળેશ્વર મહાદેવનું દેવાલય છે, ત્યાં શ્રાવણ વદ અમાસે મેળો ભરાય છે.

પાનસર—જૈનોનું મોટું યાત્રાનું ધામ છે. ત્યાંનાં હવાપાણી ઘણાં વખણાય છે, તેથી યાત્રા અને આરોગ્ય અર્થે ઘણા જૈનો ત્યાં આવે છે અને લાંબા વખત સુધી ધર્મશાળાઓમાં રહે છે. ધર્મશાળાઓ પણ સારી બાંધેલી છે. મહાવીર સ્વામીનું ભવ્ય નવીન દેવાલય બાંધવામાં આવ્યું છે. તેમાં ૪૦ હજારની રકમ વિસનગરના શેઠ જેઠાલાલ દીપચંદ તરફથી મળેલી છે. દર પૂણમાએ ઘણા લોકો યાત્રા માટે જાય છે.

કડી—કલોલથી ૧૨ માઇલ દૂર આ શહેર આવેલું છે. રેલ્વે સ્ટેશન છે. ગામની ઉજળામણ સારી છે અને વેપારનું મથક છે. ગામને ફરતો એક બહારનો કોટ છે, અને બીજો અંદરની બાજુમાં છે. તે ઉપરથી તે કિલ્લેકડી કહેવાય છે. આ શહેર પહેલાં કડીપ્રાંતનું મથક હતું. સુબા અને પોલીસખાતાની કચેરીઓ ત્યાં રહેતી. જુના વખતનાં મકાનો તથા અંબાજીમાતા, ભીમનાથ, કાશી વિશ્વનાથ, ગોસાંઇજી મહારાજનું મંદીર વીગેરે દેવાલયો જોવા લાયક છે. સ્ટેશનની પાસે

એક મોટી મીલ હમણાં થોડા વખતમાં શરૂ કરવામાં આવી છે તે શીવાય ત્રણ જીન અને ગાંસડીઓ બાંધવાના બે પાકા પ્રેસ છે. વેપારીનાં મંડળો છે. હાઇસ્કૂલ, પુસ્તકાલય, શાળાઓ તાર ઓફીસ વીગેરેની સારી સવડ છે.

ઉપર પ્રમાણે જાણવા લાયક મુખ્ય મુખ્ય ગામોની ટુંકામાં હકીકત જણાવવામાં આવી છે.

પ્રથમ જણાવેલા ૧૨ મહાલોમાં ૧૨ મહાલ પંચાયતો છે. આ બાર મહાલ પંચાયતોને ત્રણ વિભાગમાં વહેંચી દીધી છે. (૧) પાટણ વિભાગ—તેમાં પાટણ, સિદ્ધપુર, ચાણસ્મા અને હારીજ. (૨) વિસનગર વિભાગ—તેમાં વિસનગર, ખેરાળુ, મેસાણા અને વિજાપુર અને (૩) કડી વિભાગ—તેમાં કડી, કલોલ, દેહગામ અને આતરસુંબા. આ ત્રણ વિભાગની મહાલ પંચાયતોના સભાસદો કડીપ્રાંતના ત્રણ ધારાસભાના સભાસદો ત્રણ વરસે ચુંટી કાઢે છે. હાલમાં કડીપ્રાંતમાં બારે મહાલમાંથી બાર સભાસદો ચુંટાઇને ધારાસભામાં આવે એવું ઠરાવવા સરકારે ઇચ્છા બતાવી છે; ધારાસભા સંબંધી હકીકત પાછળ પાન ૪૬ ઉપર જણાવી છે તે વાંચવાથી સમજાશે.

મેસાણામાં આખા પ્રાંતની એક પ્રાંત પંચાયત છે. આ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા કડીપ્રાંતમાં પ્રજાને લાભદાયક અને મહત્વની હોવાથી તથા મહાલોમાં મહાલ પંચાયતો દ્વારાએ તેનું કામ ચાલતું હોવાથી તે સંબંધી હકીકત જણાવવાની જરૂર છે.

સંવત ૧૯૬૨ માં વડોદરા રાજ્યમાં પંચાયતની સ્થાપના થઇ તે ધોરણે પ્રાંતમાં ૧ પ્રાંત પંચાયત, ૧૨ મહાલ પંચાયતો અને ૮૭૨ ગ્રામ્ય પંચાયતો સ્થપાઇ છે. કડીપ્રાંત પંચાયતની ઓફીસ મેસાણે, મહાલ પંચાયતોની ઓફીસ મહાલના સદર સ્ટેશને અને ગામ પંચાયતોની ઓફીસ જે તે મોટા ગામોમાં અને નાનાં ગામો માટે નાના ગામોના જથા બનાવી તેના મુખ્ય ગામોમાં રાખવામાં આવી છે. મહાલ પંચાયતોની આર્થિક સ્થિતિ નીચે પ્રમાણે છે—

## કડીપ્રાંતાની મહાલપંચાયતોની આવક જાવકના આંકડાનું કોષ્ટક.

| મહાલ પંચાયતનું નામ. | લોકલસેસનો ફાળો. | વ્યાજ અને બીજી ઉપજ. | કુલઉપજ. | ખરચ. | મુંડી સીલક. |
|---|---|---|---|---|---|
| પાટણ | ૧૯૫૦૦ | ૧૨૦૦૦ | ૩૧૫૦૦ | ૨૩૫૦૦ | ૧૬૦૦૦ |
| સિદ્ધપુર | ૨૦૦૦૦ | ૫૦૦૦ | ૨૫૦૦૦ | ૨૧૦૦૦ | ૭૩૦૦૦ |
| ચાણસ્મા | ૧૯૫૦૦ | ૧૧૦૦૦ | ૩૦૫૦૦ | ૧૮૦૦૦ | ૫૯૦૦૦ |
| હારીજ | ૪૭૦૦ | ૩૦૦૦ | ૭૭૦૦ | ૭૩૦૦ | ૨૩૦૦૦ |
| કડી | ૨૦૮૦૦ | ૩૫૦૦ | ૨૪૩૦૦ | ૧૨૫૦૦ | ૮૫૦૦૦ |
| કલોલ | ૧૬૮૦૦ | ૧૭૦૦ | ૧૮૫૦૦ | ૧૫૦૦૦ | ૨૫૦૦૦ |
| દેહગામ | ૧૧૫૦૦ | ૪૦૦૦ | ૧૫૫૦૦ | ૭૦૦૦ | ૬૨૦૦૦ |
| આતરસુંબા | ૨૭૦૦ | ૧૮૦૦ | ૪૫૦૦ | ૫૬૦૦ | ૧૩૦૦૦ |
| વિસનગર | ૧૩૦૦૦ | ૩૫૦૦ | ૧૬૫૦૦ | ૨૨૦૦૦ | ૧૪૦૦૦ |
| ખેરાળુ | ૧૩૦૦૦ | ૩૩૦૦ | ૧૬૩૦૦ | ૧૨૦૦૦ | ૩૦૦૦૦ |
| વિજાપુર | ૧૮૦૦૦ | ૫૦૦૦ | ૨૩૦૦૦ | ૧૭૩૦૦ | ૬૬૦૦૦ |
| મેસાણા | ૧૭૬૦૦ | ૧૪૦૦૦ | ૩૧૬૦૦ | ૨૩૦૦૦ | ૫૦૦૦૦ |
| | ૧૭૭૧૦૦ | ૬૭૮૦૦ | ૨૪૪૯૦૦ | ૧૮૪૨૦૦ | ૫૧૬૦૦૦ |

ઉપર પ્રમાણે સન ૧૯૨૪ ના જુલાઇ આખર કડીપ્રાંતની મહાલપંચાયતોની આર્થિક સ્થિતિ છે. આંકડાઓ ઉપરથી જણાય છે કે મહાલપંચાયતો ઉપજના પ્રમાણમાં મહાલોના ગામોમાં કામ કરી શકતી નથી તેથી દરસાલ મુંડીમાં વધારો થતો જાય છે. ગા-

મડાંઓમાં પાણીના કુવા, હવાડા, રસ્તા, આરોગ્ય, વૈદ્યકીય વીગેરેનાં ઘણાં ઘણાં કામો કરવાનાં છે તે છતી મુડીએ વધારે પ્રમાણમાં હાથમાં ન લેવામાં આવે અને હાથમાં લીધેલાં કામ જલ્દી પુરાં ન થાય એ ખરેખર શોચનીય છે; સભાસદોની ફરજ છે કે પ્રજાને જોઇતી હાજતો પૂરી પાડવી જોઇએ અને કર્તવ્યપરાયણ બનવું જોઇએ. ઉપરની મુડીનો ઘણો ભાગ વડોદરા બૅંકમાં જમે રહે છે. મહાલ પંચાયતોમાં જે લોકલસેસનો ફાળો આવે છે તે ફાળો પુરેપુરૂં લોકલસેસ હોતું નથી પરંતુ મહાલનું જે લોકલસેસ પ્રાંત પંચાયતમાં આવ્યું હોય તેમાંથી કેળવણીના તથા આરોગ્યના તથા શીતળાના તથા એવા ખરચના કપાત કરી બાકીનું મહાલવાર વહેંચી આપવામાં આવે છે. લગભગ અરધા ભાગનું લોકલસેસ મહાલ પંચાયતના હાથમાં આવે છે. દરેક મહાલ પંચાયતમાં ૨૦ થી ૨૫ સુધી સભાસદો ચુંટાઇને અને નીમાઇને આવે છે. અધ્યક્ષ તરીકે નાયબસુબા અને ઉપાધ્યક્ષ તરીકે લોકજ્ઞ સભાસદ હોય છે. આ સંબંધી વીગતવાર હકીકત આગળ પ્રકરણ ૪ માં પાન ૧૦૨ ઉપર વિસનગર મહાલ પંચાયતના હેવાલમાં જણાવી છે તે વાંચવાથી સમજાશે.

કડીપ્રાંત પંચાયતમાં કુલ ૪૧ સભાસદો છે, સુબા તેના પ્રમુખ છે. સભાસદો પૈકી ૭ સરકારી અમલદારો, ૬ પ્રજામાંથી સરકારે નીમેલા, ૧૨ પ્રાંતની બાર મહાલ પંચાયતોએ ચુંટેલા, ૧૫ પ્રાંતની સુધરાઇઓ તથા વિશિષ્ટ પંચાયતોએ ચુંટેલા, અને ૧ ઇનામદાર તરફથી ચુંટાએલા છે. ઉપાધ્યક્ષ લોકજ્ઞ સભાસદોમાંથી ચુંટાય છે. આ સંસ્થાની ત્રણે વરસે ચુંટણી થાય છે. પ્રાંતમાં કુવા, તળાવ, રસ્તા, ધર્મશાળા, કેળવણી વૈદ્યકીય વીગેરે એવાં લોકોપયોગી કામો પંચાયત તરફથી થાય છે. પ્રથમ જણાવ્યા પ્રમાણે રાજ્યમાં લોકલસેસનું કુલ ઉત્પન્ન આશરે ૯॥ લાખ રૂપીઆનું આવે છે તેમાંથી કડીપ્રાંતના ઉત્પન્નના રૂપીઆ આશરે પોણાત્રણ લાખ આવે છે તેમાંથી ઉપર બતાવેલાં કામો પાછળ પંચાયતના નિબંધને અનુસરી

ખરચ કરવામાં આવે છે. પ્રાંત પંચાયતની આર્થિક સ્થિતિ નીચે પ્રમાણે છે—

પ્રાંત પંચાયતના સન ૧૯૨૩-૨૪ ( સંવત ૧૯૮૦ )ના આવકના આંકડા નીચે પ્રમાણે છેઃ-લોકલસેસ રૂ. ૨૮૨૫૭૭, વ્યાજ ૪૯૮૯૫, સરકાર મદદ સરકારી કામ માટે (ફરજ્યાત દંડનો ફાળો ) ૧૫૪૧૫, ખાનગી ગૃહસ્થો તરફથી ૧૧૯૮૭ તથા ફીરકોલ ૩૬૯૨૬ તથા પરચુરણ મળી કુલ આશરે ચાર લાખ રૂપીઆનું ઉત્પન્ન આવે છે. એ પ્રમાણે આવેલા ઉત્પન્ન પૈકી લોકલસેસની રકમમાંથી ફરજ્યાત કેળવણી તથા બીજા ખરચના કપાત કરી બાકી જે રકમ મહાલ પંચાયતોને વહેંચી આપવામાં આવે છે તે રકમમાંથી કેટલાંક બાંધ કામો વીગેરે મહાલ પંચાયત દ્વારાએ થાય છે તેની તથા પંચાયત હસ્તક રહેલાં નાણાંની વ્યવસ્થા થાય છે તેના ખરચની વીગત નીચે પ્રમાણેઃ—રસ્તા ખાતે રૂ. ૧૫૪૮, પાણીના પુરવટા માટે ૧૦૭૧૭૮, ગામ પંચાયત મારફત થતાં કામો પાછળ ૫૯૭૩, બીજા સુધારા ૧૬૫૪૩, દવાખાનાં ૩૩૧૭, શિક્ષણ ૧૦૯૩૬૯ પુસ્તકશાળાના મકાન માટે ૫૩૪૫, શીતળા માટે ૯૪૫૭, આરોગ્ય રક્ષણ ૮૬૦, ખેતી તથા જાનવર ૧૫૯૩, રીલીફ કામો ૪૭૬૪, સાર્વજનીક હીત માટે ૭૫૨, વળતર ૨૭૭૨, પંચાયતના નોકરોના પગારનું ખરચ ૩૧૩૪૩, પંચાયતનું કામ કરવા સરકારને આપેલું ખરચ ૨૯૮૮, સુધરાઇના ખરચ માટે ૫૮૩૬, ફળ હરાજી ૪૮૬ તથા પરચુરણ મળી આશરે ૩ા લાખ રૂપીઆ ખરચ થાય છે. પ્રાંત પંચાયતની પાસે મુંડી આશરે ૪ાા લાખ રૂપીઆ છે, તેનું વ્યાજ એકાઉન્ટંટ ખાતા તરફથી ઉત્પન્ન કરવામાં આવે છે. આ ઉપરાંત રીઝર્વ ફંડ ખાતે ૧ાા લાખ રૂપીઆ છે, તે રકમ અમદાવાદ પ્રાંતીજ રેલ્વે, બોમ્બે પોર્ટ ટ્રસ્ટ, વોરબૉંડ, વોરલોન, તથા વડોદરા બેંકમાં રોકેલી છે.

કડીપ્રાંતમાં વરસાદ કમી થતો હોવાથી કુવા વધારવાની રાજનીતિ કડીપ્રાંત પંચાયતે હાથ ધરેલી છે. ગઇ સાલમાં પરચુરણ

બોરીંગ ઉપરાંત ૨૬ મોટાં બોરીંગનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું, તેમાંથી ૧૨ સફળ નીવડયાં હતાં, અને તે ૧૨ પૈકી ચાણસ્મા તાલુકામાં વેણુપુરા, સાંપાવાડા તથા મણિઆરીમાં આરટીઝનવેલ જેવાં બોરીંગો થયાં છે. પાણી જમીન બહાર આવે છે. વેણુપુરામાં ૨૪૦ ફુટ, સાંપાવાડામાં ૨૦૨ ફુટ અને મણીઆરીમાં ૨૫૫ ફુટની ઉંડાઇએ પાણી બહાર આવેલું છે, દરેકમાં ૨ાા ઇંચ ડાયામીટરની પાઈપ મુકેલી છે. પ્રાંત પંચાયતે દરસાલ આવા પ્રકારનાં વધારે પ્રમાણમાં બોરીંગો કરાવી પ્રજાને પાણીનો પુરવઠો સંતોષકારક કરી આપવો જોઈએ.

પ્રાંતમાં મોટામાં મોટી પ્રજાકીય સંસ્થા કડીપ્રાંત મહાજન સભા છે. તેની સ્થાપના સંવત ૧૯૬૦ માં થઇ છે. પહેલી વાર્ષિક સભા પાટણમાં અને બીજી મેસાણામાં મળી હતી. તે પછી ત્રીજી સભા હાલની સુધરેલી ઢબ પ્રમાણે પ્રતિનિધિઓને બોલાવી તથા બીજા પ્રાંતના ગૃહસ્થોને આમંત્રણ કરી મોટા સ્વરૂપમાં ખેરાળુ મુકામે તા. ૧૭–૧૦–૧૯૦૭ ના રોજ ભરવામાં આવી હતી. તે પછી ચોથી સભા સિદ્ધપુરમાં તા. ૧૦–૩–૧૯૦૯ ના રોજ મળી હતી. આ વખતે બીજા પ્રાંતના આગેવાનોએ તેમાં સારો ભાગ લીધો હતો અને બધાઓની ઇચ્છા જણાઈ કે આવી ચારે પ્રાંતના મહાજનની એક મોટી સભા રાજ્યમાં થાય તો ઠીક. તે ઉપરથી નવસારીના ગૃહસ્થોએ તે વાત ઉપાડી અને પ્રજામંડળની પહેલી બેઠક નવસારીમાં તા. ૩૧–૧૨–૧૯૧૬ ના રોજ રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના પ્રમુખપણા નીચે તથા બીજી બેઠક વડોદરામાં તા. ૨૫–૫–૧૯૧૮ ના રોજ રા. વીઠલભાઇ ઝવેરભાઇ પટેલ બેરીસ્ટર એટ–લૉ–ના પ્રમુખપણા નીચે તથા ત્રીજી બેઠક પણ વડોદરામાં તા. ૧૭–૩–૧૯૨૨ ના રોજ રાજરત્ન હરિલાલ ગોવિન્દજી વકીલ, બી.એ. એલએલ. બી.ના પ્રમુખપણા નીચે તથા ચોથી બેઠક પાટણમાં તા. ૨૩–૩–૧૯૨૪ ના રોજ રા. મટુભાઇ હરગોવીંદદાસ કાંટાવાળા

એમ. એ. ના પ્રમુખપણા નીચે મળી હતી. કડીપ્રાંતમહાજનસભાની સંસ્થા હજુ ચાલુજ છે. જો કે સુસ્ત છે તો પણ પ્રસંગે જાગૃતિ લાવીને એકઠી થઇ પોતાની ફરજ બજાવે છે. ઢોરોની નિકાસ અટકાવવા તથા દુધના સંચાઓ બંધ કરાવવા મેસાણામાં સંવત ૧૯૭૬ માં શેઠ હીરાલાલ વીઠ્ઠલદાસના પ્રમુખપણા નીચે કડીપ્રાંત મહાજન સભા મળી હતી. તથા સિદ્ધપુરમાં વહોરા તથા હિન્દુઓની સુલેહ કરવા મારા પ્રમુખપણા નીચે સંવત ૧૯૭૯ (તા. ૮–૩–૨૩) માં સભા મળી હતી, અને સુલેહ કરવા ભાગ્યશાળી થઈ હતી. તેશીવાય તે સભાનું વ્યવસ્થાપક મંડળ કામના પ્રસંગે પાટણ તથા મેસાણામાં મળે છે. તેની ઓફીસ મેસાણે છે અને તેના સેક્રેટરી શેઠ છોટાલાલ ફીલાચંદ જે. પી. છે.

કડીપ્રાંતના ખેડુત વર્ગ તરફથી આશરે દસ વર્ષથી ખેડુતસભાની સ્થાપના થયેલી છે. દર વર્ષે તેની એક બેઠક પ્રાંતના જુદા જુદા ગામમાં મળે છે, અને પ્રાંતની ખેતીવાડીના અને ખેડુતોની સ્થિતિ સંબંધના ઠરાવો થાય છે, કોઇ કોઇ વાર તે સાથે ઢોરોનું પ્રદર્શન પણ ભરવામાં આવે છે, આ સભામાં ઘણા ભાગે કડીપ્રાંતના સુબા અધ્યક્ષ તરીકે નીમાઇ ઉત્સાહથી ભાગ લઇ સારી રીતે મદદ અને સલાહ આપે છે. આ મંડળમાં દાખલ થનાર સભાસદોનું વાર્ષિક લવાજમ રૂ. ૧ ઠરાવેલું છે, તેમાંથી સંસ્થાનું જરૂર પૂરતું ખરચ થાય છે; આવા પ્રકારનું વેપારી મંડળ (Chamber of commerce) પણ કડીપ્રાંતમાં તા. ૩૦–૧૧–૧૯૨૪ ના રોજ સ્થપાયું છે. તેની ઓફીસ મેસાણા મુકામે રાખવામાં આવી છે. વાર્ષિક લવાજમ એક રૂપીઓ રાખેલું છે.

કડીપ્રાંતમાં રેલ્વેની આવક વધે, મુસાફરોની વધારે આવજા થાય, ઉત્તરમાંથી માલ લાવવાની અને મોકલવાની સરળતા થાય, જેના પરિણામે વેપાર ઉદ્યોગમાં વૃદ્ધિ થાય એવા ઉદ્દેશથી મેસાણા તારંગાહીલ રેલ્વેલાઇન વધારી ઠેઠ ઉદેપુર સાથે જોડી દેવા ધારાસ-

ભામાં મારા તરફથી ઠરાવ લાવવામાં આવ્યો હતો પણ તે તરફ સરકારે લક્ષ આપેલું નહોતું. આ ઠરાવ અને ધારાસભામાં તે સંબંધી ચાલેલી ચર્ચા કીલીકનીકસન કંપની અને બીજાઓના ધ્યાન ઉપર આવવાથી અને તે યોજના ફળદાયક હોવાથી તેમણે તે વાત ઉપાડી અને ઈડરથી ઉદેપુર સુધીની રેલ્વેલાઇન કરવા યોજના તૈયાર કરી અને તેનું કામ પણ શરૂ કર્યું. જાણવા પ્રમાણે ઈડર, બાહડ, શામળાજી, વાંસવાડા, કેસરીઆજી અને ઉદેપુર એટલાં સ્ટેશનો પણ નક્કી થયાં છે. ઉદેપુરથી થોડાક માઇલ કામ પણ થઇ ગયું છે, આશરે ૪૦ માઇલની લાઈન છે. આ લાઇન પૂરી થવાથી તે તરફના મારવાડનો ભાગ અમદાવાદ સાથે જોડાઇ, અમદાવાદથી ઈડર જતી પ્રાંતીજ રેલ્વેનો ટ્રાફીક ઘણોજ વધી જશે અને તે ભાગના પ્રદેશને અને લાઈનને તેનો લાભ મળશે. જો તરંગાહીલ સ્ટેશનથી ઉદેપુર લાઇન કરવામાં આવી હોત તો મારવાડ અને કડીપ્રાંતનો સંબંધ જોડાઇ જાત. શ્રી કેસરીઆજી જે જૈનોનું મોટું યાત્રાનું ધામ છે તે તથા શ્રીનાથજી જે વૈષ્ણવોની મોટી યાત્રાનું સ્થળ છે તે તથા નીમચ જ્યાંથી પથ્થરની પુષ્કળ લાદીઓ આવે છે તે તથા મારવાડના તે ભાગનાં બીજાં શહેરો સાથે કડીપ્રાંત જોડાઈ જાત અને વડોદરા રાજ્યની મેસાણા–તારંગાહીલ રેલ્વેલાઈન મુખ્ય મહત્વની લાઇન થઇ પડત અને વેપાર ઉદ્યોગને સારો ફાયદો થાત. જે થયું તે ખરૂં, હવે તેના ઉપર વિવેચન કરવું નકામું છે, તો પણ જો હવે તારંગા હીલ સ્ટેશનથી લાઇન આગળ વધારી ઉદેપુરવાળી નવીન લાઇનના કોઈ પણ અનુકૂળ પડતા સ્ટેશન સાથે અગર પ્રાંતીજ લાઈનનું છેલ્લું સ્ટેશન જે ખેડબ્રહ્મા છે અને જે તદ્દન પાસે આવેલું છે તેની સાથે જોડી દેવામાં આવે તો ઘણા અંશે કડીપ્રાંતને ફાયદો થાય તેમ છે. આ હકીકત સરકારે લક્ષમાં લેવા જેવી છે.

ઉપર પ્રમાણે કડીપ્રાંતની સામાન્ય હકીકત છે.

# પ્રકરણ ૪ થું.

## વિસનગર મહાલ.

### ગામ, વસ્તી, જમીન તથા આર્થિક અને સામાન્ય હકીકત.

વિસનગર મહાલ કડીપ્રાંતના લગભગ મધ્યભાગમાં આવેલો છે તેની ઉત્તરે સિદ્ધપુર અને ખેરાળુ મહાલ, પૂર્વે વિજાપુર મહાલ, દક્ષિણે મેસાણા મહાલ, અને પશ્ચિમે પાટણ, ચાણસ્મા તથા મેસાણા મહાલ આવેલા છે. પૂર્વ પશ્ચિમ લંબાઈ આશરે ૧૬ માઈલ તથા ઉત્તર દક્ષિણ લંબાઇ આશરે ૧૧ માઇલ છે, તેનું કુલ ક્ષેત્રફળ ૧૭૨ ચોરસ માઇલ છે.

વિસનગર મહાલમાં વિસનગર કસ્બા સાથે કુલ ૫૬ ગામો છે, તેનાં નામનું કોષ્ટક, સન ૧૯૨૧ ની વસ્તીગણત્રી પ્રમાણે વસ્તી તથા ઘર સાથે અને વિસનગરથી કેટલા માઇલના અંતરે છે તથા કેટલો રકબો, ખરાબો, પડતર, કેટલી ખાતે દાખલ જમીન, કેટલા ખાતેદાર અને કેટલું જમીન મહેસુલ આવે છે તેની વીગત અને તેમાં કયા કયા ગામે શાળાઓ, પોસ્ટ, ટપાલપેટી તથા પુસ્તકશાળાઓ છે તેની હકીકત સાથે નીચે પ્રમાણે છે—

ગામોનો ક્રમ કક્કાવારી પ્રમાણે ગોઠવેલો છે અને જે ગામ આગળ ગુ૦ લખ્યું છે ત્યાં ગુજરાતી શાળા, ક૦ લખ્યું છે ત્યાં કન્યાશાળા, અં૦ લખ્યું છે ત્યાં અંત્યજ શાળા, ઉ૦ લખ્યું છે ત્યાં ઉર્દુશાળા, પો૦ લખ્યું છે ત્યાં પોસ્ટ, પે૦ લખ્યું છે ત્યાં ટપાલ-પેટી, અને પુ૦ લખ્યું છે ત્યાં પુસ્તકશાળા એમ સમજવું.

## વિસનગર મહાલનાં ગામો, તેની વસ્તી,

| ગામનું નામ. | સ. ૧૯૨૧ ની વસ્તી. | ઘરોની સંખ્યા. | વીસનગરથી કેટલા માઇલ દૂર. |
|---|---|---|---|
| ૧ ઇઆસરા. | ૯૫ | ૧૮ | પશ્ચિમે ૩॥ |
| ૨ ઉદલપુર. ગુ૦ પે૦ | ૧૦૬૧ | ૨૪૬ | દક્ષિણે ૧૦॥ |
| ૩ કડા. ગુ૦ ક૦ અં૦ પુ૦ પો૦ | ૨૨૧૩ | ૫૮૯ | દક્ષિણે ૪॥ |
| ૪ કમાણા. ગુ૦ પો૦ પુ૦ | ૧૬૬૧ | ૪૨૨ | દક્ષિણે ૪॥ |
| ૫ કંસારાકુઇ. ગુ૦ પે૦ | ૮૧૦ | ૧૯૩ | નૈરૂત્ય ૫॥ |
| ૬ કાજીઅલીઆસણા. | ૨૭૮ | ૬૪ | વાયવ્ય ૪॥ |
| ૭ કામલપુર ખરવડા. ગુ૦ | ૪૬૫ | ૧૦૫ | દક્ષિણે ૯॥ |
| ૮ કામલપુર ગોઠવા. ગુ૦ | ૨૭૫ | ૭૬ | અગ્નિ ૫॥ |
| ૯ કાંસા. ગુ૦ ક૦ અં૦ પો૦ | ૨૬૭૦ | ૬૩૯ | પશ્ચિમ ૨ |
| ૧૦ કીયાદર. ગુ૦ | ૧૫૪ | ૩૬ | ઇશાને ૪ |
| ૧૧ કુવાસણા. ગુ૦ | ૮૦૫ | ૧૭૯ | અગ્નિ ૨ |
| ૧૨ ખદલપુર. ગુ૦ | ૪૯૮ | ૧૦૫ | ઉત્તરે ૩॥ |
| ૧૩ ખરવડા. ગુ૦ | ૧૦૦૯ | ૨૪૧ | દક્ષિણે ૭ |
| ૧૪ ખરસદા. ગુ૦ પે૦ | ૭૭૭ | ૧૬૩ | પશ્ચિમે ૧૪॥ |
| ૧૫ ખંડોસણ. ગુ૦ પે૦ | ૧૩૬૩ | ૩૪૭ | પશ્ચિમે ૬ |
| ૧૬ ગણપતપુરા. | ૧૫૬ | ૩૨ | દક્ષિણે ૮॥ |
| ૧૭ ગુંજા. ગુ૦ ક૦ અં૦ ઉ૦ પો૦ | ૨૩૧૬ | ૫૯૫ | ઇશાને ૪ |
| ૧૮ ગુંજાળા. ગુ૦ | ૪૨૮ | ૮૯ | નૈરૂત્ય ૧૦ |
| ૧૯ ગોઠવા ગુ૦ અં૦ પુ૦ પે૦ | ૨૧૨૬ | ૫૬૧ | અગ્નિ ૫॥ |

## ઘર, રકબા વીગેરે હકીકતનું કોષ્ટક.

| કુલ રકબો વીઘા. | ખરાબો વીઘા. | પડતર વીઘા. | ખાતે દાખલ. | ખાતેદાર સંખ્યા. | ઉત્પન્ન રૂપીયા. |
|---|---|---|---|---|---|
| ૧૮૪૪ | ૨૪૮ | ૧૧૬ | ૧૪૭૯ | આંકડીઉ | ઉચક ૯૬૯ |
| ૩૯૭૮ | ૪૧૮ | ૭૮૧ | ૨૩૩૯ | ૧૫૨ | ૨૬૬૪ |
| ૮૮૬૮ | ૯૬૬ | ૭૭૫ | ૫૧૧૯ | ૩૫૧ | ૯૭૬૦ |
| ૪૬૮૦ | ૬૭૨ | ૨૩૧ | ૩૪૩૯ | ૩૧૧ | ૭૧૬૦ |
| ૧૬૨૧ | ૧૪૪ | ૬ | ૧૭૩૮ | ૯૭ | ૩૫૭૩ |
| ૧૪૨૭ | ૨૨૩ | ૨૧૬ | ૯૧૨ | ૬૭ | |
| ૭૮૨ | ૧૦૬ | ૧૬૨ | ૫૨૦ | | |
| ૧૬૬૯ | ૧૫૪ | ૪૪૧ | ૯૭૧ | ૮. | |
| ૬૭૮૫ | ૮૦૬ | ૦ | ૫૯૭૮ | ૩૭૫ | ૧૩૩૫૮ |
| ૧૧૮૦ | ૧૧૬ | ૨૮૧ | ૭૮૩ | ૭૫ | ૧૬૦૪ |
| ૨૫૭૧ | ૩૩૮ | ૧૫૮ | ૨૦૭૨ | ૧૪૯ | ૪૫૭૫ |
| ૧૫૭૪૫ | ૩૧૩ | ૬૮ | ૧૧૮૭ | ૯૧ | ૨૦૯૮ |
| ૩૯૭૦ | ૪૨૯ | ૪૮૨ | ૨૯૫૦ | ૧૯૫ | ૪૭૯૮ |
| ૧૫૯૪ | ૨૫૯ | ૭૧ | ૧૨૦૬ | ૯૫ | ૩૭૧૫ |
| ૫૩૫૬ | ૭૯૭ | ૨૭૦ | ૩૬૩૧ | ૩૦૯ | ૮૧૪૭ |
| ૭૦૪ | ૯૧ | ૩૫ | ૫૭૪ | ૩૩ | ૭૩૯ |
| ત. ૪૯૯૩ | ૧૦૨૮ | ૧૯૦ | ૪૧૦૦ | ૨૯૦ | ૮૧૩૫ |
| વાં.૪૨૩૯ | ૦ | ૧૪ | ૪૨૩૯ | આંકડીઉ | ઉચક ૨૪૫૦ |
| ૧૮૮૧ | ૧૫૯ | ૩૨૧ | ૧૪૧૮ | ૭૭ | ૧૫૬૨ |
| ૫૮૦૩ | ૬૬૧ | ૮૧૦ | ૪૫૯૪ | ૩૫૦ | ૮૭૦૫ |

## વિસનગર મહાલનાં ગામો; તેની વસ્તી,

| ગામનું નામ. | સ. ૧૯૨૧ વસ્તી. | ઘરોની સંખ્યા. | વીસનગરથી કેટલા માઇલ દૂર. |
|---|---|---|---|
| ૨૦ ચીત્રોડા મોટા. ગુ૦ | ૫૨૮ | ૧૨૯ | નૈરૂત્ય ૮ |
| ૨૧ ચીત્રોડીપુરા. ગુ૦ | ૪૯૪ | ૧૧૮ | નૈરૂત્ય ૮॥ |
| ૨૨ છોગાળા. | ૧૨૪ | ૩૨ | ઉત્તરે ૩ |
| ૨૩ જેતલવાસણા. ગુ૦ પે૦ | ૧૨૦૬ | ૨૯૬ | પશ્ચિમે ૯॥ |
| ૨૪ તરભ તથા તેનું પેટાપરૂ. ગુ૦ મુ૦ પે૦ | ૧૫૫૧ | ૩૩૭ | વાયવ્ય ૭ |
| [illegible] ૦ | ૬૦૦ | ૧૩૬ | વાયવ્ય ૨ |
| [illegible] | ૨૨૨ | ૪૮ | નૈરૂત્ય ૯ |
| [illegible]નાળ ગુ૦ પે૦ | ૧૧૮૬ | ૩૨૦ | દક્ષિણે ૬ |
| ૨૮ દવાડા. ગુ૦ | ૭૯૭ | ૧૭૬ | પશ્ચિમે ૧૪ |
| ૨૯ દેણુપ. ગુ૦ ક૦ અં. પો૦ | ૨૫૧૨ | ૬૦૫ | ઉત્તરે [illegible]॥ |
| ૩૦ ધામણવા. ગુ૦ | ૬૬૦ | ૧૬૧ | દક્ષિણે ૧૨ |
| ૩૧ ધારૂસણ. | ૧૬૧ | ૩૩ | દક્ષિણે ૧૨ |
| ૩૨ પાલડી. ગુ૦ | ૯૦૪ | ૨૦૯ | ઉત્તરે ૨। |
| ૩૩ પુદગામ ગુ૦ | ૯૦૪ | ૧૯૧ | પશ્ચિમે ૫ |
| ૩૪ બહેચરપુરા ગુ૦ | ૩[illegible]૮ | ૮૩ | નૈરૂત્ય ૬ |
| ૩૫ બાકરપુર ગુ૦ | ૫૭૧ | ૧૨૨ | પૂર્વે ૫ |
| ૩૬ બાસણા ગુ૦ ક૦ અં૦ પે૦ | ૧૦૯૪ | ૨૭૮ | નૈરૂત્ય ૭॥ |
| ૩૭ બોકરવાડા. ગુ૦ | ૭૩૦ | ૧૫૮ | પશ્ચિમે ૧૩ |

## ઘર, રકબો વીગેરે હકીકતનું કોષ્ટક.

| કુલ રકબો વીઘા | ખરાબો વીઘા | પડતર વીઘા | ખાતે દાખલ. | ખાતેદાર સંખ્યા. | ઉત્પન્ન રૂપીયા. |
|---|---|---|---|---|---|
| ૧૩૨૦ | ૧૮૯ | ૩૨ | ૧૦૭૧ | ૮૩ | ૨૩૬૮ |
| ૧૪૩૦ | ૧૬૪ | ૫૪ | ૧૧૪૯ | ૬૧ | ૨૦૮૬ |
| ૧૦૬૮ | ૧૦૮ | ૬૪ | ૬૩૯ | ૬૬ | ૧૪૫૩ |
| ૩૨૧૮ | ૩૪૩ | ૨૨ | ૨૭૩૯ | ૨૪૫ | ૬૫૭૯ |
| ૬૫૮૯ | ૬૮૩ | ૪૧૫ | ૪૭૭૪ | ૨૮૪ | ૯૫૭૪ |
| ૧૮૬૫ | ૨૩૨ | ૩૮ | ૧૧૭૪ | ૧૩૧ | ૨૪૪૪ |
| ૧૫૮૩ | ૧૧૯ | ૫૯૪ | ૫૯૪ | ૩૫ | ૬૮૧ |
| ૪૮૯૧ | ૪૪૫ | ૨૨૯ | ૨૫૭૬ | ૨૩૧ | ૫૬૯૩ |
| ત. ૧૨૧૪ | ૧૯૨ | ૫ | ૧૦૦૭ | ૬૬ | ૨૫૨૭ |
| વાં. ૫૯૮ | ૨ | ૧૦૧ | ૬૪૫ | ૨૭ | ૧૫૮૨ |
| ૨૬૬૨ | ૩૪૫ | ૩૫ | ૨૦૮૫ | ૨૪૫ | ૫૦૦૨ |
| ૨૯૬૧ | ૨૮૬ | ૧૧૮૧ | ૧૩૭૩ | ૧૨૧ | ૧૮૨૦ |
| ૧૨૧૬ | ૧૪૪ | ૬૧૩ | ૩૮૬ | ૩૫ | ૫૨૯ |
| ૨૦૫૭ | ૨૫૮ | ૪૫ | ૧૬૭૯ | ૧૦૭ | ૧૭૧૬ |
| ૫૮૨૭ | ૭૬૬ | ૩૪૬ | ૨૫૯૯ | ૧૪૫ | ૪૭૭૫ |
| ૮૩૪ | ૧૦૯ | ૧૭૨ | ૫૩૬ | ૬૦ | ૧૦૧૮ |
| ૨૧૭૮ | ૨૦૪ | ૬૬ | ૧૬૦૦ | ૯૩ | ૩૫૩૯ |
| ૪૨૮૨ | ૪૭૮ | ૫૪૮ | ૩૦૫૩ | ૨૧૮ | ૫૯૯૮ |
| ૨૨૫૯ | ૩૦૩ | ૩૮ | ૧૪૬૭ | ૧૨૬ | ૨૮૬૭ |

## વિસનગર મહાલનાં ગામો, તેની વસ્તી,

| ગામનું નામ. | સ. ૧૯૨૧ ની વસ્તી. | ઘરોની સંખ્યા. | વીસનગરથી કેટલા માઇલ દૂર. |
|---|---|---|---|
| ૩૮ ભાળક. ગુ૦ ક૦ અં૦ ઉ૦ પો૦ | ૨૧૧૬ | ૫૧૨ | પૂર્વે ૪॥ |
| ૩૯ ભાંડુ. ગુ૦ ક૦ અં૦ પુ૦ પો૦ | ૨૮૦૫ | ૭૧૫ | પશ્ચિમે ૧૦ |
| ૪૦ મગરોડા. ગુ૦ પે૦ | ૧૦૯૯ | ૨૮૮ | દક્ષિણે ૬॥ |
| ૪૧ મેઘાઅલીઆસણા. ગુ૦ | ૩૫૯ | ૭૭ | નૈરૂત્ય ૮॥ |
| ૪૨ રંગાકુઇ. ગુ૦ | ૪૩૧ | ૮૮ | અગ્નિ ૭ |
| ૪૩ રંડાળા ગુ૦ | ૩૧૨ | ૭૦ | પશ્ચિમે ૭ |
| ૪૪ રાજગઢ. ગુ૦ | ૩૦૪ | ૬૭ | વાયવ્ય ૩॥ |
| ૪૫ રાજપુર ઉર્ફે ઘાઘરેટ. ગુ૦ પે૦ | ૫૯૦ | ૧૫૫ | અગ્નિ ૩॥ |
| ૪૬ રામપુરા ગુ૦ | ૨૫૮ | ૬૨ | વાયવ્ય ૩॥। |
| ૪૭ રાવળાપુરા ગુ૦ | ૧૯૩ | ૪૪ | નૈરૂત્ય ૪॥ |
| ૪૮ રાલીસણા. ગુ૦ | ૭૦૧ | ૧૭૧ | પૂર્વે ૩ |
| ૪૯ લાછડી ગુ૦ પે૦ | ૬૬૯ | ૧૬૪ | દક્ષિણે ૬॥ |
| ૫૦ વડુ. ગુ૦ | ૬૦૩ | ૧૨૯ | પશ્ચિમે ૮ |
| ૫૧ વાલમ. ગુ૦ ક૦ અં૦ પુ૦ પો૦ | ૪૫૯૫ | ૧૩૩૪ | પશ્ચિમે ૬ |
| ૫૨ **વિસનગર ( કસ્બો ).** | ૧૩૮૫૫ | ૪૧૭૫ | ૦ |
| ૫૩ સદુથલા. ગુ૦ | ૫૭૭ | ૧૪૭ | દક્ષિણે ૨॥ |
| ૫૪ સવાળા. ગુ૦ ઉ૦ પે૦ | ૧૦૫૩ | ૨૭૯ | નૈરૂત્ય ૪ |
| ૫૫ સાંતુસણા. ગુ૦ | ૩૬૭ | ૯૭ | પશ્ચિમે ૮॥ |
| ૫૬ સુંશી. ગુ૦ | ૪૭૦ | ૯૭ | પૂર્વે ૧॥ |

## ધર, રકબો વીગેરે હકીકતનું કોષ્ટક.

| કુલ રકબો વીઘા. | ખરાબો વીઘા. | પડતર વીઘા. | ખાતે દાખલ. | ખાતેદાર સંખ્યા. | ઉત્પન્ન રૂપીયા. |
|---|---|---|---|---|---|
| ૭૭૪૮ | ૭૬૩ | ૧૫૬ | ૬૪૮૦ | ૩૬૧ | ૮૯૫૩ |
| ૧૦૧૭૨ | ૧૧૭૨ | ૧૮૦ | ૭૪૧૩ | ૫૧૬ | ૧૭૩૫૫ |
| ૪૩૯૭ | ૪૨૪ | ૫૨૮ | ૨૯૭૪ | ૨૦૦ | ૪૮૫૪ |
| ૧૫૩૪ | ૧૪૬ | ૨૩૨ | ૧૧૦૯ | ૭૨ | ૧૮૭૪ |
| ૧૨૧૦ | ૧૧૬ | ૧૮૦ | ૯૬૭ | ૭૩ | ૧૯૮૫ |
| ૧૪૫૦ | ૧૭૫ | ૨૭ | ૧૦૭૪ | ૯૭ | ૧૯૧૫ |
| ૧૧૮૩ | ૧૫૭ | ૫૮ | ૮૪૦ | ૭૫ | ૧૬૮૭ |
| ૨૧૭૯ | ૨૦૨ | ૩૭ | ૧૮૭૯ | ૧૪૨ | ૪૦૨૦ |
| ૧૦૬૨ | ૨૨૮ | ૧૮ | ૮૦૩ | ૬૨ | ૧૮૯૮ |
| ૧૭૬૨ | ૨૮૬ | ૪૨૨ | ૬૦૮ | ૫૫ | ૧૦૯૪ |
| ૨૫૧૬ | ૨૪૦ | ૨૦ | ૨૧૭૨ | ૧૯૨ | ૪૩૭૮ |
| ૩૪૫૪ | ૪૩૨ | ૪૪૧ | ૧૯૫૨ | ૧૪૫ | ૨૬૨૦ |
| ૧૩૬૧ | ૧૫૯ | ૦ | ૧૧૬૮ | ૧૩૨ | ૨૮૮૩ |
| ૯૯૧૩ | ૧૦૮૩ | ૯૫૧ | ૭૬૭૮ | ૮૯૦ | ૨૩૮૧૬ |
| ૧૦૫૩૮ | ૧૪૬૯ | ૧૦ | ૮૭૧૬ | ૯૮૬ | ૨૦૬૮૪ |
| ૩૯૯૦ | ૪૬૫ | ૨૫ | ૨૨૨૬ | ૧૨૭ | ૪૪૪૬ |
| ૫૪૮૯ | ૫૫૪ | ૧૪૨ | ૪૭૯૨ | આંકડીઉં | ઉચ્ચક ૨૯૬૨ |
| ૧૧૦૧ | ૧૫૮ | ૪ | ૯૯૦ | ૭૫ | ૨૨૦૫ |
| ૨૨૭૮ | ૨૦૪ | ૧૨ | ૧૧૦૯ | ૭૩ | ૪૧૬૧ |

ઉપરનાં ગામો પૈકી વિસનગર, ગુંજા અને રંડાલા (ઘડા) એ ત્રણ ગામે રેલવે–સ્ટેશનો મેસાણા–તારંગા રેલ્વેલાઇન ઉપર આવેલાં છે અને ભાંડુ સ્ટેશન અમદાવાદથી દીલ્હી જતી રેલ્વેલાઇન ઉપર આવેલું છે. વળી વાળમ ગામમાં પ્રજાનો ઉત્સાહ સારો જણાય છે, ત્યાં ખાનગી અને પ્રાંત પંચાયતની મદદથી દેશી દવાખાનું ચાલે છે તથા ખાનગી મદદથી અંગ્રેજી ચાર ધોરણ સુધીની શાળા ચાલે છે.

કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે કુલ મહાલની વસ્તી ૬૫૦૯૯ માણસની છે તેમાં ૩૨૭૩૩ પુરૂષો તથા ૩૨૩૬૬ સ્ત્રીઓ છે. કુલ વસ્તીમાં ૬૦૩૧૭ હિન્દુ, ૧૭૫૦ જૈન, ૩૦૨૪ મુસલમાન, અને ૮ બીજી જાતિના છે. હિન્દુઓમાં ઘણા ભાગે બ્રાહ્મણ, વાણીઆ, કણબી, કંસારા, રજપૂત, કોળી, ઠાકરડા, તરગાળા, બારોટ, રબારી, ઢેડ વીગેરે છે. સન ૧૯૧૧ ની વસ્તી ગણત્રી વખતે વિસનગર મહાલની વસ્તી ૬૩૦૫૩ માણસની હતી તે જોતાં આ દસકામાં આશરે બે હજાર માણસનો વધારો થયેલો છે. સન ૧૯૨૧ માં વસ્તીવાળાં ઘરોની સંખ્યા ૧૬૮૦૩ છે અને સન ૧૯૧૧ માં ૧૭૫૨૦ હતી તે જોતાં તેમાં ૭૧૭નો ઘટાડો થયેલો છે.

સન ૧૯૨૩–૨૪ ના રીપોર્ટ પ્રમાણે વિસનગર મહાલનો કુલ રકબો ૧૮૭૫૦૬ વિઘાનો છે, તે પૈકી ૨૦૯૦૭ ખરાબો તથા ૧૬૧૮૪ બારખલી બાદ કરતાં બાકી ૧૫૦૪૧૫ વિઘા ખેડવા લાયક છે જેમાં ૧૩૮૬૬ વિઘા પડતર અને ૧૩૬૫૪૯ ખાતે દાખલ છે.

બારખલી જમીન વધારે નહીં હોવાથી ઉપરના કોષ્ટકમાં જુદી બતાવી નથી. કડા, મગરોડા, કાંસા, રાળીસણા, સુંસી વીગેરે ગામોમાં બીજા ગામો કરતાં સહેજ વધારે છે. બારખલી જમીન પૈકી ૧૦૬૦૪ વીઘા હમેશ ચાલનારી બારખલી જમીન છે જેનું ઉત્પન્ન રૂ. ૬૭૩૧ આવે છે, ૨૩૦ વીઘા શરત બંધી છે જેનું ઉત્પન્ન રૂ ૧૨૭) આવે છે અને ૭૦૧ વીઘા વતન છે જેનું ઉત્પન્ન રૂ ૧૦૮૩ આવે છે, બાકી ઇનામી વીગેરે છે. એ રીતે કુલ બારખલી જમીનનું ઉત્પન્ન

દરસાલ રૂ. ૭૯૪૧ સરકારને આવે છે. ચાલુ મહેસુલનો દર મુકતાં સરકારને બારખલીમાં આશરે પંદર હજાર રૂપીઆનું નુકસાન થાય છે. ઇઆસરા, ગુંજાનો વાંટો અને સવાળા એ ત્રણ ગામો આંકડીઆં ગણાય છે, એટલે કે સરકારી દર પ્રમાણે આકાર નહીં ભરતાં ઉચક રકમ આપે છે. તે રકમ કુલ આકાર કરતાં ઓછી હોય છે.

વિસનગર મહાલમાં કુલ ખાતેદારોની સંખ્યા ૧૦૮૭૯ ની છે જેમાં આશરે ૯ હજાર જાતે ખેડનાર અને આશરે ૨ હજાર બીજા પાસે ખેડાવનાર છે.

૧ થી ૫ વીઘા જમીન ધરાવનાર ખાતેદારોની સંખ્યા ૨૯૪૮ ની છે, ૫ થી ૨૫ વાળા ૬૩૮૧, ૨૫ થી ૧૦૦ વાળા ૧૫૦૨, ૧૦૦ થી ૨૫૦ વાળા ૩૯, ૨૫૦ થી ૫૦૦ વાળા ૭, અને ૫૦૦ ઉપરાંત વિઘાવાળા ૨ ખાતેદારો છે.

ખેડવાના હળની સંખ્યા ૬ હજારની, ગાડાંની સંખ્યા આશરે ૧૮૦૦ ની અને બળદની સંખ્યા આશરે ૧૨ હજારની છે.

વિસનગર મહાલના તમામ ભાગમાં ગોરાડુ જમીન છે, જમીન સાધારણ રીતે સપાટ છે, પણ થોડા ભાગમાં ટેકરાવાળી છે. ઘણી ઝાડી નથી. મુખ્ય પાકમાં આગળ રકબામાં જણાવેલી ખેડવા લાયક આશરે સવા લાખ વિઘા જમીન પૈકી ૬ થી ૭ હજાર વિઘામાં કપાસ, ૩૦ થી ૩૫ હજારમાં જુવાર, ૩૫ થી ૪૦ હજારમાં બાજરી, ૧૦ થી ૧૨ હજારમાં ઘઉં. ૬ થી ૭ હજારમાં સરસવ, ૧૮ થી ૨૨ હજારમાં એરંડા, ૧૨ થી ૧૫ કડોળ તથા બાકીમાં ખસખસ વીગેરે થાય છે. એરંડા, સરસવ, રૂ, અને ઘઉંનો મોટો ભાગ પરદેશ ચડે છે.

વિસનગર મહાલના પ્રદેશમાં રૂપેણ નદી છે અને ખારી નદીને મળનારો મોટો વોહ છે તે બંને ઇશાનકોણથી નૈરૂત્યકોણ તરફ વહે છે. વોહના કાંઠે કુવાસણા, સદુથલા અને કમાણા તથા રૂપેણનદીના કાંઠે પુદગામ અને ઇઆસરા ગામો આવેલાં છે, આ નદીઓ હાલમાં નામનીજ છે. ચોમાસામાં તેમાં પૂર આવે છે પરંતુ શીયાળામાં કે

ઉનાળામાં જ્યારે પાણીની જરૂર હોય ત્યારે પાણી રહેતું નથી. રૂપેણ નદીને કાદરપુરના તળાવમાં બાંધી લીધી છે. કાદરપુર તળાવની યોજના નિષ્ફળ જવાથી રૂપેણ નદીથી પ્રથમ પાણીનું જે સુખ મળતું હતું અને જમીનમાં જે ભેજ રહેતો હતો તે કમી થયાં છે.

વિસનગર મહાલની હવા સુકી અને સારી છે. ઉનાળામાં વધારેમાં વધારે ગરમી ૧૦૫ ડીગ્રી અને કોઇકિ વખતે ૧૧૦ સુધી અને શિયાળામાં ઓછામાં ઓછી ૮૦ ડીગ્રી હોય છે. વરસાદ રસેરાશ ૨૫ ઈંચની આસપાસ પડે છે. સંવત ૧૯૬૮ માં ૩૧ ઈંચ, ૧૯૬૯ માં ૨૪॥, ૧૯૭૦ માં ૩૮, ૧૯૭૧ માં ૨૪, ૧૯૭૨ માં ૨૯॥, ૧૯૭૩ માં ૪૧॥, ૧૯૭૪ માં ૧૭॥, ૧૯૭૫ માં ૩૨, ૧૯૭૬ માં ૨૨, ૧૯૭૭ માં ૩૦, ૧૯૭૮ માં ૧૩, ૧૯૭૯ મા ૧૫॥ અને ૧૯૮૦ માં ૨૨ ઈંચ વરસાદ પડયો હતો.

મહાલના ઘણાં ગામે કુવાનું પાણી મીઠું છે. કેટલાક ભાગમાં ભાંભળું છે. સાધારણ રીતે કુવા ૩૦ થી ૪૦ હાથ ઉંડા હોય છે અને ગુંજા વીગેરે જેવા ગામોમાં તો ઘણાજ ઉંડા હોય છે અને લોકોને પાણીની ઘણીજ હાડમારી ભોગવવી પડે છે. બે ત્રણ વરસે દુષ્કાળ જેવું વર્ષ આવવાથી કુવાઓના ભેજ ઉંડા ઉતરતા જાય છે. મહાલમાં કુવા આશરે ત્રણ હજાર પાકા અને બે હજાર કાચા છે. તેમાં બસો ગામ ઉપયોગી અને બાકીના ખેતીવાડી ઉપયોગી છે, તેથી માત્ર ૧૫ હજાર વીઘા જમીનને પાણી પાઇ પાક લેવાય છે. ખેતીવાડીનો મોટો આધાર વરસાદ ઉપરજ છે. ખેતરોને પાણી આપવા માટે મોટી સંખ્યામાં મોટા જબરજસ્ત કુવા કે બારમાસ વહેતી નદી કે નહેરોનું કાંઈ સાધન નથી.

સન ૧૯૨૧ ની વસ્તી ગણુત્રી વખતે ઢોરોની પણ ગણત્રી કરવામાં આવી હતી. તેમાં જણાવ્યા પ્રમાણે વિસનગર મહાલમાં એકંદર ૨૬૬૧ ગાયો, ૧૧૬૨૫ બળદ, ૩૩૪ આખલા, ૨૭૫૫ વાછરડાં, ૧૫૩૧૩ ભેંસો, ૪૮૩ પાડા, ૧૦૫૦૦ નાનાં પાડાં, એ રીતે

એ જનાવરો કુલ ૪૩૬૭૧ છે, તે શીવાય ૩૯૧૦ ઘેટાં, ૬૧૫૬ બકરાં, ૯૧ ઘોડા, ૨૦૮ ઘોડીઓ, ૬૭ બચ્ચેરા, ૧૨૦૮ ગધેડાં, ૨૦૪ ઉંટ અને ૨૩ બીજાં મળી ૧૧૮૬૭ એવાં જનાવર છે. બંને મળી કુલ ૫૫૫૩૮ જનાવરો છે.

પ્રથમ આ મહાલ ઘણો નાનો હતો. માત્ર ૨૨ ગામો હતાં ધીમે ધીમે આસપાસના મહાલનાં ગામો ઉમેરી તેની હદ વધારી સંવત ૧૯૩૩ માં હદ ચોક્કસ કરવામાં આવી. સંવત ૧૯૨૦ સુધી આ મહાલમાં ઇજારા વહીવટ ચાલતો હતો. તે સાલમાં સરવે પૂરી થઇ. અને સંવત ૧૯૨૧ થી વીઘોટી વહીવટ દાખલ થયો. પરંતુ સંવત ૧૯૨૯ સુધી ઇજારદારો પોતાનું લહેણું વસુલ કરતા હતા. સંવત ૧૯૩૭ પછી સરકારની સંપૂર્ણ સત્તા રાખવામાં આવી. સંવત ૧૯૨૦ માં મહાલની ઉપજ એ. લાખ રૂપીઆની હતી. બીજા વર્ષે તેમાં સાડાઅગીઆર ટકા જેટલો વધારો થયો. સંવત, ૧૯૩૩, ૧૯૪૭ અને ૧૯૫૦ માં દર ઘટાડવામાં આવ્યા, તેથી લોકોને રાહત મળી. કડીપ્રાંતમાં વિસનગર મહાલ બીજા મહાલો કરતાં નાનો છે. કેટલોક વખત પ્રાંત ન્યાયાધીશની કચેરીઓ અત્રે હોવાથી મહાલ ઘણો અગત્યનો ગણાતો હતો, પરંતુ સંવત ૧૯૫૮ માં પ્રાંતનું સદર સ્ટેશન મેસાણે ઠરાવવામાં આવ્યું ત્યારે પ્રાંત ન્યાયાધીશીની કચેરીઓ વિસનગરથી મેસાણે ગઇ. તે વખતથી વિસનગરનું મહત્વ અને રાજતેજ ઘટયું છે.

સંવત ૧૯૫૩ માં આ મહાલનું સરવે સેટલમેન્ટ કરવામાં આવ્યું હતું અને ત્યાર બાદ તે પ્રમાણે મહેસુલના દર લાગુ કરવામાં આવ્યા હતા. તે વખતે આ મહાલનાં ૫૮ ગામો હતાં અને તેમાંનાં ૫૦ ખાલસા વહીવટનાં હતાં. આ ૫૦ ગામોની ઉપજ શીકાઇ રૂ. ૨૧૭૫૨૫ની હતી. આ દર પંદર વરસ માટે મંજુર કરવામાં આવ્યા હતા.

સંવત ૧૯૭૪ માં આ મહાલનું રીવીઝન સેટલમેન્ટ કરવામાં આવ્યું હતું તેની મુદત ૩૦ વરસની રાખવામાં આવી છે આથી મ્હેસુલના દરમાં રૂપીએ ૩ થી ૪ આનાનો વધારો થયેલો છે. હાલમાં

જમીન મહેસુલ આશરે ૩ લાખ રૂપીઆ આવે છે. તે હીસાબે દર-વીઘે સરાસરી મહેસુલનું ઉત્પન્ન ૨–૦–૦ પ્રમાણે આવે છે. મહાલનું કુલ ઉત્પન્ન આશરે ૪ લાખ રૂપીઆ આવે છે તે વસ્તીના હીસાબે પ્રમાણ મુકતાં દર માણસ દીઠ ૬ રૂપીઆનું પ્રમાણ આવે છે. ઉપરનું મહેસુલ વસુલ લેવામાં સરકારને કુલ ખરચ દરસાલ આશરે ૫૪ હજાર રૂપીઆ થાય છે તે જમીન મહેસુલની આવકના પ્રમાણમાં ૧૮ ટકા જેટલું થાય છે.

વિસનગર મહાલનું કયા કયા ખાતાનું કેટલું ઉત્પન્ન અને કયા કયા ખાતામાં કેટલું ખરચ થાય છે તે સન ૧૯૨૩–૨૪ ના નીચે પ્રમાણે બતાવેલા આવક જાવકના આંકડા ઉપરથી સમજાશે.

## વિસનગર મહાલની કુલ ઉપજ ( સન ૧૯૨૩–૨૪ ) ની વીગત નીચે પ્રમાણે—

રૂ. ૩૦૬૪૪૪ જમીન ખાતે—તેમાં ૩૦૪૩૪૯ જમીન મહેસુલ, ૧૩૮૮ વતનની કપાત, અને ૭૦૭ પરચુરણ.

૬૭૭૮ વેરા ખાતે—તેમાં ૬૨૯૩ આયપત વેરો, ૪૭૫ બીજા વેરા તથા ૧૦ પરચુરણ.

૩૩૧૯ આબકારી ખાતે—તેમાં ૬૨૬ દારૂની ડયુટી, ૨૬૨૪ દારૂ વેચાણની ફી, તથા ૬૯ પરચુરણ.

૨૪૭૩૧ સ્ટેંપના કાગળો વેચાણ ખાતે—તેમાં ૧૪૪૩૩ ન્યાયાધીશની લાગત, ૯૫૭૧ દસ્તાવેજી કાગળો અને ટીકીટો, તથા ૭૨૭ પરચુરણ.

૩૯૨૧ નોંધણી ખાતે—તેમાં ૩૯૧૯ દસ્તાવેજ નોંધણી, તથા ૨ પરચુરણ.

૧૦૦૮૦ ઇનસાફ ખાતે—તેમાં ૮૪૪૭ બાળલગ્નનો દંડ, ૮૦૦ બીજા દંડ, તથા ૮૩૩ પરચુરણ.

૬૭૬ દવાખાના ખાતે—તેમાં ૬૭૫ દવાખાનાના ખરચમાં સુધરાઇ તરફથી દરસાલ મળતો ફાળો તથા ૧ પરચુરણ.

૪૫૦૦ શાળા ખાતે—તેમાં ૪૩૦૫ અંગ્રેજી શાળાની ફી, ૨૪ પરચુરણ, ૪ પ્રાથમિકશાળાની ફી, તથા ૧૬૭ પરચુરણ.

૨૦૭૩૪ લોકલસેસ ખાતે—( આશરે નીમે પંચાયતને આપવાનો )

૭૨૬૧ ફરજયાત કેળવણીના દંડ ખાતે—( તેમાં ૧૧૪૬ રૂપીઆ માંડી વાળેલા તે બાદ જતાં. )

૨૦૪૧ ગામ પંચાયતને આપવાના ઉત્પન્ન ખાતે—તેમાં ૫૫૫ સરકારી પડતર ખરાબા જમીનમાં ફળ હરાજીના, ૯૦૦ ગામઢાણનું ભીરાયું, ૫૮૩ ઘાસ હરાજી, તથા ૩ પરચુરણ.

૧૮૧૨ ફીરફોલ ખાતે—તેમાં ૧૬૯ શીતળા ખાતાના ફાળાના સુધરાઇ પાસેથી આવેલા, ૧૯૯ તપાસણીના સુધરાઇ પાસેથી આવેલા, ૩૯૫ પટેલ મહેનતાણાના પંચાયત પાસેથી આવેલા, ૮૧૭ મળવેરો, ૧૩૭ વ્યાજના તથા ૯૫ પરચુરણ.

૩૯૨૨૯૭ એ રીતે વિસનગર મહાલનું સન ૧૯૨૪ ના જુલાઇ આખર સુધી એક વર્ષનું ઉત્પન્ન આવેલું છે તે ઉપરથી સરકારને કયાકયા ખાતાનું કેટલું કેટલું ઉત્પન્ન દર સાલ આવે છે તે સમજાશે.

## વિસનગર મહાલના કુલ ખરચ ( સન ૧૯૨૩-૨૪ ) ની વીગત નીચે પ્રમાણે—

રૂ. ૪૭૦૫૯ જમીન ખાતે—તેમાં ૧૨૧૬૩ વહીવટદાર કચેરીનું ખરચ, ૨૧૦૭ વતનદાર, ૫૦૨૪ પટેલ પગાર, ૭૮૧૧ તલાટી પગાર, ૧૭૩૯૦ ગામ નોકરનો પગાર, ૧૬૩૨ જમીન તથા ઝાડ ખરીદી, ૧૨ બાંધનિશાન, ૭૩૦ ગામ ખરચ, તથા ૧૮૯ પરચુરણ.

૩૧૫૮ આબકારી ખાતે—તેમાં ૧૫૮૪ પગાર, ૧૧૬ કંટીજંટ તથા ૪૫૮ ભથ્થા ભાડું.

૧૬૦૪ સ્ટેંપ ખાતે—તેમાં ૨૮૧ પગાર તથા ૧૩૨૩ કંટીજંટ.

૧૪૧૬ નોંધણી ખાતે—તેમાં ૧૨૬૧ પગાર, ૩૦ કંટીજન્ટ તથા ૧૨૫ ભથ્થું ભાડું.

૮૩૭૭ મહાલ ન્યાયાધીશી ખાતે—તેમાં ૭૭૬૬ પગાર, ૩૧૨ કંટી-
જંટ તથા ૨૯૯ ભથ્થું ભાડું.

૭૬૦ ફોજદારી ન્યાયાધીશી ખાતે—તેમાં ૧૧૧ કંટીજંટ, ૩૨૬
શાક્ષી બદલ, ૩૨૩ કાચા કામના કેદી સંબંધી.

૧૧૨ જેલ ખાતે—૧૦૨ ખોરાકી તથા ૧૦ કંટીજંટ.

૫૨૫ આરોગ્ય ખાતે—તેમાં ૩૮૯ પગાર, ૮ કંટીજંટ, ૧૨૮
ભથ્થું ભાડું.

૧૬૭૦ દવાખાના ખાતે—તેમાં ૧૫૪૭ પગાર, ૯૯ કંટીજંટ, ૧૩
ભથ્થાભાડું. ૧૧ પરચુરણ.

૧૮૮૦ શાળા તપાસણી ખાતે—તેમાં ૧૨૬૭ પગાર, ૩૦ કંટીજંટ
અને ૬૧૩ ભથ્થું ભાડું.

૧૨૩૪૬ અંગ્રેજી શાળા ખાતે—તેમાં ૧૦૯૪૦ પગાર, ૨૧૩ સીલકી
સામાન, ૫૦૪ કંટીજંટ, ૫૨ ભથ્થું ભાડું, ૬૩૭ હંગામી.

૪૪૬૮૫ છોકરાંની પ્રાથમિક શાળા ખાતે—તેમાં ૪૧૬૩૬ પગાર,
૨૯૦૭ કંટીજંટ, ૩૮ ભથ્થું ભાડું, ૧૦૪ હંગામી.

૯૭૮૫ કન્યાશાળા ખાતે—તેમાં ૮૬૭૦ પગાર, ૧૧૧૫ કંટીજંટ.

૫૯૨ શિષ્યવૃત્તિ ખાતે—તેમાં ૨૩૪ અંગ્રેજી શાળામાં, ૨૩૮ પ્રાથમિક
શાળામાં, ૧૨૦ ઇતર. ( ફરજ્યાત દંડનો ૩૫ ટકાનો ફાળો )

૩૨૮ દેવસ્થાન ખાતે—તેમાં ૧૯૨ દેવસ્થાન, તથા ૧૩૬ વર્ષાસન.

૨૯૩૬ પેનશન ખાતે.

૬૪૦ મળવેરા ખાતે—ગોદડાં, વાસણ, ખાટલા વગેરે.

૧૭૨૧ ગામપંચાયતના આવેલા તે ગામ પંચાયતને આપેલા.

૧૫૦૬ કીરકોલ ખાતે.

---

૧૪૧૧૦૦ એ રીતે વિસનગર મહાલનું સન ૧૯૨૪ના જુલાઈ આખર
સુધી એક વર્ષનું ખરચ થયેલું છે. તે ઉપરથી સરકારને ક્યા
કયા ખાતે કેટલું કેટલું ખરચ થાય છે તે સમજાશે.

વિસનગર મહાલ પંચાયતની સમગ્ર સભામાં વિસનગર મહાલનો વાર્ષિક રીપોર્ટ સભાસંદોને વાંચવા માટે મુકવામાં આવે છે તે વાંચી તેનું મનન કરી તેના ઉપર સૂચના મુકવા સભાસદોને અધિકાર છે. જો સભાસદો આ અધિકારનો બરોબર ઉપયોગ કરે તો સરકારને આવક તથા ખર્ચની બાબતોમાં યોગ્ય સુચનાઓ કરી ગેરસમજથી થતો અન્યાય અજવાળામાં લાવી શકે અને ઉભય પ્રજાને અને સરકારને ફાયદો કરી શકે.

વિસનગર મહાલમાં એકંદર પ્રાથમિક શાળાઓની સંખ્યા ૬૮ ની છે જેમાં ૪૨૩૭ છોકરા અને ૨૨૮૮ છોકરીઓ તથા ૫૧૧ છોકરા છોકરી મળી કુલ ૭૦૩૬ છોકરાં ફરજ્યાત મફત કેળવણી લે છે. ૧૬ પુસ્તકાલયો છે. દારૂની ૯ દુકાનો છે. તેમાં ૧૯૧૧ ગેલન દારૂ ખપે છે. અફીણની ૩ દુકાનો છે તેમાં ૬૬ શેર અફીણ, ૨૯ શેર ભાંગ ૮૦ શેર ગાંજો અને ૯ શેર ચરસની ખપત થાય છે. મહાલમાં એકંદર ૧૩ સહકારી મંડળીઓ છે. તેના ૩૩૪ સભાસદો છે, થાપણ રૂ ૩૧૧૬ ની છે. રીઝર્વ ફંડ ૨૨ હજારનું છે. મહાલમાં ૯ પોસ્ટ ઓફીસો, ૨૯ કાગળો નાખવાની પેટીઓ અને બે તાર ઓફીસો છે એક વિસનગર સ્ટેશન ઉપર રેલ્વે તાર ઓફીસ અને બીજી શહેરમાં ગવર્નમેન્ટ તાર ઓફીસ.

મહાલના પોલીસ બંદોબસ્ત માટે ગોઠવા તથા વાળમગામે પોલીસનાં થાણાં છે, ચોકીઓ નથી, મહાલની પોલીસ ફોજમાં ૧ ફોજદાર, ૪ નાયક ફોજદાર, ૧ જમાદાર, ૧૧ હવાલદાર, ૫૭ સીપાઇ, ૨ સ્વાર, અને એક કારકુન મળીને ૭૭ માણસો સરકારે રાખેલા છે. વિસનગરમાં પોલીસ લાઇન બાંધેલી છે. મહાલના તમામ ગામોમાં ગ્રામ્ય પંચાયતો સ્થાપન થયેલી છે. મહાલનું મુખ્ય સ્થળ વિસનગર હોવાથી મુલ્કી, ન્યાય, નોંધણી, કેળવણી, પોલીસ, વૈદ્યકીય, વીગેરે ખાતાઓની કચેરીઓ વિસનગરમાં છે તેની હકીકત આગળ છઠ્ઠા પ્રકરણમાં વિસ્તારથી જણાવવામાં આવી છે.

વિસનગર મહાલમાં હિન્દુસ્થાન સરકાર તરફથી ટ્રીગ્નૉમેટ્રીકલ પીલર ત્રણ છે. એક કંસારાકુઇના સીમાડામાં, બીજો વાલમના સીમાડામાં અને ત્રીજો ધામણવાના સીમાડામાં. આ પીલરો ઉંચી જગોમાં દેશની માપણી માટે કરેલા છે. જ્યારે ત્યાંના માપણીદારો આવે છે ત્યારે તેના ઉપર રાત્રે ભડકા કરી આજુબાજુના પ્રદેશનું માપ લે છે, તેથી લોકો તેને ભડકા માપણીના પીલરો કહે છે. વડોદરા રાજ્ય તરફથી તેની દેખરેખ રાખવી પડે છે.

સંવત ૧૯૬૨ થી કડી પ્રાંતના દરેક મહાલે મહાલ પંચાયત ઉઘાડવામાં આવી છે ત્યારથી વિસનગરમાં વિસનગર મહાલ પંચાયતની સ્થાપના થયેલી છે. લોકલસેસ વીગેરેમાંથી જે ઉત્પન્ન આવે છે તેમાંથી વિસનગર કસ્બા સીવાય મહાલના તમામ ગામોમાં સુધરાઇની પદ્ધતિ પ્રમાણે નાના પાયા ઉપર ગામપંચાયત દ્વારાએ કામ કરવામાં આવે છે. વિસનગરનું કામ વિસનગરથી સુધરાઇને કરવાનું ઠરાવેલું છે તેથી વિસનગર મહાલ પંચાયત વિસનગરનું કામ નહીં કરતાં ગામડાઓનું જ કામ કરે છે. તેથી વિસનગર મહાલપંચાયતની હકીકત આ સ્થળે જણાવવી જરૂરની લાગે છે. વિસનગર સુધરાઈની સવિસ્તર હકીકત આગળ ૮ મા પ્રકરણમાં જણાવવામાં આવી છે.

## ગામ પંચાયત તથા મહાલ પંચાયત.

પ્રથમ ગામ પંચાયતોની અને તેના બંધારણ સંબંધી વીગતવાર હેવાલ આપી પછી મહાલપંચાયતની હકીકત જણાવીશ.

જુના વખતમાં ગામની અંતર વ્યવસ્થા મુખી તથા બીજા આગેવાનો જોતા. તે વખતની સરકાર ઘણું કરીને મહેસુલની રકમ એક આંકડે આગેવાનો પાસેથી વસુલ કરી લેવા ઉપરાંત ગામની અંતર વ્યવસ્થામાં કંઈ હાથ ઘાલતી નહીં; ગામના આગેવાનો પોતાનામાં ઉઘરાણું કરી અગર બધાની પાસે વારા ફરતી મજુરી લઇ ગામની હાજતો પૂરી પાડતા. ગામની તકરારોનો ઇનસાફ પણ ગામમાં જ ચુકવાતો. ટુંકામાં દરેક ગામ એક નાના સરખા રાજ્યની

પેઠે સ્વરાજ્ય ભોગવતું. પણ જ્યારથી વિઘોટી વહીવટ દાખલ કરી સરકારે દરેક ખાતેદાર પાસેથી તેના મહેસુલની રકમ પરભારા ઉઘરાવી લેવાનું શરૂ કર્યું ત્યારથી ગામની અંદરના સ્વરાજ્યની આ પ્રાચીન વ્યવસ્થા ધીમેધીમે શિથિલ થતી ચાલી અને હવે ઘણે ખરે ઠેકાણે નહીં જેવી થઇ ગઈ છે. હાલના મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ એમણે હિંદુસ્થાનમાં ઇતર ઠેકાણે થયેલી સ્થાનિક સ્વરાજ્યની ખરાબી ધ્યાનમાં રાખી પોતાના રાજ્યમાં સર્વે સેટલમેન્ટ વખતે એવો પ્રકાર ન બને એટલા માટે ગ્રામ વ્યવસ્થાની પ્રાચીન રીત બને તેટલે દરજ્જે કાયમ રાખવા ખાસ આજ્ઞા કરી હતી. આના પરિણામે ગામ નોકરીની જુની પદ્ધત કાયમ રહી, એટલું જ નહીં પણ ગામના લોકોની કેળવણી માટે ગ્રામશાળાઓ સ્થાપન કરી શિક્ષકો નિમવામાં આવ્યા. તે પણ ગામ નોકરમાં ગણવામાં આવ્યા. વળી ગામે કામ કરનાર પટેલ તથા શાળાના શિક્ષક સિવાયના બીજા સભાસદો ચુંટણીથી નીમાયતો પક્ષપાતને માટે જગો ન રહેતાં લાયક માણસો આગળ આવી શકે અને ગામ પંચાયતથી ચઢતા દરજ્જાની બીજી સંસ્થાઓ માટે સભાસદો ચુંટવાના કામે લોકોને સારી કેળવણી મળે, તેમ પોતાને કયું કામ કરવાનું છે તે વિશે પંચાયતોના સભાસદોને સ્પષ્ટ રીતે બોધ થાય તે હેતુથી સંવત ૧૯૫૯ (સન ૧૯૦૩)માં ગામ પંચાયત સંબંધી નિયમ કરવામાં આવ્યો. તે પછી તેમાં સુધારો કરી સંવત ૧૯૭૬ માં ગામ પંચાયત સંબંધી નવો નિયમ કરવામાં આવ્યો છે તે નિબંધ પ્રમાણે પંચાયત સભાસદોની સંખ્યામાં વધારો કરી ૯ થી ૧૨ રાખવાનું ઠરાવ્યું છે. આ સીવાય ચુંટણીનો અધ્યક્ષ નીમવા માટે પણ તજવીજ થઇ. ગામ પંચાયતના નિયમ પ્રમાણે દરેક ગામે પંચાયત નીમી શકાય છે. જ્યાં ગામની વસ્તી ઘણી જ ઓછી હોય ત્યાં એક કરતાં વધારે ગામનો જથો બાંધી તેમને માટે મજીઆરી પંચાયત નીમી શકાય છે. સભાસદોમાં અરધા, વિભાગ નાયબસુબા તરફથી નીમવામાં આવે છે, અને બાકીના અરધા ગામ

લોકો ચુંટી કાઢે છે. એક વખત નીમાયેલી પંચાયત ત્રણ વરસ સુધી કાયમ રહે છે અને દર ત્રીજા વરસે નવી પંચાયત નીમાય છે. ગ્રામ પંચાયતનું મુખ્ય કર્તવ્ય ગામની સ્વચ્છતા તથા આરોગ્ય સંરક્ષણ સંબંધી કામ જોવાનું છે. દીવાની દાવા તથા ફોજદારી ફરીઆદો ચુકવવાનું કામ પણ તે કરી શકે છે. ચોરા, દેવસ્થાન, કુવા, હવાડા, તળાવ, ડબા ( રખડતાં ઢોરોને પકડી પુરી રાખવાનું મકાન ), તથા ગામ નોકર ઉપર દેખરેખ રાખી શકે છે. પંચાયત દર માસે ભરાય છે. કડી પ્રાંતમાં એકંદર આશરે ૯૦૦ ગામ પંચાયતો છે, તેમાં વિસનગર મહાલ પંચાયતમાં ૫૫ ગામ પંચાયતો છે, વાલમ, ગુંજા અને ભાંડુ એ ત્રણ ગામની ગામ પંચાયતોને ચુંટણીથી અધ્યક્ષ નીમવા અધિકાર આપેલો હતો પરંતુ ફક્ત વાલમ ગામ પંચાયતે ચુંટણીથી અધ્યક્ષ નીમેલો છે. ગોઠવા તથા વાલમની ગામ પંચાયતને દીવાની ફોજદારી અધિકારો આપેલા છે પણ ગઈ સાલમાં તેમણે તે અધિકારોનો ઉપયોગ કરેલો નથી.

ગામ પંચાયતને લોકલસેસનો ફાળો, ફલ હરાજી, ઘાસ હરાજી, ડબા ફી, ફરજયાત દંડના પાંચટકા, કીરાયું વીગેરે ઉત્પન્નની બાબતો સરકારે સોંપેલી છે. જે કામો મહાલપંચાયત ગામપંચાયતની મારફત કરાવે છે તેની રકમ મહાલપંચાયત ગામપંચાયતને આપે છે. પ્રથમ લોકલસેસની રકમ ગામવાર ફાળવી આપવામાં આવતી હતી તે હવે કામવાર ફાળવી આપવામાં આવે છે. હવે વિસનગર મહાલ પંચાયતની હકીકત નીચે પ્રમાણે—

પ્રથમ ગામ પંચાયતો સ્થાપન થયા પછી દરેક મહાલે મહાલ પંચાયતો સ્થાપન કરવામાં આવી, તે બાબત સંવત ૧૯૬૦ ( સન ૧૯૦૪ ) માં પંચાયત સંબંધી નિબંધ તથા નિયમ કરવામાં આવ્યા હતા. આ ધોરણે સંવત ૧૯૬૦થી વિસનગરમાં મહાલ પંચાયતની સ્થાપના થયેલી છે. સંવત ૧૯૭૭ના ચુંટણીના નવા ઠરેલા ધોરણ અન્વયે ગઇ સાલ થયેલી ચુંટણી પ્રમાણે વિસનગર મહાલ પંચાયતમાં

કુલ સભાસદોની સંખ્યા ૧૯ છે તેમાં ૧૨ ચુંટાયેલા અને ૩ સરકારી અમલદારો હોદ્દાની રૂએ, અને ૩ પ્રજામાંથી સરકારે નીમેલા છે અને પ્રમુખ વિભાગ નાયબ સુબા છે. ચુંટાયેલા ૧૨ સભાસદો પૈકી ૧ ઇનામદાર તરફથી અને ૧ સુધરાઇ તરફથી ચુંટાઇને આવે છે.

પંચો ચુંટવા માટે તાલુકાનાં ગામોના જથા પાડવામાં આવે છે અને દરેક જથામાંથી એકેક સભાસદ ચુંટી કાઢવામાં આવે છે. આ ચુંટણી ગામ પંચાયતોના મતાધિકારીઓ કરે છે. મહાલમાં સુધરાઈ કે વિશિષ્ટ પંચાયત હોય છે તો તેના તરફથી એક સભાસદ આવે છે. આ ધોરણે વિસનગર સુધરાઈ તરફથી ચુંટાયેલો એક સભાસદ વિસનગર મહાલ પંચાયતમાં આવે છે. વિસનગર મહાલ પંચાયતના પ્રમુખ વિભાગ નાયબ સુબા રાખવામાં આવેલા છે. કેટલીક પંચાયતોને ચુંટણીનો અધ્યક્ષ નીમવા અધિકાર આપેલો છે. ઉપાધ્યક્ષ તરીકે લોકજ્ઞ સભાસદ રાખવાનું ધોરણ ઠરેલું છે તે પ્રમાણે ગઈ સાલ સુધી ઉપાધ્યક્ષ તરીકે લોકજ્ઞ સભાસદ સારી રીતે કામ કરતા હતા પણ ગઈ સાલથી ઉપાધ્યક્ષના પાંચહજાર રૂપીઆના જામીન લેવાનું ધોરણ સરકારે ઠરાવેલું હોવાથી લોકજ્ઞ ઉપાધ્યક્ષે રાજીનામું આપેલું છે તેથી હાલ વિસનગર મહાલના ઉપાધ્યક્ષ તરીકે વહીવટદાર કામ કરે છે. લોકસેવા કરનાર અને સાર્વજનિક સંસ્થામાં વગર લવાજમે કામ કરનાર કાર્યોવાહકોના જામીન લેવાનું ધોરણ સ્વમાનનો ભંગ કરનારૂં, ઉત્સાહી પુરૂષોને પાછા હઠાડનારૂં અને એકંદર રીતે નહીં પસંદ કરવા યોગ્ય છે. આ કારણથી કડીપ્રાંતની બે શીવાય તમામ મહાલપંચાયતના લોકજ્ઞ ઉપાધ્યક્ષોએ રાજીનામાં આપેલાં છે.

વિસનગર મહાલપંચાયતની વાર્ષિક કેટલી આવકજાવક છે તે નીચે બતાવેલા સન ૧૯૨૩-૨૪ ના ઉત્પન્નના અને ખરચના આંકડા ઉપરથી જણાશે—

### ઉત્પન્નની વીગત—

રૂ. ૧૨૯૧૦ પ્રાંત પંચાયત તરફથી લોકલસેસના ફાળાની મળતી રકમ

૬૫૭ વ્યાજે મુકેલી રકમના વ્યાજના.

૨૭૨૫ ખાનગી ગૃહસ્થો તરફથી કુવાના બોરીંગના કામે.

૪૦ પરચુરણ.

---

૧૬૩૩૨ આશરે એ રીતે ઉત્પન્ન આવ્યું હતું.

### ખરચની વીગત—

૭૨૨૪ ચોરા, ધર્મશાળા એવા ઈમારત ખાતે.

૧૧૭૩૪ પાણીના પુરવટા માટે કુવા હવાડા વગેરેમાં.

૯૬૮ સુધરાઇને આપેલો લોકલસેસનો ફાળો.

૫૨૪ ઓફીસ ખરચ, કારકુન તથા પટાવાળાનો પગાર વીગેરે

૩૩૨ પરચુરણ સુધારા કરવાના કામે.

---

૨૦૭૮૨ આશરે એ રીતે ખરચ થયેલું છે.

ઉપરના આંકડા ઉપરથી આવક અને જાવક કયા કયા કામે થાય છે તે સમજાશે. મુખ્ય આવક લોકલસેસના ફાળાની છે અને તે આવકના પ્રમાણમાં ગામડાંઓમાં કુવા હવાડા ચોરા ધર્મશાળા વીગેરેનાં કામો પાછળ ખરચાય છે. સન ૧૯૨૩–૨૪ની સાલ દુષ્કાળની હોવાથી પાણીના પુરવટા પાછળ વધુ ખરચ કરેલું છે. પાછલી વધેલ સીલકમાંથી તેવું ખરચ કરવા પંચાયતને અધિકાર છે.

અત્રે કોઇને શંકા થશે કે વિસનગર મહાલનું આશરે ૨૦॥ હજાર રૂપીઆનું લોકલસેસનું ઉત્પન્ન આવે છે છતાં પંચાયતોના ખરચ માં તો માત્ર રૂ. ૧૨૯૧૦ આપવામાં આવેલા છે, તો બાકીના રૂપીઆ શામાં ખરચાય છે? તેનો ખુલાસો (પાછળ જણાવ્યા પ્રમાણે) એ છે કે મફત ફરજયાત કેળવણીના ખરચ માટે સરકાર રાજ્યના કુલ લોકલસેસના ઉત્પન્નમાંથી ત્રીજો ભાગ કાપી લે છે, તે સીવાય બાકી

ખાતાંઓ માટે પણ થોડી થોડી કાપકુપ કરે છે. પ્રાંત પંચાયત પણ પ્રાંતનાં મોટાં કામો કરવા કાપી લે છે તે જતાં બાકી રહે છે તે પંચાયતને મળે છે. આ ઉપરથી વાચકવર્ગને કલ્પના થશે કે આ ફરજ્યાત કેળવણીને મફત કહી શકાય ? જોકે સીધી રીતે છોકરાં પાસેથી ફી લેવાતી નથી પરંતુ આડકતરી રીતે છોકરાઓનાં માબાપો પાસેથી લોકલસેસના ફાળા દ્વારાએ પૈસા લેવાય છે. દંડનું કેવી રીતે વસુલ આવે છે તેની તો વાત કરતાજ નથી. સન ૧૯૨૩-૨૪માં એકલા વિસનગર મહાલનું દંડનું ઉત્પન્ન એક વર્ષનું ૭૨૬૧ રૂપીઆ આવેલું છે. ( રૂ ૧૧૪૬ ગરીબોનો માંડી વાળેલો તે બાદ જતાં ) આ પ્રમાણે રાજ્યના ૪૦ મહાલોમાંથી કેટલો બધો દંડ વસુલ થતો હશે તેનો વાચકવર્ગ વિચાર કરશે.

પાછળ પ્રાંતની હકીકતમાં જણાવ્યા પ્રમાણે એકલા કડીપ્રાંતના દરેક મહાલોમાંથી ફરજ્યાત કેળવણીના દંડનું ઉત્પન્ન ૧૦૭૦૫૧ આવેલું છે, કયા મહાલમાંથી કેટલું આવ્યું તેની વીગતઃ-કડી ૮૩૮૬, કલોલ ૧૧૫૫૪, દેહગામ ૪૪૪૬, વીજાપુર ૭૭૮૭, આતરસુંબા ૧૭૦૫, મેસાણા ૧૧૦૨૧, વિસનગર ૮૩૩૩, પાટણ ૯૬૮૫, સિદ્ધપુર ૧૯૯૫૧, ખેરાળુ ૧૦૨૩૧, ચાણસ્મા ૧૧૧૭૨, હારીજ ૨૭૭૩. આ પ્રમાણે ગઈ સાલે કડીપ્રાંતની ફરજ્યાત શાળાઓનો દંડ આવેલો છે. આ દંડમાંથી ૬૦ ટકા શાળાનાં મકાન, ૩૫ ટકા સ્કોલરશીપ-શિષ્યવૃત્તિ-અને ૫ ટકા ગામ પંચાયતોને આપવામાં આવે છે. ફરજ્યાત કેળવણી સંબંધી પાછળ બીજા પ્રકરણમાં પાન ૩૭ ઉપર સવિસ્તર હકીકત આપી છે તે પરથી તેની પરિસ્થિતિ સમજવામાં આવશે.

ઉપર પ્રમાણે મહાલપંચાયત દ્વારાએ લોકલસેસના પૈસા ગામડાંઓના સુધારા માટે ખરચાય છે. જો ઉપાધ્યક્ષ અને સભાસદો ખંતથી અને લોકસેવા એજ પોતાનો ધર્મ છે એમ સમજી કામ કરે તો પ્રજાને ઘણો ફાયદો થઈ શકે.



# પ્રકરણ ૫ મું.

## વિસનગર કસ્બો.

### ગામઠાણ અને સીમની હકીકત.

વિસનગર કસ્બાના મુખ્ય બે ભાગ પડે છે. ૧ ગામઠાણ જેને વિસનગર શહેર કહેવામાં આવે છે, તેમાં કોટની અંદરનાં અને કોટની બહારનાં પરાં તથા છુટા છવાયાં બંધાયેલાં ઘરો અને ઠાકરડા વીગેરેના વાસનો સમાવેશ થાય છે કે જ્યાં વિસનગર સુધરાઈની હદ લાગેલી છે અને જેના ઉપર ઘણા અંશે વિસનગર સુધરાઇથી દેખરેખ છે; ૨ સીમ જેને ખાતાની જમીન કહેવામાં આવે છે, તેમાં સરકારી સરવે અનુસાર ઠરેલી વિસનગરની હદનાં ખેતરો વીગેરેની જમીનનો સમાવેશ થાય છે અને તેના ઉપર મુલકી ખાતાની સત્તા અને દેખરેખ છે.

આવા પ્રકારના વિસનગર કસ્બાનું (ગામ ઠાણ અને સીમ મળીને) એકંદર ક્ષેત્રફળ આશરે દસ ચોરસ માઇલ છે. ઉત્તર–દક્ષિણ લંબાઈ આશરે ૪ માઇલ, અને પૂર્વ–પશ્ચિમ પહોળાઈ આશરે ૨॥ માઇલ છે. નકશો જોતાં દેખાવમાં વિસનગર કસ્બો લંબ ચોરસ જેવો જણાય છે.

વિસનગર કસ્બાની ઉત્તરે મોટા ભાગે પાલડીની હદ, પશ્ચિમે કાંસાથી હદ, દક્ષિણે સદુથલાની હદ, અને પૂર્વે સુંસી ગામની હદ લાગેલી છે. કસ્બાનો ઉત્તરનો ભાગ દેળીઆ તળાવથી રોકયેલો છે. ગામ અને તળાવ સાથે જોડાયેલાં છે. કસ્બાની એકંદર હદના મધ્ય ભાગમાં શહેરના ગામ ઠાણનો ભાગ આવેલો છે. ખેડુતોની વસ્તીનો ઘણો મોટો ભાગ શહેરના કોટની બહારના ભાગમાં કોટને અડીને બંધાયેલાં પરાંમાં રહે છે. આવી રીતે શહેર બહાર પરામાં રહેવાથી

ઢોરોને બાંધવાની તથા ગાડાં હળ વીગેરે મુકવાની અને ઘાસ ભરવાની સારી સવડ ખેડુતોને હોય છે.

વિસનગર શહેર સંબંધી ઘણી હકીકત જાણવા જેવી હોવાથી આ પછીનાં જુદાં જુદાં પ્રકરણોમાં વિસ્તારથી જણાવવામાં આવી છે, આ સ્થળે માત્ર શહેરના ગામ ઠાણના વિસ્તારની અને સીમની હકીકત નીચે પ્રમાણે જણાવવામાં આવી છે—

## ૧ વિસનગર શહેરનો વિસ્તાર અને ક્ષેત્રફળ.

વિસનગર શહેરનું (ગામ ઠાણનું) ક્ષેત્રફળ આશરે ૭1 લાખ ચોરસવાર છે. ઉત્તર દક્ષિણ લંબાઇ આશરે ૯૦૦ વાર તથા પૂર્વ પશ્ચિમ પહોળાઈ આશરે ૮૦૦ વાર છે.

વિસનગરની ઉત્તરે દેળીઉ તળાવ તથા પાલડીની સીમ, પૂર્વે પીંડારીઉ તળાવ તથા સુંસીની સીમ, દક્ષિણે સદુથલાની સીમ અને પશ્ચિમે કાંસાની સીમની હદો લાગેલી છે. વિસનગરનો ઉત્તરનો ભાગ દેળીઆ તળાવથી રોકાયેલો હોવાથી શહેર અને તળાવ સાથે જોડાઇ ગયેલાં લાગે છે.

વિસનગરની પશ્ચિમ દીશાએ રેલ્વે સ્ટેશન આવેલું છે. આ રેલ્વે મેસાણાથી ઇશાન કોણમાં તારંગાહીલ સ્ટેશન સુધી જાય છે. સંવત ૧૯૪૩ માં (૨૧-૩-૧૮૮૭)માં વિસનગરમાં રેલ્વે થઇ હતી. શરૂઆતમાં મેસાણાથી વડનગર અને તે પછી વડનગરથી ખેરાળુ સુધી અને પછી તારંગાજીના ડુંગર ઉપર મોટું જૈનોનું તીર્થ હોવાથી અને હજારો યાત્રાળુઓ ખેરાળુ ઉતરતા હોવાથી સંવત ૧૯૬૫ (તા. ૨૦-૮-૧૯૦૯)માં તે લાઇન વધારી ઠેઠ તારંગાહીલ સુધી (ગાયકવાડી હદ સુધી) લઇ જવામાં આવી. તારંગાહીલ સ્ટેશનથી તારંગાનો ડુંગર અઢી માઇલ દૂર ટીંબાની હદમાં છે. પગ રસ્તે ચાલીને જવું પડે છે. માટે તે લાઇન આગળ વધારી ડુંગરની તળેટી સુધી લઇ જવા સરકાર તરફથી તજવીજ ચાલે છે. મેસાણાથી તારંગાહીલ જતાં

વચ્ચે રંડાલા, વિસનગર, ગુંજા વડનગર, ખેરાળુ, ડભોડા, વરેઠાસા-ઈડીંગ અને છેલ્લું તારંગાહીલ સ્ટેશન આવે છે. આ લાઇનની કુલ લંબાઈ ૩૫ માઇલ છે અને તે વડોદરા રાજ્યની છે. તેનો વહીવટ બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે કંપની કરે છે. જ્યુરીસ્ડીકશન વડોદરા રાજ્યનું છે. પહેલાં શરૂઆતમાં આ લાઇન ઉપર એક ટ્રેન જાઆવ કરતી હતી પરંતુ ટ્રાફીક વધવાથી ઘણા વખતથી બે ટ્રેનો આવંજા કરે છે. યુરોપની લડાઇના વખતમાં થોડા માસ સુધી એકજ ટ્રેન દોડતી હતી.

રેલ્વે જેમ વેપાર ઉદ્યોગ વધારવામાં અને ઘટાડવામાં અગત્યનો ભાગ બજાવે છે તેમ તે જમીનના વિસ્તારમાં અને તેની સ્થિતિમાં પણ મોટો ફેરફાર કરી મુકે છે. ઘણી વખત જંગલ ત્યાં મંગળ અને મંગળ ત્યાં જંગલ બનાવી દે છે. પહેલાં વિસનગરમાં કડા દરવાજા તથા દીપરાના દરવાજા તરફની જમીનની કીંમત વધારે અંકાતી હતી પણ જ્યારે રેલ્વે સવાળા દરવાજા અને પટણી દરવાજા તરફ આવી ત્યારે તે તરફનો ભાગ સુધરવા લાગ્યો અને ગામનો વિસ્તાર સ્ટેશન સુધી વધી ગયો. નવા નવા રસ્તા થયા અને વસ્તી તે તરફ આવજા કરવા લાગી, અને જ્યાં વેરાન હતું ત્યાં ફરવાનું રમ્ય સ્થાન બની રહ્યું. તેથી ઉલટું કડા દરવાજા તથા દીપરાના દરવાજા તરફ જમીનનો મોહ ઉતરતો ગયો, ઘણોક ભાગ ખંડેર થઈ ગયો અને હાલ વેરાન જેવો દેખાવ દૃષ્ટિગોચર થાય છે. રેલ્વે આવવાથી આ પ્રમાણે જમી-નમાં ફેરફાર થયો છે.

વિસનગર સ્ટેશનથી શહેરમાં જવાના મુખ્ય બે રસ્તા છે, એક રસ્તો સ્ટેશનથી નીકળતાં ડાબા હાથના રસ્તે પટણી દરવાજે થઇ ગામમાં જવાય છે જેને જુની સડક કહેવામાં આવે છે, અને બીજો રસ્તો સ્ટેશનથી સીધા ગોવિદચકલે થઈ ગામમાં દાખલ થવાય છે જેને નવી સડક કહેવામાં આવે છે. વિસનગરમાં સંવત ૧૯૪૩ માં રેલ્વે થઇ તે પછી એક બે વરસે પટણી દરવાજાવાળી જુની સડક બનાવવામાં આવી હતી, અને નવી સડક સંવત ૧૯૫૭માં થઇ હતી.

સ્ટેશનથી ગામમાં જતાં નવી સડકની જમણી બાજુએ સરકાર તરફથી ઓફીસરોની સવડ માટે ખાસ મુસાફર બંગલો સંવત ૧૯૭૨ માં રૂ ૨૭૮૬૯ ના ખરચે બાંધવામાં આવ્યો છે. પછી ડાબી બાજુએ મથુરાદાસ કલબનું મકાન, તથા આગળ જતાં પોલીસ લાઇનનાં મકાનો બાંધેલાં છે જેમાં પોલીસના અમલદારો તથા સીપાઇઓ રહે છે.

સ્ટેશનથી ઉતરતાં જુની અને નવી સડકના ખુણા ઉપર શેઠ ગોકળભાઈ મૂળચંદ ઇંગ્લીશ સ્કુલનું ભવ્ય મકાન આવેલું છે, જેમાં અંગ્રેજી પહેલાં ચાર ધોરણો બેસે છે ત્યાંથી જુની સડકે જતાં આગળ જમણા હાથે શેઠ. ગોકળભાઇ દોલતરામ હાઇસ્કુલનું મકાન આવેલું છે તેમાં હાઇસ્કુલનાં ઉપલાં ધોરણો બેસે છે, આ બંને મકાનનો વીગતવાર હેવાલ આગળ હાઇસ્કુલના નવમા પ્રકરણમાં આપેલો છે.

ઉપરનાં મકાનો શિવાય થોડાંક ખાનગી ગૃહસ્થોનાં નાનાં મોટાં મકાનો બંને સડકો ઉપર આવેલાં છે. આ બંને સડકો વચ્ચેની તથા આજુબાજુની જમીન ગામઠાણમાં દાખલ થયેલી નથી. આ જમીન એકત્ર કરી, તેમાં આડા ઉભા રસ્તાઓ પાડી, જુદા જુદા ભાગોની રચના કરી ( Chess board system ) સુધારણા કરવાની યોજના સંવત ૧૯૭૫ ( તા. ૨૭-૬-૧૯૧૯ ) માં તૈયાર કરવામાં આવી હતી. શ્રીમંત મહારાજા સાહેબની સહાનુભૂતિ હતી, તે માટે ખાસ રા. ઘોડાને શહેર સુધારણા અમલદાર ( town improvement officer ) તરીકે નીમવામાં આવ્યા હતા અને ઘણીખરી ગોઠવણ થઇ હતી, પણ તે વાત સુધરાઇએ પડતી મુકેલી છે. એ યોજનાથી સદર જમીન ગામઠાણમાં ભેળવવાની નહીં હોવાથી સુધરાઇને તે બોજા રૂપ થઇ પડત નહીં, અને સ્વચ્છ હવાવાળાં મકાનો શ્રીમંતો તરફથી થાત. વચ્ચે નાના ગોળાકાર બાગની પણ ગોઠવણ રાખેલી હતી તેથી લોકોને ફરવાનું, બાળકોને રમવાનું અને એકંદર રીતે આરોગ્યનું સારૂં સાધન થઇ પડત અને શહેરની શોભામાં વધારો થાત. પૈસા શ્રીમંતો ખરચવાના હતા અને

લાભ સામાન્ય સઘળી પ્રજાને મળવાનો હતો.

વિસનગરની વસ્તી ગણત્રી પ્રમાણે ગામના જીલ્લા અથવા વૉર્ડ પાડવામાં આવે છે તે પ્રમાણે સંવત ૧૯૭૦ માં સુધારા વધારા સાથે વિસનગરના દસ વૉર્ડ પાડવામાં આવેલા છે તેની હકીકતનું મહત્વ સુધરાઇ સાથે વધારે સંબંધ ધરાવતું હોવાથી આગળ સુધરાઇના આઠમા પ્રકરણમાં દસે વૉર્ડની વીગત જણાવવામાં આવી છે.

કાળક્રમે કુદરતી રીતે જમીનમાં અને પરિસ્થિતિમાં ફેરફાર થાય તેમ વિસનગરની ભૂમિમાં પણ ફેરફાર થયેલો જણાય છે. સંવત અગીઆરમા સૈકાના મધ્યકાળમાં ચહુઆણરાજા વિશળદેવે વિસનગર શહેર વસાવ્યું. તે પહેલાં તે સ્થળે કાંઇ નહોતું, કારણ કે જે સ્થળે ભીમદેવ પહેલા સાથે લડાઈ કરી વિશળદેવે જય મેળવ્યો તે સ્થળે શહેર વસાવેલું છે એમ ઇતિહાસ ઉપરથી જણાય છે. વિશળદેવ સનાતન ધર્મનો હોવાથી ગામની બાંધણી તથા ઘરોની રચના તે ધર્મને અનુસરતીજ જોવામાં આવે છે. કોટ પણ વિશલદેવ રાજાના વખતમાંજ થયેલો જણાય છે. હાલ આ કોટનો ઘણો ખરો ભાગ પડી ગયેલો છે, કોઈ કોઇ ઠેકાણે તદન આખા જેવો જણાય છે. તેને ૬ દરવાજા છે. (૧) પટણી દરવાજો, ત્યાંથી પાટણ જવાનો માર્ગ છે તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની ઉત્તરે આવેલો છે. (૨) વડનગરી દરવાજો, ત્યાંથી વડનગર જવાય છે તે ઉપરથી તે નામ પડેલું છે અને તે પણ ઉત્તરે આવેલો છે. (૩) ફત્તેહ દરવાજો, કડીના જાગીરદાર મલ્હારરાવે વિસનગર ઉપર ચડાઇ કરી ફત્તેહ મેળવી તે દરવાજે પ્રવેશ કરેલો તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની પૂર્વ દીશાએ આવેલો છે. (૪) કડા દરવાજો, ત્યાંથી કડા ગામે જવાય છે તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની દક્ષિણ દીશાએ આવેલો છે. (૫) દીપરાનો ઉર્ફે બીબીપુરાનો દરવાજો, ("બાબીપરૂં"નો અપભ્રંશ "દીપરૂં" થયેલો છે) સંવત અઢારમા સૈકાના મધ્ય ભાગમાં જોરાવરખાન બાબીઓનું

ઉપરના કોષ્ટકના આંકડા ઉપરથી જણાય છે કે વિસનગરની કુલ ૧૩૮૫૫ માણસની વસ્તી સરકારના વસ્તી ગણત્રીના નિયમ પ્રમાણે મુખ્ય કરી ત્રણ ધર્મના વર્ગમાં વહેંચાઇ ગયેલી જણાય છે. જૈનો જોકે હિન્દુ તરીકેજ ઓળખાય છે છતાં સરકારે જુદોજ ભેદ રાખેલો છે. હિન્દુઓમાં ઘણી જાતોનો સમાવેશ થયેલો છે તે સંબંધી વિશેષ ખુલાસો પાછળ પાન ૨૪ ઉપર કરવામાં આવેલો છે. સરકારે હિન્દુ (૧૨૧૬૭) વર્ગમાં બ્રાહ્મણો, વૈષ્ણવો, કંસારા, પાટીદાર, સુથાર, સલાટ, લવાર, સોની, ભાવસાર, ખંભાર, ઘાંચી, ભાટ, તરગાળા, દરજી, હજામ, મોચી, ધોબી, કુંભાર, કડીઆ, છવારા, ઠાકરડા, રબારી, રાવળીઆ, ભોઇ, મારવાડી, વીગેરે એવી જાતો તથા ઢેડ અને ભંગીનો સમાવેશ કરેલો છે. વસ્તી ગણત્રી વખતે આ બધી જાતોની વસ્તી નોંધવામાં આવે છે પરંતુ વીગતવાર હકીકત રીપોર્ટ ઉપરથી નહીં મળી આવવાથી અત્રે તેના આંકડા આપવાનું બની શક્યું નથી તોપણ સાધારણ રીતે પુછીને તપાસ કરતાં ઉપરની ન્યાતો પૈકી સૌથી વધારે વસ્તી પાટીદાર લોકોની ગણાય છે, આશરે ૩૫૦૦ માણસો અટકળવામાં આવે છે. તેઓ બધા કડવા પાટીદાર છે. અને તેઓ વિસનગરની ગણાતી છ પોળે ( દરવાજે ) પરામાં અને અંદરના ભાગમાં રહે છે. જ્યારે બધા પાટીદારોની એકત્ર ન્યાત જમે છે ત્યારે છ પોળ જમે છે એમ કહેવાય છે. તે પછી બ્રાહ્મણોની સંખ્યા છે. બ્રાહ્મણોમાં ઘણા મોટા ભાગે વિસનગરા નાગરો છે. તેમની વસ્તી આશરે ૧૬૦૦ માણસોની અટકળવામાં આવે છે. તે પછી કંસારા છે તેમની વસ્તી આશરે ૮૦૦ માણસોની ગણાય છે, તે પછી વૈષ્ણવો આવે છે જેમની સંખ્યા આશરે ૮૦૦ માણસોની ગણાય છે, તે પછી ઘાંચીની વસ્તી ૬૦૦ માણસોની છે, પછી ઠાકરડા, ભાટ, કડીઆ, વીગેરે ન્યાતોની વસ્તી વત્તા ઓછા પ્રમાણમાં આવેલી છે. આ ન્યાતોનો જોકે વસ્તીપત્રક પ્રમાણે સામાન્ય હિન્દુ ધર્મ મુક્યો છે પણ તે ધર્મમાં અનેક પંથો રહેલા છે. વિસ-

નગરમાં ખાસ કરી શિવમાર્ગ, વૈષ્ણવ સંપ્રદાય, સ્વામીનારાયણનો પંથ એ મુખ્ય જોવામાં આવે છે, તેના પેટા વર્ગો ઘણા છે.

જૈન ( ૬૧૨ ) વર્ગમાં વિસનગરમાં શ્રીમાળી, ઓસવાળ તથા પોરવાડ એ ત્રણ જાતના શ્રાવક વાણીઆની ન્યાતો, તથા કેટલાક જૈનધર્મ પાળનાર ભોજક (તરગાળાની ન્યાત સાથે જોડાયેલા) અને થોડાક ભાવશારનો સમાવેશ કરેલો છે. અત્રેના બધા જૈનો શ્વેતાંબરી મૂર્તિપૂજક છે. કોઈ પણ સ્થાનકવાસી કે દિગંબરી પંથના નથી.

મુસલમાન (૧૦૪૮) વર્ગમાં વહોરા, મેમણ, પીંજારા, ખાટકી, મોગલ, પઠાણ, શેખ, સૈયદ વીગેરેનો સમાવેશ થાય છે તે તમામ સુન્ની ધર્મ પાળે છે. આગાખાન પંથના મુસલમાન મોચીને પણ મુસલમાન વર્ગમાં ગણેલા છે તેમની વસ્તી ૧૦–૧૨ ઘરની છે તે બધા સીયા ધર્મ પાળે છે તેમનું જુદું જમાતખાનું છે.

ઉપર બતાવેલા મુખ્ય ૩ વર્ગ શીવાય ઈતરવર્ગમાં માત્ર ૮ માણસો છે તે કોઈ વસ્તી ગણત્રી વખતે ખ્રીસ્તી, કે કોઈ એવા પંથના માણસો હશે. બાકી કોઈ કાયમનું જણાતું નથી.

વિસનગરની વસ્તીના વધારા ઘટાડાનો આધાર જન્મમરણની સંખ્યા ઉપર રહેલો છે તેથી વિસનગરમાં થતાં જન્મ તથા મરણની સંખ્યા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. કોઈ આરોગ્યખાતાના અધિકારીને કે વિસનગરનું ભલું ચાહનારને ઉપયોગી થઈ પડે અને તેથી કાંઈક વસ્તીવૃદ્ધિનો માર્ગ નીકળી આવે તે હેતુથી અને પ્રજા જન્મ મરણની સંખ્યા જાણી શકે તે હેતુથી નીચે પ્રમાણે વિસનગર સુધરાઈના રીપોર્ટ ઉપરથી સંવત ૧૯૬૨ થી ૧૯૭૫ સુધી સામાન્ય અને ૧૯૭૬ થી ૧૯૮૦ સુધીનાં સ્ત્રીપુરૂષના જન્મમરણના આંકડાનાં કોષ્ટકો જાતવાર, રોગવાર, અને ઉમરવાર જાણવા જેવી હકીકત સાથે આપવામાં આવ્યાં છે—

## વિસનગરમાં જન્મ મરણનું સાધારણ કોષ્ટક.

### ( સંવત ૧૯૬૨ થી ૧૯૭૫ સુધી )

### ( સન ૧૯૦૬ થી ૧૯૧૯ )

| સંવત | જન્મ | મરણ | ખાસ રોગનું કારણ |
|---|---|---|---|
| ૧૯૬૨ | ૧૫૮ | ૮૯૧ | પ્લેગ વધારે હતો ૨૧૮ મરણ |
| ૧૯૬૩ | ૧૩૭ | ૭૦૬ | થોડો પ્લેગ હતો |
| ૧૯૬૪ | ૨૧૨ | ૫૬૩ | થોડો પ્લેગ હતો |
| ૧૯૬૫ | ૨૫૫ | ૩૪૦ | |
| ૧૯૬૬ | ૧૯૪ | ૩૮૨ | થોડો પ્લેગ હતો |
| ૧૯૬૭ | ૧૬૫ | ૩૬૨ | થોડો પ્લેગ હતો |
| ૧૯૬૮ | ૨૭૨ | ૩૮૯ | |
| ૧૯૬૯ | ૪૨૩ | ૪૩૬ | કોલેરા હતો ૬૩ મરણ |
| ૧૯૭૦ | ૧૬૫ | ૨૮૨ | |
| ૧૯૭૧ | ૪૩૭ | ૨૯૯ | |
| ૧૯૭૨ | ૪૫૨ | ૪૫૯ | |
| ૧૯૭૩ | ૪૯૩ | ૪૩૬ | થોડો કોલેરા હતો |
| ૧૯૭૪ | ૪૯૮ | ૬૩૫ | પ્લેગથી ૨૪૬ મરણ |
| ૧૯૭૫ | ૪૩૪ | ૭૯૬ | ઇન્ફ્લ્યુએન્ઝાથી ૪૯૭ મરણ |

ઉપરનાં ૧૪ વર્ષમાં પ્લેગ, કોલેરા અને ઇન્ફ્લ્યુએન્ઝાએ વિસનગરની પ્રજાની કેવી પાયમાલી કરી છે તેનો ખ્યાલ આવશે. તે પછીનાં વર્ષની વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે.—

## વિસનગરમાં જન્મ મરણનું પુરૂષસ્ત્રીવારી કોષ્ટક.
## સંવત ૧૯૭૬ થી ૧૯૮૦ સુધી

(કુલ વસ્તી ૧૩૮૫૫ તેમાં ૧૭૯૯ પુરૂષ તથા ૭૦૫૬ સ્ત્રીમાંથી)

| સંવત. | | જન્મ | કુલ જન્મ | મરણ | કુલ મરણ |
|---|---|---|---|---|---|
| ૧૯૭૬ | પુ | ૨૧૪ | ૪૨૦ | ૨૪૪ | ૪૮૩ |
| | સ્ત્રી | ૨૦૬ | | ૨૩૯ | |
| ૧૯૭૭ | પુ | ૨૪૨ | ૪૭૧ | ૨૦૧ | ૩૭૯ |
| | સ્ત્રી | ૨૨૯ | | ૧૭૮ | |
| ૧૯૭૮ | પુ | ૨૧૭ | ૩૭૫ | ૧૯૧ | ૩૭૩ |
| | સ્ત્રી | ૧૫૮ | | ૧૮૨ | |
| ૧૯૭૯ | પુ | ૨૬૬ | ૪૩૧ | ૨૧૯ | ૩૯૨ |
| | સ્ત્રી | ૧૬૫ | | ૧૭૩ | |
| ૧૯૮૦ | પુ | ૨૩૦ | ૪૧૦ | ૧૯૧ | ૩૨૯ |
| | સ્ત્રી | ૧૮૦ | | ૧૩૮ | |

ઉપરના આંકડા ઉપરથી જન્મ મરણના વધારા ઘટાડાની હકીકત ધ્યાનમાં આવી શકે તેમ છે.

વિસનગરમાં ક્યા ક્યા રોગથી કેટલાં કેટલાં માણસો મરણના ભોગ થઇ પડે છે તે નીચેના સંવત ૧૯૭૬ થી ૧૯૮૦ સુધીના રોગવાળી કોષ્ટક ઉપરથી સમજાશે—

## વિસનગરમાં રોગવારી મરણનું કોષ્ટક. ( સંવત ૧૯૭૬ થી ૧૯૮૦ સુધી. )

| સંવત. | | કૉલેરા. | બળીઆ. | તાવ. | અતિસાર ઝાડો. | આપઘાત અકસ્માત નુકસાન. | પ્લેગ. | ક્ષય. દમ. | પરચુરણ દરદો. | કુલ. | બંને મળી કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૬ | પુ. | ૦ | ૦ | ૧૬૬ | ૨૩ | ૩ A | ૦ | ૨૦ | ૩૨ | ૨૪૪ | ૪૮૩ |
| | સ્ત્રી. | ૦ | ૦ | ૧૮૪ | ૬ | ૧ B | ૦ | ૯ | ૩૯ | ૨૩૯ | |
| ૧૯૭૭ | પુ. | ૦ | ૨ | ૧૫૪ | ૫ | ૪ C | ૦ | ૧૪ | ૨૨ | ૨૦૧ | ૩૭૯ |
| | સ્ત્રી. | ૦ | ૧ | ૧૪૦ | ૧ | ૫ D | ૦ | ૫ | ૨૬ | ૧૭૮ | |
| ૧૯૭૮ | પુ. | ૦ | ૦ | ૧૪૪ | ૬ | ૩ E | ૦ | ૧૭ | ૨૧ | ૧૯૧ | ૩૭૩ |
| | સ્ત્રી. | ૦ | ૮ | ૧૩૨ | ૨ | ૫ F | ૦ | ૯ | ૨૬ | ૧૮૨ | |
| ૧૯૭૯ | પુ. | ૦ | ૬ | ૧૨૬ | ૮ | ૧ G | ૦ | ૨૧ | ૫૭ | ૨૧૯ | ૩૯૨ |
| | સ્ત્રી | ૦ | ૩ | ૧૧૧ | ૨ | ૦ | ૦ | ૧૬ | ૪૧ | ૧૭૩ | |
| ૧૯૮૦ | પુ. | ૦ | ૪ | ૧૩૫ | ૬ | ૪ H | ૦ | ૧૮ | ૨૪ | ૧૯૧ | ૩૨૯ |
| | સ્ત્રી. | ૦ | ૨ | ૯૮ | ૬ | ૨ I | ૦ | ૧૨ | ૧૮ | ૧૩૮ | |

ઉપરના કોષ્ટકના આપઘાતના કોઠામાં જે અંગ્રેજી અક્ષરો A. B. C. D. E. F. G. H. I. મુકેલા છે તેની સમજુતી નીચે પ્રમાણે છે—

A ૧ કુવે પડી આપઘાત કરેલો, ૧ ફાંસો ખાઈ મરેલો, ૧ સાપના કરડવાથી મરેલો. B તળાવમાં પડવાથી અકસ્માત. C ૩ કુવામાં પડવાથી અકસ્માત અને આપઘાત, ૧ શરીરને ઇજા થવાથી. D ૧ પાણીમાં પડવાથી અકસ્માત, ૨ ફાંસાથી આપઘાત, ૨ શરીરને નુકસાન થવાથી. E ૧ ફાંસાથી આપઘાત, ૧ ઘા વાગવાથી, ૧ જંગલી જનાવરથી. F ૩ કુવામાં પડીને આપઘાત, ૧ કુવામાં પડવાથી અકસ્માત, ૧ સાપના કરડવાથી. G ૧ કુવામાં પડવાથી અકસ્માત. H ૨ કુવામાં પડીને આપઘાત અને અકસ્માત, ૨ સાપના કરડવાથી. I ૨ ઝેર ખાઇને કરેલો આપઘાત.

કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે બળીઆ, તાવ, અતિસાર, ક્ષય, વીગેરે તથા આપઘાત અને અકસ્માતથી સંવત ૧૯૭૬ થી ૧૯૮૦,સુધી મરણો થયેલાં છે. કોલેરા તથા પ્લેગના કેસો થયેલા નથી. બીજા રોગો કરતાં મોટી સંખ્યા તાવથી થયેલાં મરણની જણાઇ આવે છે.

બળીઆ ટંકાવવા (માતા ખોદાવવાં) તરફ હવે લોકોનું વલણ થયેલું છે. એ વાત તો ખરી છે કે માતા ખોદાવ્યા પછી ઘણાં જ થોડાં માણસોને માતા નીકળે છે. માતા ખોદાવવાનું ફરજ્યાત ધોરણ માત્ર વડોદરાશહેરમાં ખાસ કાયદાથી લાગુ કરેલું છે, બીજા કોઇ સ્થળે કરેલું નથી. ફાયદાકારક હોય છતાં પણ આવું ધોરણ ફરજયાત કરવું એ ઇષ્ટ નથી, કારણ કે માતા ખોદાવ્યાથી કોઇકિ પ્રસંગે કોઇક બાળક રસીની કસુરથી કે માતા ખોદનારની કસુરથી મરણનો ભોગ થાય છે તેથી આ ધોરણ પ્રજાની ઇચ્છા ઉપર રાખવું એજ હીતાવહ છે.

ઉપરનાં મરણો પૈકી કેટલી કેટલી ઉમરનાં કેટલાં કેટલાં માણસો તથા કયા કયા ધર્મનાં કેટલાં કેટલાં માણસો મરણ પામ્યાં તે નીચેનાં બે કોષ્ટકો ઉપરથી સમજાશે—

## વિસનગરમાં ઉમરવારી મરણનું પત્રક ( સંવત ૧૯૭૬ થી ૧૯૮૦ સુધી, )

| સંવત. | | ૧ વરસ અંદર. | ૧ થી ૪ | ૫ થી ૯ | ૧૦ થી ૧૪ | ૧૫ થી ૧૯ | ૨૦ થી ૨૯ | ૩૦ થી ૩૯ | ૪૦ થી ૪૯ | ૫૦ થી ૫૯ | ૬૦ અને ઉપર | કુલ. | બંને મળી કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૬ | પુ. | ૫૭ | ૫૩ | ૧૨ | ૪ | ૫ | ૧૬ | ૨૩ | ૨૪ | ૨૦ | ૩૦ | ૨૪૪ | ૪૮૩ |
| | સ્ત્રી. | ૫૮ | ૫૩ | ૭ | ૯ | ૬ | ૨૯ | ૧૮ | ૧૦ | ૨૨ | ૨૭ | ૨૩૯ | |
| ૧૯૭૭ | પુ. | ૫૬ | ૩૪ | ૭ | ૧ | ૪ | ૧૪ | ૨૩ | ૨૧ | ૨૦ | ૨૧ | ૨૦૧ | ૩૭૯ |
| | સ્ત્રી. | ૩૯ | ૩૨ | ૨ | ૫ | ૧૩ | ૧૨ | ૧૪ | ૧૪ | ૨૩ | ૨૪ | ૧૭૮ | |
| ૧૯૭૮ | પુ. | ૫૪ | ૧૯ | ૬ | ૩ | ૫ | ૧૦ | ૨૭ | ૨૨ | ૨૩ | ૨૨ | ૧૯૧ | ૨૭૩ |
| | સ્ત્રી. | ૫૦ | ૧૮ | ૫ | ૫ | ૮ | ૨૮ | ૧૧ | ૨૧ | ૧૪ | ૨૫ | ૧૮૨ | |
| ૧૯૭૯ | પુ. | ૬૬ | ૪૪ | ૫ | ૩ | ૧૧ | ૧૮ | ૧૯ | ૧૯ | ૧૫ | ૧૯ | ૨૧૯ | ૩૯૨ |
| | સ્ત્રી. | ૩૭ | ૪૦ | ૯ | ૩ | ૮ | ૧૬ | ૧૦ | ૧૨ | ૧૮ | ૨૦ | ૧૭૩ | |
| ૧૯૮૦ | પુ. | ૬૬ | ૩૦ | ૭ | ૫ | ૧૨ | ૧૪ | ૧૯ | ૭ | ૨૦ | ૧૧ | ૧૯૧ | ૩૨૯ |
| | સ્ત્રી. | ૪૮ | ૧૯ | ૩ | ૪ | ૯ | ૯ | ૧૨ | ૯ | ૭ | ૧૮ | ૧૩૮ | |

## વિસનગરમાં જાંતવારી મરણનું કોષ્ટક.

( સંવત ૧૯૭૬ થી ૧૯૮૦ સુધી. )

| સંવત | | હિંદુ. ૫૯૪૮ પુરૂષ. ૬૨૩૯ સ્ત્રીમાં. | જૈન. ૨૮૨ પુરૂષ. ૩૩૦ સ્ત્રીમાં. | મુસલમાન ૫૬૪ પુરૂષ. ૪૮૪ સ્ત્રીમાં. | ઇતર. | કુલ. ૬૭૯૯ પુરૂષ. ૭૦૫૬ સ્ત્રીમાં. | કુલ. ૧૩૮૫૫ ની વસ્તીમાં. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૬ | પુ. | ૨૦૮ | ૨૦ | ૧૬ | ૦ | ૨૪૪ | ૪૮૩ |
| | સ્ત્રી. | ૨૦૨ | ૧૦ | ૨૭ | ૦ | ૨૩૯ | |
| ૧૯૭૭ | પુ. | ૧૮૦ | ૧૧ | ૧૦ | ૦ | ૨૦૧ | ૩૭૯ |
| | સ્ત્રી. | ૧૫૯ | ૧૦ | ૯ | ૦ | ૧૭૮ | |
| ૧૯૭૮ | પુ. | ૧૭૫ | ૬ | ૧૦ | ૦ | ૧૯૧ | ૩૭૩ |
| | સ્ત્રી. | ૧૫૮ | ૧૧ | ૧૩ | ૦ | ૧૮૨ | |
| ૧૯૭૯ | પુ. | ૧૯૫ | ૫ | ૧૯ | ૦ | ૨૧૯ | ૩૯૨ |
| | સ્ત્રી. | ૧૫૭ | ૮ | ૯ | ૦ | ૧૭૩ | |
| ૧૯૮૦ | પુ. | ૧૬૧ | ૮ | ૨૨ | ૦ | ૧૯૧ | ૩૨૯ |
| | સ્ત્રી. | ૧૩૨ | ૭ | ૯ | ૦ | ૧૩૮ | |

ઉપરના આંકડાઓ ઉપરથી મરણની સંખ્યાની હકીકત સમજવામાં આવશે.

વિસનગર શહેરની વસ્તીમાં કેટલાં સ્ત્રી પુરૂષો કુવારાં, પરણેલાં, રાંડેલાં છે અને કેટલાં અભણ તથા ભણેલાં છે તે નીચેનાં બે કોષ્ટકો ઉપરથી સમજાશે—

## વિસનગરમાં કુંવારાં, પરણેલાં તથા રાંડેલાંનું ઉમરવારી કોષ્ટક
### ( સન ૧૯૨૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે. )

| કેટલી ઉમરનાં. | કુંવારાં. ૪૯૨૯ | | પરણેલાં. ૬૩૬૨ | | રાંડેલાં. ૨૫૫૬ | | કુલ ૧૩૮૪૭ |
|---|---|---|---|---|---|---|---|
| | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | |
| હિન્દુ તેમાં | ૨૫૮૪ | ૧૬૯૪ | ૨૭૯૧ | ૨૯૦૬ | ૫૭૩ | ૧૬૩૯ | ૧૨૧૮૭ |
| ૦-૧૫ | ૨૧૦૩ | ૧૬૭૨ | ૧૬૫ | ૩૬૩ | ૧૪ | ૧૨ | કુલ હિન્દુ |
| ૧૫-૪૦ | ૪૧૯ | ૨૨ | ૧૬૨૭ | ૨૦૨૫ | ૧૮૧ | ૪૨૮ | |
| ૪૦-૫૦ | ૩૭ | ૦ | ૫૫૦ | ૩૫૯ | ૧૧૫ | ૪૫૦ | |
| ૫૦-૬૦ | ૧૬ | ૦ | ૨૮૯ | ૧૧૪ | ૧૨૧ | ૪૦૩ | |
| ૬૦ ઉપર | ૯ | ૦ | ૧૬૦ | ૪૫ | ૧૪૨ | ૩૪૬ | |
| જૈન તેમાં | ૧૩૪ | ૭૦ | ૧૨૦ | ૧૧૭ | ૨૮ | ૧૪૩ | ૬૧૨ |
| ૦-૧૫ | ૮૫ | ૭૦ | ૩ | ૯ | ૧ | ૦ | કુલ જૈન. |
| ૧૫-૪૦ | ૪૦ | ૦ | ૬૩ | ૮૬ | ૬ | ૩૫ | |
| ૪૦-૫૦ | ૩ | ૦ | ૨૬ | ૧૩ | ૫ | ૩૮ | |
| ૫૦-૬૦ | ૩ | ૦ | ૨૧ | ૭ | ૪ | ૩૮ | |
| ૬૦ ઉપર | ૩ | ૦ | ૭ | ૨ | ૧૨ | ૩૨ | |
| મુસલમાન. | ૨૯૦ | ૧૫૭ | ૨૨૩ | ૨૦૫ | ૫૧ | ૧૨૨ | ૧૦૪૮ |
| ૦-૧૫ | ૧૮૮ | ૧૪૭ | ૨ | ૮ | ૦ | ૦ | કુલ મુસલમાન. |
| ૧૫-૪૦ | ૯૭ | ૯ | ૧૧૩ | ૧૪૭ | ૧૪ | ૩૧ | |
| ૪૦-૫૦ | ૩ | ૦ | ૫૯ | ૩૭ | ૧૨ | ૨૭ | |
| ૫૦-૬૦ | ૦ | ૦ | ૩૫ | ૧૦ | ૧૫ | ૪૨ | |
| ૬૦ ઉપર | ૨ | ૧ | ૧૪ | ૩ | ૧૦ | ૨૨ | |

## વિસનગરમાં અભણ તથા ભણેલાંનું ઉમરવારી કોષ્ટક.
## ( સન ૧૯૨૧ ની વસ્તીગણત્રી પ્રમાણે. )

| કેટલી ઉમરનાં. | ભણેલાં. ૨૬૧૮ | | વાંચી શકે તેવાં. ૧૬૨ | | તદ્દન અભણ. ૧૧૦૭૫ | | કુલ ભણેલાંમાં ૨૧૦ અંગ્રેજી ભ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. |
| ૦—૬ | ૧૬ | ૦ | ૨ | ૦ | ૧૧૯૫ | ૧૧૬૪ | ૦ | ૦ |
| ૭—૯ | ૫૦ | ૧૨ | ૧૦ | ૬ | ૪૬૨ | ૪૨૮ | ૦ | ૦ |
| ૧૦-૧૪ | ૩૩૧ | ૧૦૦ | ૧૯ | ૨૦ | ૪૭૮ | ૫૫૩ | ૨૯ | ૦ |
| ૧૫-૧૯ | ૨૮૬ | ૫૮ | ૧૫ | ૬ | ૨૫૩ | ૩૯૨ | ૭૪ | ૦ |
| ૨૦-૨૯ | ૪૬૩ | ૧૦૪ | ૧૬ | ૯ | ૫૧૭ | ૧૦૧૬ | ૪૭ | ૧ |
| ૩૦ ઉપર | ૧૦૯૦ | ૧૦૮ | ૩૯ | ૨૦ | ૧૫૫૭ | ૩૦૬૦ | ૫૯ | ૦ |
| | ૨૨૩૬ | ૩૮૨ | ૧૦૧ | ૬૧ | ૪૪૬૨ | ૬૬૧૩ | ૨૦૯ | ૧ |

ઉપર પ્રમાણે વિસનગરની વસ્તીની હકીકત વાંચ્યા પછી વાંચનારને દિલગીરી ઉત્પન્ન થયા વિના રહેશે નહીં. ત્રણ દસકામાં સાત હજાર માણસનો ઘટાડો તે દૈવી કોપ કહો કે વિસનગરની પ્રજા ઉપર ઘેરાઈ વળેલું મોટું આફતનું વાદળું સમજો. આ કારણથી મરણના વધી પડેલા પ્રમાણનાં કારણો જે જાહેર રીતે જાણવામાં આવેલાં છે તે સરકાર અને સુધરાઇના હેવાલો ઉપરથી ઉપર પ્રમાણે પ્રકટ કરેલાં છે માટે વિસનગરના આરોગ્યમાં કયાં સડો પેઠેલો છે તેનો બારીક તપાસ કરી સરકારે વિસનગર માટે ખાસ કૃપા કરવી જોઇએ. સરકારને ઘણાં ગામોની કાળજી કરવાની છે તે વાત ખરી છે પણ જ્યારે ખાસ વિસનગર ઉપર આવી અસાધારણ પડતી આવેલી છે ત્યારે સરકારે પણ ખાસ અસાધારણ ધ્યાન આપવાની આવશ્યકતા છે એમ હું માનું છું.

# પ્રકરણ ૮ મું.

## વિસનગર સુધરાઈ.

વિસનગરમાં " બ " વર્ગની સુધરાઈ છે. પોતાનું મકાન નહીં હોવાથી તે ભાડાના મકાનમાં બેસે છે. આશરે ૧૬ વરસથી મંડી-વાળા સરકારી મકાનમાં ભાડે બેસતી હતી પણ સરકારે તે મકાનનું વધારે ભાડું માગવાથી તા. ૧-૫-૧૯૨૪ થી લાલ દરવાજા બહાર પટણી દરવાજે જતાં જમણા હાથે શેઠ માણેકચંદ ખુશાલચંદવાળા મકાનના મેડા ઉપર ભાડે બેસે છે. સુધરાઈએ બનતા સુધી પોતાનું મકાન બનાવી લેવું જોઇએ.

**ઉત્પત્તિ અને હકીકત**—વડોદરા રાજ્યમાં સુધરાઈની શરૂ-આત નવસારીમાંથી થયેલી જણાય છે. નવસારીના આગેવાન પાર-સીઓ અને અન્ય ગૃહસ્થો મુંબઇમાં રહેતા હોવાથી ત્યાંની સુધરાઈ જેવું અનુકરણ કરવા ઇચ્છા થઇ અને તેમણે સંવત્ ૧૯૧૯ ( સન ૧૮૬૩ ) માં નવસારીમાં સુધરાઈ સ્થાપી, અને તેના નિભાવ માટે કેટલીક જણસો ઉપર હક લેવાનો ઠરાવ કરી કેટલાક સભાસદો રૈયત તરફથી નીમી સુધરાઇની વ્યવસ્થા ચલાવવાનું નક્કી કર્યું.

સંવત્ ૧૯૩૧ ( સન ૧૮૭૫ ) માં કસ્બાની સ્વચ્છતા તરફ સરકારનું લક્ષ ખેંચાયું. તે માટે જોઇતાં નાણાં કસ્બાની વસ્તીના માણસ દીઠ ચાર આના પ્રમાણે સરકાર તરફથી આપવાનું શરૂ થયું. આ ઉપરાંત વિશેષ કામો માટે ખાસ વધારાની રકમ પણ મદદ તરીકે અપાતી. ત્યાર બાદ સંવત્ ૧૯૪૭ ( સન ૧૮૯૨ ) માં એવો હુકમ થયો કે જે કસ્બામાં એક હજાર કરતાં વધારે વસ્તી હોય ત્યાં માણસ દીઠ આઠ આના પ્રમાણે ગ્રૅંટ આપવી. આવી રીતે મળેલી રકમ સ્વ-ચ્છતા, રોશનાઈ વીગેરે સુધરાઈના કામમાં સરકારે નીમેલી કમીટીના

હસ્તક ખરચાતી. આ પ્રમાણે કડી પ્રાંતમાં વિસનગર, કડી, કલોલ, દેહગામ, વિજાપુર, પાટણ, સિદ્ધપુર, આતરસુંબા, મેસાણા ઉંઝા, ચાણસ્મા, ખેરાળુ અને વડનગરમાં સુધરાઇઓ ચાલતી હતી.

આ ઉપરથી જણાય છે કે વિસનગરમાં સુધરાઈની સ્થાપન સંવત ૧૯૩૧ માં થયેલી છે. સુધરાઇના હેવાલ ઉપરથી સંવત ૧૯૩૪ માં સ્થાપના થયાનું નીકળી આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સંવત ૧૯૬૨ સુધી વિસનગર સુધરાઇનો કારભાર ચાલ્યો. પરંતુ આપણા રાજ્યમાં અમાત્ય અને દિવાનપદે હિંદની કૅાંગ્રેસના નેતા રા. રમેશચંદ્ર દત્ત આવ્યા ત્યારે સંવત ૧૯૬૦ માં વડોદરા રાજ્યની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યના હક આપવાની શરૂઆત થવા લાગી.

મુંબઇ ઇલાકાના ડીસ્ટ્રીકટ મ્યુનીસીપલ એકટ (સન ૧૯૦૧ ના ત્રીજા) પ્રમાણે સુધરાઇઓ માટે નવો કાયદો કરવા માટે ખરડો તૈયાર કરવામાં આવ્યો, અને તે મંજુર થાય ત્યાં સુધી બ્રીટીશ કાયદાના ધોરણે કામ શરૂ કરવા હજુરનું ફરમાન થયું અને કડીપ્રાંતમાં વિસનગર, પાટણ અને સિદ્ધપુર એ ત્રણ સુધરાઇઓને તે અધિકાર આપવામાં આવ્યો; તે અધિકાર અન્વયે વિસનગર સુધરાઇના સભાસદોની પહેલી ચુંટણી સંવત્ ૧૯૬૧ (સન ૧૯૦૫ ના જુલાઇ માસ)માં થઈ. વિસનગરના દસ વૉર્ડમાંથી દસ સભાસદો પ્રજામાંથી પ્રજાએ ચુંટણીના ધોરણે ચુંટી કાઢયા, પાંચ સભાસદો પ્રજામાંથી સરકારે નીમ્યા અને પાંચ સભાસદો સરકારી અમલદારો હોદ્દાના નાતાથી નીમાયા. એ રીતે કુલ વીસ સભાસદો ત્રણ વરસ માટે નક્કી થયા, અને મુંબાઈ ઇલાકાના ડીસ્ટ્રીક્ટ મ્યુનીસીપલ એકટના ધોરણે તૈયાર કરેલો કાયદો—સુધરાઇ નિબંધ સંવત ૧૯૬૨નો પહેલો—મંજુર થયો અને સંવત ૧૯૬૨ ના માહ સુદ ૮ તા. ૧–૨–૧૯૦૬ ના રોજથી અમલમાં મુકાયો અને તે આધારે સુધરાઈનો પ્રમુખ તરીકે વિસનગર વિભાગ નાયબ સુબા હોદ્દાની રૂએ ઠરાવવામાં આવ્યા.

આવા સ્થાનિક સ્વરાજ્યના હકવાળી સુધરાઇઓને "બ" વર્ગની સુધરાઈ એ નામ આપવામાં આવ્યું અને બાકીની સુધરાઇઓને તાલુકાના વહીવટદારની દેખરેખ નીચે કેટલાક હક સાથે રાખવામાં આવી જેને "અ" વર્ગની સુધરાઇ એવું નામ આપવામાં આવ્યું.

સંવત ૧૯૬૬ ( સન ૧૯૦૯-૧૦ ) થી "અ" વર્ગની સુધરાઇઓ, "વિશિષ્ટ પંચાયતો" એ નામથી ઓળખાવા લાગી છે અને તેના બંધારણ વીગેરે માટે ગામ પંચાયતના નિયમમાં ઘટીત સુધારો કરવામાં આવ્યો છે.

**સુધરાઇની આર્થિક સ્થિતિ**—આ વખતે વિસનગરની વસ્તી આશરે ૧૪ હજાર માણસની માની લઈ વિસનગર સુધરાઇને માણસ દીઠ આઠ આના પ્રમાણે સાત હજાર રૂપીઆના હીસાબે રૂ. ૫૦૦૦ આશરે કસ્બાજકાતના ઉત્પન્નમાંથી અને આશરે રૂ. ૨૦૦૦ ની ગ્રૅંટ મળી કુલ રૂ. ૭૦૦૦ આશરે મળતા હતા. તે શીવાય બીજી થોડી ઉપજ મળી આશરે રૂ. ૮૦૦૦ થી સુધરાઈનું કામ ચાલતું હતું. આ ગ્રૅંટ સંવત ૧૯૬૫ (સન ૧૯૦૯) સુધી મળી. ત્યાર બાદ તા. ૧૩-૮-૧૯૦૯ ના રોજ નામદાર દિવાન રમેશચંદ્ર દત્તની સહીથી આજ્ઞાપત્રિકામાં નંબર ૩ સન ૧૯૦૯-૧૦ ના જાહેરનામાથી એવો હુકમ થયો કે "તમામ "બ" વર્ગની સુધરાઇઓને સરકારથી મંજુર કરાવી લીધેલા બીજા દર કિંવા કર તમામ "બ" વર્ગની સુધરાઇઓને લેવા માટે સત્તા આપવામાં આવશે. સરકારથી આજ સુધી સદરહુ સુધરાઇઓને મળતી મુકરર કરેલી ગ્રૅંટ હવે આપવાનું બંધ થશે" આ હુકમનો અમલ તા. ૧-૧૧-૧૯૦૯ થી શરૂ થતો હોવાથી સુધરાઈના ઉત્પન્ન સંબંધી વિચાર કરવા તા. ૨૦-૮-૧૯૦૯ ના રોજ વિસનગર સુધરાઈની સમગ્ર સભા મળી અને તે કામ માટે ખાસ કમીટી નીમાઈ. કમીટી એકમત નહીં થવાથી તા. ૨૯-૯-૧૯૧૯ ના રોજ ફરી સુધરાઇની સમગ્ર સભા મળી. તે સભામાં સરકાર તરફથી મળતી સાત હજાર રૂપીઆની ગ્રૅંટ કાયમ રાખવા, જકાત

નાખી ઉત્પન્ન કરવા, ઘર વેરો નાખી પૈસા એકઠા કરવા, એવી જુદી જુદી સુધારા સાથેની દરખાસ્તો રજુ થઇ, અને છેવટે ઘરવેરો નાખી રૂપીઆ સાત હજાર ઉત્પન્ન કરવાનો ઠરાવ વધુમતે થયો, ઘરવેરો લેવાનું ધોરણ ઠરાવ્યું અને તેનો નિયમ ઘડવા કમીટી નીમાઇ.

વિસનગરની પ્રજાએ સુધરાઇના આ ઠરાવ સામે પોતાનો સખ્ત વાંધો જાહેર કરવા તા. ૧૧–૧૦–૧૯૦૯ ના રોજ જાહેર સભા ભરી, અને ઘરવેરાનો ઠરાવ રદ કરી જકાત નાખવાનો ઠરાવ કરવા તા. ૧૫–૧૦–૧૯૦૯ ના રોજ સુધરાઇને અરજી કરી. સુધરાઇએ તે અરજીની હકીકત અને પ્રજાનો વિરોધ ધ્યાનમાં લઇ તા. ૪–૧૨–૧૯૦૯ ના રોજ અસાધારણ સમગ્ર સભા ભરી તેમાં ઘરવેરાનો ઠરાવ રદ કર્યો અને જકાતનો ઠરાવ કર્યો. પછી તા. ૧૦–૧–૧૯૧૦ ના રોજ સુધરાઈમાં જકાત વિરૂદ્ધની અરજી થવાથી પ્રમુખે પસાર થયેલા જકાતના ઠરાવની સાથે રદ થયેલા ઘર વેરાનો ઠરાવ પણ અરજીઓ સાથે ઉપરી અધિકારીઓ તરફ મંજુર થવા મોકલ્યો. આથી સુધરાઈ પ્રત્યે પ્રજાનો જબરો વિરોધ થયો, સરકારમાં પ્રજા તરફથી ઘણી અરજીઓ થઇ, ડેપ્યુટેશન ગયાં, કોર્ટમાં સુધરાઇ સામે દાવા માંડવા વકીલો મારફત સુધરાઇને નોટીસો અપાઇ, ઘરવેરા તરફ મત આપનાર સભાસદો મહાજન બહાર મુકાયા અને તે બધી હકીકત છેવટે ઠેઠ શ્રીમંત મહારાજા સાહેબ સુધી પહોંચી. આ વખતે શ્રીમંતની સ્વારી કડીપ્રાંતના પ્રવાસે હોવાથી તા. ૧૦–૨–૧૯૧૨ ના રોજ સવારે સાતવાગે ઘોડે સ્વાર થઇ વડનગરથી પગરસ્તે શ્રીમંત મહારાજા સાહેબ વિસનગરમાં નવ વાગે પધાર્યા, અને વહીવટદાર કચેરીમાં જ્યાં સુધરાઈની સભાની ગોઠવણ રાખવામાં આવી હતી ત્યાં પધારી સભાસદોની હકીકત સાંભળી, અને ત્યાં ને ત્યાંજ ઘરવેરો રદ કરી જકાત દાખલ કરવાનો હુકમ કર્યો. તે હુકમ પ્રમાણે બે વરસમાં પડેલી ખોટ પુરી કરવા એક વરસ માટે તા. ૧–૫–૧૯૧૧ થી તા. ૩૦–૪–૧૯૧૨ સુધી ઘરવેરો લેવાનું ધોરણ ઠરાવી તા. ૧–૫–૧૯૧૨ ઘરથી

વેરો કાઢી નાખી તેના બદલે જકાત લેવાનું ધોરણ શરૂ કર્યું. આ ધોરણ ટરમીનલ (terminal tax) જેવું હતું. ફકત ગુડઝમાં આવતા અમુક માલની વજન ઉપર જકાત લેવાતી હતી તેથી મુસાફરોને પોટકાં છોડાવવાની કે એવી બીજી કનડગત નહોતી. એક વર્ષ માટે ઉઘરાવેલા ઘર વેરાથી આશરે રૂપીઆ આઠ હજાર ઉત્પન્ન થયા હતા, અને તે પછી નંખાયેલી જકાતથી આશરે રૂપીઆ દસ હજારની ઉપજ દરસાલ થતી હતી, અને સુધરાઇનું કામ સંતોષકારક ચાલતું હતું. પ્રજાને પાણીનાં મુખ્ય સાધન જે તળાવ અને કુવા છે તેની દુરસ્તીનું કામ હાથમાં લેવામાં આવ્યું. દેળીઆ તળાવના આરાનાં ઘસાઇ ગયેલાં અને તુટી ગયેલાં પગથીઆંની દુરસ્તી કરવામાં આવી, હનુમાન જવાના રસ્તે મોટા નુકસાનકારક માટીના ઢગલા હતા તે કાઢી નાખી દીવાલ કરી તળાવનો તે ભાગ દુરસ્ત કરાવ્યો. તળાવમાં પાણી આવતાં થતો અટકાવ દુર કરવા જુનાં ત્રણ ગરનાળાંની જોડે બીજાં બે ગરનાળાં વધારવામાં આવ્યાં, શહેરના ઉદાર ગૃહસ્થોની સખાવતોથી સુધરાઇની દેખરેખ નીચે તળાવ ઉપર કાશી-બનારસ જેવા સુંદર ઘાટો બાંધવામાં આવ્યા, કુવાઓની દુરસ્તી થઈ, સંવત ૧૯૭૪ માં બઝાર વચ્ચે શાક મારકેટ બાંધવામાં આવી, ખંડેરો લઇ થોડા ટુંકા રસ્તાઓ કરવામાં આવ્યા, સ્ત્રીઓ માટે ત્રણ જાજરૂ થયાં, વીગેરે એવાં કામો સુધરાઈ આવકના પ્રમાણમાં સંતોષકારક રીતે કરવા લાગી.

સંવત ૧૯૭૦ માં યુરોપમાં મહાન યુદ્ધ થવાથી જકાતની ઉપજમાં ઘટાડો અને ખરચમાં મોટો વધારો થવા લાગ્યો તેથી ઉત્પન્નનું સાધન વધારવા સરકારનું દબાણ થવા લાગ્યું, અને સીધી અને આડકતરી રીતે ઘરવેરાની ભલામણો થવા લાગી. તા. ૪-૧૨-૧૯૧૮ ના રોજ સુધરાઈની સમગ્ર સભા મળી અને તેમાં જકાત કમી કરી ઘર વેરો લેવાનો ઠરાવ વધુમતે થયો. પ્રજાએ વિરૂદ્ધ પડી ઘણી અરજીઓ સુધરાઇ અને સરકારમાં કરી પણ કાંઈ દાદ મળી નહીં. અને

સરકારે સુધરાઇનો છેવટનો તા. ૧૨–૭–૧૯૧૯ નો ઠરાવ તા. ૧૯–૨–૧૯૨૦ ના રોજ મંજુર રાખ્યો. તે આધારે જકાત લેવાતી બંધ થઈ અને તા. ૧–૮–૧૯૨૦ થી ઘરવેરો શરૂ થયો તે આજ-દીન સુધી લેવાય છે. ઘરની કીંમત ઉપર સેંકડે ૬ આના પ્રમાણે લેવાનું ધોરણ સુધરાઇએ રાખેલું છે. દોઢસો રૂપીઆની કીંમતના ઘરની માફી રાખેલી છે અને રૂપીઆ પંદરથી વધુ નહીં લેવાની આંટ રાખેલી છે. પ્રજાનો ઘરવેરા વિરૂદ્ધનો પ્રયાસ ચાલુ હોવાથી ઘર-વેરો કાઢી નાખી જકાત દાખલ કરવાનો ઠરાવ તા. ૧૮–૧–૧૯૨૪ ના રોજ મળેલી સુધરાઇની સમગ્ર સભામાં થયેલો છે પણ દિલ-ગીરીની વાત છે કે તે ઠરાવને એક વર્ષ થવા આવ્યું પરંતુ છેવટનો નિકાલ થયેલો નથી અને કાયદાવિરૂદ્ધ ઘરવેરો ચાલુજ રહેલો છે. જે ઠરાવ સરકારને રૂચતો હોય છે તેનું ટીપણુ તરતજ મંજુર થાય છે અને નહીં રૂચતા ઠરાવની મંજુરી મળવામાં ઘણા ઘણા પ્રકારનાં વિઘ્નો ઉભાં થાય છે, આથી પ્રજાનું મન વધારે કચવાય છે. ઉપજ કરવાની બાબતમાં જ્યારે નિબંધ અન્વયે સુધરાઇના અભિપ્રાય ઉપર સરકારે કૃપાવંત થઈ છોડેલું છે ત્યારે સરકારે ઘરવેરાની બાબતમાં આટલો બધો આગ્રહ કરી દરમીઆનગીરી કરવી જોઇએ નહીં, સર-કારના આગ્રહથી ન્યાયનું તત્વ દૂર થાય છે અને સભાસદો સરકારની સાથે વિનાકારણ અથડામણમાં આવે છે અને છેવટે તે સંસ્થા સાથે અણગમો ઉભો થાય છે. માટે સરકારે સ્થાનિક સ્વરાજના સિદ્ધાંત અનુસાર પ્રજાને મળેલા હક પ્રમાણે પ્રજા જે કરે તે પ્રમાણે તેનો સ્વીકાર કરવો જોઇએ.

વિસનગર સુધરાઇના ઉપરના ઘરવેરાના ઉત્પન્ન શીવાય વિસનગર કસ્બાના લોકલસેસના આશરે રૂ. ૧૨૦૦ ના ઉત્પન્નમાંથી નીમે ભાગે આશરે રૂપીઆ ૬૦૦ દરસાલ સુધરાઇને સંવત્ ૧૯૬૪ ની સાલથી મળે છે. તે શીવાય ગુન્હા દંડના સોથી સવાસો, જમીનભાડાના ત્રણ-સોથી ચારસો, મારકીટ ભાડાના ત્રણસોથી ચારસો, બાંધ કામના

આશરે અઢીસો, વીગેરે મળી બાર તેર હજારનું દરસાલ ઉત્પન્ન થાય છે, ખરચ પણ તેટલુંજ ઉપડે છે. દિવાબત્તી પાછળ અઢીથી ત્રણ હજાર, સ્વચ્છતા પાછળ સાડાચારથી પાંચ હજાર, ઓફીસ પગાર ખાતે બેથી અઢી હજાર, સાર્વજનીક બાંધકામ પાછળ એક હજારથી બે હજાર ખરચ થાય છે.

સંવત્ ૧૯૬૨ થી ૧૯૬૬ સુધી દવાખાનાને સુધરાઇ તરફથી ડાકટરના પગાર શીવાય બીજા પગારના અને દવાના ખરૂચના રૂપીઆ પંદરસોની આસપાસ આપવા પડતા હતા. આ બાબત સુધરાઇએ પોતાનો વાંધો રજુ કરવાથી સંવત ૧૯૬૭ થી રૂ. ૬૦૦ અને સંવત ૧૯૭૯ થી રૂ. ૬૭૫ આપવા સરકારનો હુકમ થયો છે. શીતલા ખાતે પ્રથમ રૂ. ૭૭ અપાતા હતા તે વધારી સંવત ૧૯૭૧ થી રૂ. ૧૨૯ કરેલા છે. સુધરાઇનો હીસાબની તપાસણી સરકાર તરફથી દરસાલ થાય છે તેના મહેનતાણાના એક ટકા પ્રમાણે દર વરસે સોથી દોઢસો રૂપીઆ આપવા પડે છે. આ ઉપરાંત અગ્નિ શાંતિ માટે, રસ્તા દુરસ્તી પાછળ, પાણી છંટકાવ વીગેરેમાં ખરચ થાય છે.

આ સ્થળે જણાવવું પડે છે કે આવી સંસ્થાઓ પાસેથી સરકારના ખરચે ચાલતી સાર્વજનિક સંસ્થા માટે ફાળાની રકમ લેવામાં સરકારે ધારણ કરેલી રાજનીતિ બરાબર નથી. પ્રજાની આર્થિક સ્થિતિ એવી નથી કે દવાખાનાં, પ્રાથમિક કેળવણીની શાળાઓ વીગેરેના ખરચનો ફાળો ઉપાડી શકે; છતાં સરકાર તેવા પ્રકારની માગણી કરે છે તો સભાસદો તેનો સ્વીકાર કરી ફાળો આપે છે પરંતુ તે ફાળાને ધીમે ધીમે એવો વધારવામાં આવે છે કે છેવટે સભાસદોનું મન નારાજ થાય છે અને લાચારીથી ના કહેવાનો સંભવ ઉભો થાય છે. દવાખાનાનો ફાળો રૂ. ૬૦૦ નો આપવાનો ઠરેલો તે વખતે અત્રે પહેલા વર્ગનું દવાખાનું હતું તે સંવત ૧૯૭૨ માં ત્રીજા વર્ગનું કરવામાં આવ્યું તેથી ન્યાયની દૃષ્ટિએ જોતાં ફાળાની રકમ કમી કરવી જોઇએ પરંતુ તેમ નહીં કરતાં ઉલટ રૂ. ૭૫ નો વધારો કરવામાં આવ્યો.

વળી આટલેથી નહીં અટકતાં દવા અને શસ્ત્રોનું ખરચ વધારે થાય છે માટે ફાળામાં ૧૨॥ ટકાનો વધારો થવો જોઈએ " એવી મતલબની સરકારની સૂચના થવાથી તા. ૧૬–૧૨–૧૯૨૪ ની સભામાં તેનો સ્વીકાર થયો. આથી ફાળામાં આશરે રૂ. ૮૫ નો વધારો થશે આ પ્રમાણે વધારો કરવામાં આવે તે ઇષ્ટ નથી. વિસનગરની પ્રજાની કેવી પાયમાલી થયેલી છે તેનું સવિસ્તર દયાજનક વર્ણન ગયા પ્રકરણમાં આપેલું છે. વસ્તી અને વેપારથી પાયમાલ થયેલા વિસનગર ઉપર તો સરકારે ખાસ કૃપા કરી વિસનગર સુધરાઈ ઉપર જરાપણ બોજો નહીં નાખતાં પોતે ઉપાડી લઇ વૈદકીય મદદ આપવી જોઇએ. સભાસદોની ફરજ છે કે તેમણે પ્રજાની સ્થિતિ ધ્યાનમાં લઈ અને તે સરકારના ધ્યાન ઉપર લાવી સરકાર તરફથી ખરચની બાબતમાં થતી ભલામણો સ્વીકારતાં પહેલાં પૂર્ણ વિચાર કરવો જોઇએ.

જ્યારથી "બ" વર્ગની સુધરાઈ થઇ ત્યારથી એટલે સંવત ૧૯૬૨ થી તે સંવત ૧૯૮૦ સુધીના આવક જાવકના વીગતવાર આંકડા નીચે પ્રમાણે બે કોષ્ટકમાં બતાવ્યા છે તે જોવાથી સુધરાઇની પાછલી અને ચાલુ આર્થિક સ્થિતિ સંપૂર્ણ રીતે સમજવામાં આવશે અને પાછલા અનુભવ ઉપરથી ભવિષ્યમાં કેમ કરવું તે સુઝી આવશે—

## વિસનગર સુધરાઇની આવકનું કોષ્ટક. ( સંવત ૧૯૬૨ થી ૧૯૮૦ સુધી )

| સંવત | ગ્રૅંટ અગર જકાત | ઘર વેરો | લોકલ સેસ | મુન્હા ફંડ | ડબા ઉપજ | જમીન ભાડું | મારકીટ ભાડું | બાંધ કામ | પરચુરણ | કુલ ઉપજ. રૂપીઆ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૬૨ | ગ્રેન્ટ ૬૯૭૭ | | | | ૩૦ | | | ૨૨ | ૧૬૬ | ૭૧૯૫ |
| ૧૯૬૩ | ૬૯૩૩ | | | | ૧૮ | | | ૫૫ | ૯૧ | ૭૦૮૭ |
| ૧૯૬૪ | ૭૦૦૦ | | ૬૩૨ | | ૮૦ | | | ૮૨ | ૨૪ | ૭૮૧૯ |
| ૧૯૬૫ | ૭૦૦૦ | | ૬૩૩ | | ૧૪૫ | | | ૧૨૧ | ૩૫ | ૭૯૩૪ |
| ૧૯૬૬ | ૧૭૫૦ | | ૬૩૦ | ૧૧ | ૩૦૦ | | | ૧૦૩ | ૭૧ | ૨૮૬૫ |
| ૧૯૬૭ | ૦ | | ૬૩૭ | ૫૨ | ૧૩૮ | | | ૧૦૭ | ૨૩૫ | ૧૧૬૯ |
| ૧૯૬૮ | જકાત ૧૪૫૬ | ૬૫૨૮ | ૦ | ૨૦ | ૬૧ | | | ૬૧ | ૨૧ | ૮૧૪૭ |
| ૧૯૬૯ | ૯૮૧૪ | ૧૧૨૧ | ૬૩૨ | ૬૪ | ૦ | | | ૭૪ | ૫૪૦ | ૧૨૪૪૫ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૦ | ૧૦૫૦૪ | ૩૦૪ | ૬૪૯ | ૨૦૯ | ૬૧ | | | ૯૨ | ૫૮ | ૧૧૮૭૭ |
| ૧૯૭૧ | ૯૧૮૮ | ૭ | ૬૫૦ | ૧૧૫ | ૬૬ | | | ૮૮ | ૨૨૯ | ૧૦૩૪૩ |
| ૧૯૭૨ | ૮૪૭૪ | | ૬૫૬ | ૧૩૪ | ૮૮ | | | ૫૨ | ૧૮૨ | ૯૫૮૬ |
| ૧૯૭૩ | ૯૩૪૨ | | ૬૩૯ | ૬૨ | ૭૮ | | ૭૨ | ૫૮ | ૪૪૧ | ૧૦૬૯૨ |
| ૧૯૭૪ | ૮૪૧૪ | | ૬૩૨ | ૧૬૦ | ૮૨ | | ૨૭૦ | ૭૨ | ૯૩ | ૯૭૨૩ |
| ૧૯૭૫ | ૧૦૧૦૮ | | ૬૩૨ | ૧૪૬ | ૮૧ | | ૧૧૩ | ૧૦૪ | ૧૫૪ | ૧૧૩૩૮ |
| ૧૯૭૬ | ૯૭૨૩ | | ૬૫૦ | ૯૧ | ૪૭ | ૩૩૩ | ૫૩૮ | ૨૫૭ | ૧૩૦ | ૧૧૭૬૯ |
| ૧૯૭૭ | બંધ કરી | ૯૧૭૧ | ૪૮૫ | ૧૧૭ | ૫૩ | ૧૫૬ | ૩૯૪ | ૨૬૭ | ૭૪ | ૧૦૭૧૭ |
| ૧૯૭૮ | | ૧૦૨૨૯ | ૬૯૩ | ૧૧૦ | ૯૭ | ૩૨૭ | ૪૭૮ | ૨૦૧ | ૨૬૭ | ૧૨૪૦૨ |
| ૧૯૭૯ | | ૧૧૦૪૯ | ૬૮૯ | ૧૧૯ | ૪૯ | ૩૮૩ | ૩૩૩ | ૨૭૫ | ૩૪૮ | ૧૩૨૪૫ |
| ૧૯૮૦ | | ૧૩૬૩૪ | ૯૬૮ | ૮૮ | ૧૬ | ૩૯૫ | ૩૬૭ | ૨૦૮ | ૩૮૫ | ૧૬૦૬૧ |

## વિસનગર સુધરાઈના ખરચનું કોષ્ટક. ( સંવત ૧૯૬૨ થી ૧૯૮૦ સુધી )

| સંવત. | દીવાબત્તી | સ્વચ્છતા | ઓફીસ પગાર | દવા ખાનુ | શીતળા | તપા-સણી | અગ્નિ શાંતિ | વળતર | બાંધ કામ | પરચુરણ | કુલ ખરચ રૂપીઆ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૬૨ | ૭૭૩ | ૧૮૩૪ | ૫૩૦ | ૧૭૬૦ | ૭૭ | ૭૮ | ૨ | ૦ | ૧૦૩ | ૬૦ | ૫૨૧૭ |
| ૧૯૬૩ | ૭૦૬ | ૧૮૦૬ | ૫૩૫ | ૧૬૭૯ | ૭૭ | ૭૪ | ૨ | ૯૨ | ૩૭૮ | ૧૬૯ | ૫૫૧૮ |
| ૧૯૬૪ | ૧૧૯૦ | ૧૯૫૮ | ૪૭૭ | ૧૬૬૦ | ૭૭ | ૭૩ | ૯૪ | ૦ | ૨૧૧ | ૩૧૭ | ૬૦૫૭ |
| ૧૯૬૫ | ૧૨૯૧ | ૨૬૧૮ | ૬૩૪ | ૧૧૨૩ | ૭૭ | ૧૨૨ | ૩૮ | ૦ | ૧૫૩૭ | ૮૩ | ૭૫૨૩ |
| ૧૯૬૬ | ૧૦૭૯ | ૨૧૩૧ | ૫૮૨ | ૧૩૪૦ | ૭૭ | ૭૬ | ૨ | ૦ | ૦ | ૧૪૮ | ૫૪૩૫ |
| ૧૯૬૭ | ૧૦૩૩ | ૨૨૪૧ | ૬૪૪ | ૬૦૦ | ૭૭ | ૬૨ | ૧૫ | ૦ | ૪૬ | ૭૬ | ૪૭૯૪ |
| ૧૯૬૮ | ૧૫૩૫ | ૨૨૯૦ | ૯૦૦ | ૬૦૦ | ૭૭ | ૩૯ | ૨૮ | ૦ | ૨૧૯૯ | ૨૪૫ | ૭૯૧૩ |
| ૧૯૬૯ | ૧૦૬૫ | ૨૯૨૦ | ૧૨૭૯ | ૬૦૮ | ૭૭ | ૪૦ | ૪૪ | ૦ | ૪૨૯૪ | ૧૨૫૪ | ૧૧૫૭૩ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૦ | ૧૩૪૨ | ૨૫૫૮ | ૧૨૩૧ | ૬૦૦ | ૭૭ | ૭૨ | ૦ | ૭૮ | ૨૯૩૫ | ૪૯૯ | ૯૩૯૨ |
| ૧૯૭૧ | ૧૭૬૩ | ૨૬૭૮ | ૧૧૦૧ | ૬૦૦ | ૧૨૯ | ૧૦૮ | ૬૬ | ૦ | ૨૯૮૮ | ૬૪૧ | ૧૦૦૭૪ |
| ૧૯૭૨ | ૧૭૩૫ | ૨૫૫૮ | ૧૪૭૦ | ૬૦૦ | ૧૨૯ | ૧૧૫ | ૧૧૦ | ૨૯૨૨ | ૨૯૨૩ | ૧૦૦ | ૧૨૬૬૨ |
| ૧૯૭૩ | ૨૦૭૧ | ૨૭૨૧ | ૧૧૮૩ | ૬૦૦ | ૧૨૯ | ૧૦૬ | ૬ | ૭૯૩ | ૫૦૪૭ | ૪૫ | ૧૨૭૧૧ |
| ૧૯૭૪ | ૨૩૩૪ | ૩૦૪૪ | ૧૪૪૦ | ૬૦૦ | ૧૨૯ | ૧૧૦ | ૫૮ | ૯૩ | ૧૯૮૬ | ૨૦૫ | ૯૯૯૯ |
| ૧૯૭૫ | ૨૪૩૪ | ૩૩૩૪ | ૧૪૯૩ | ૬૦૦ | ૧૨૯ | ૮૭ | ૨૮ | ૧૧૦ | ૧૨૩૭ | ૬૧૨ | ૧૦૦૭૪ |
| ૧૯૭૬ | ૨૭૭૩ | ૩૬૧૫ | ૧૯૭૧ | ૬૦૦ | ૧૬૯ | ૦ | ૯૬ | ૨૧૨ | ૧૧૪૮ | ૩૭ | ૧૦૬૨૧ |
| ૧૯૭૭ | ૨૬૪૮ | ૩૭૫૩ | ૨૧૭૧ | ૬૦૦ | ૧૬૯ | ૧૧૭ | ૫૬ | ૦ | ૫૦૯ | ૧૩૪ | ૧૦૧૫૭ |
| ૧૯૭૮ | ૩૧૪૪ | ૪૩૨૦ | ૨૦૮૮ | ૬૦૦ | ૧૬૯ | ૧૦૫ | ૮ | ૧૦૩ | ૮૪૬ | ૯૨ | ૧૧૪૭૫ |
| ૧૯૭૯ | ૨૭૯૫ | ૪૭૯૫ | ૨૨૫૦ | ૬૭૫ | ૧૬૯ | ૧૧૭ | ૦ | ૧૬૬ | ૧૦૯૭ | ૧૩૭ | ૧૨૨૦૧ |
| ૧૯૮૦ | ૨૮૧૨ | ૪૯૦૮ | ૧૭૪૭ | ૬૭૫ | ૧૬૯ | ૧૨૫ | ૦ | ૧૦૪ | ૨૬૩૧ | ૮૧૦ | ૧૩૯૮૦ |

**સુધરાઇનું બંધારણ**—સુધરાઇની ચુંટણી દર ત્રણ ત્રણ વરસે દરેક સભાસદોની થતી હતી તે ધોરણ બદલાઈ સંવત ૧૯૭૧ થી દર સાલ ૩ે સભાસદોની ચુંટણી ત્રણ વરસ માટે થવા લાગી. આ ધોરણ બધી રીતે સંબંધ ધરાવતી બધી સંસ્થાઓમાં બરાબર બંધબેસતું નહીં હોવાથી તે રદ કરી ફરી પ્રથમનું મૂળ ધોરણ એટલે ત્રણે વરસે બધા સભાસદોની ચુંટણી કરવાનું ધોરણ સંવત ૧૯૮૦ માં દાખલ થવાથી તે વર્ષે નવેસર બધા સભાસદોની ચુંટણી ત્રણ વરસ માટે થઈ છે. આ ચુંટણીમાં ઘણા મોટા ભાગે નવા સભાસદો દષ્ટિગોચર થાય છે.

**વૉર્ડની હદ**—વિસનગરની ચુંટણી કરવા માટે તેના દસ વૉર્ડ ભાગ-કરવામાં આવ્યા છે. આ વૉર્ડની સરહદો વસ્તી ગણત્રી વખતે વિસનગરના જુદા જુદા પાડેલા વિભાગ પ્રમાણે નક્કી કરી સંવત ૧૯૭૦ માં મંજુર કરાવેલી છે. તે વૉર્ડ નીચે પ્રમાણે છે—

**વૉર્ડ ૧ લો**—કચેરીના ઝાંપાથી જમણી લાઇનમાં શ્રાવણ શેરી, ખજુરી મહોલ્લો, કડા દરવાજાની અંદર સીપાઇ લોકોનો કસ્બો, કાળુ-પરાનો માઢ, શલુ પારેખની ખડકી, ગાંયજાશેરી, માળીની ખડકી, જાનીવાડો તથા જાનીવાડા બહાર બઝાર તરફ જવાની સડક ઉપર જમણી બાજુનાં મકાનો, ઘેલા બકરીની ખડકી તથા પુરી સાંકડી શેરી.

**વૉર્ડ ૨ જો**—સાંકડી શેરીના નાકે સડક ઉપર જમણી બાજુએ મણીઆર સેવકરામ રામચંદની દુકાનથી મણીઆર વાડો, નાની મોટી કંસારાપોળ અને કંસારાપોળ બહાર જમણી બાજુના બજા-રની દુકાનોથી કાજીવાડામાં પેસતાં જમણી બાજુનાં મકાનો પટલી-આના ચોરા સુધી અને ચોરાથી આગળ જતાં જાનીવાડાનું ચોખુંડું ફત્તેહ દરવાજા અંદર ઘાંચીવાડા તરફ જતાં રસ્તા ઉપરનાં મકાનો તથા ઘાંચીવાડાની ખડકી સુધી.

**વૉર્ડ ૩ જો**—ઘાંચીવાડાની ખડકીમાંથી બહાર નીકળતાં જમણી બાજુનાં મકાન તથા બાજી પટેલની વહોરવાડ તથા સદર મહોલ્લા

બહાર કાજી સાહેબની મસીદ તથા તે લાઇનનાં મકાનો, કાજીવાડા બહાર બઝારની સડક ઉપર જમણી બાજુની દુકાનો તથા દેસાવાળ વાણીઆનો માઢ, રંગરેજની પોળના નાકા સુધી તથા રંગરેજની પોળ, ઢેડવાડો, ભોઇવાસ, નવા વાસનો ટેકરો તથા રંગરેજનીપોળમાં મસીદની લાઇનથી સદર રંગરેજનીપોળના નાકે લાલા અંબારામના ઘર સુધી.

**વૉર્ડ ૪ થો**—રંગરેજનીપોળ બહાર બજારની સડક ઉપર જમણી બાજુની દુકાનો તથા ઢાલગરાની ખડકી તથા દુકાનો, નવો વાસ (ટેકરા શીવાય) નવા વાસના નાકે મસીદથી આગળ જતાં બજારની દુકાનો, ભૂતવાડો તથા બજારની દુકાનો, લાલ દરવાજો તથા લાલ દરવાજા બહાર શ્રાવકનું દેરાસર, ત્યાંથી આગળ જતાં વડનગરી દરવાજા અંદર પોલીસ ગેટની લાઇનનાં મકાનો, મેમણવાસ, ઓડ-વાડો, હરીદાસનો અખાડો, સરકારી બાગથી લાયબ્રેરીના મકાન સુધી, વહોરા કુવા ઉપરનાં મકાનો, ગોકળભાઇ મુળચંદની ધર્મશાળાની લાઇનનાં મકાનો, ગટીઆ વાસ, ઘીકાંટો, રબારીવાડો, પટણી દરવાજો, ત્યાંથી પાછા વળતાં સડક ઉપર પાંજરાપોળની દુકાનો ઝાંપલીપોળ સુધી તથા રામજી મંદીરથી રઘુનાથ મીસ્ત્રીની ખડકી સુધી.

**વૉર્ડ ૫ મો**—રઘુનાથ મીસ્ત્રીની ખડકી બહાર સુથારનો માઢ, ત્યાંથી સલાટવાડે જતાં જમણી બાજુનાં મકાન, કુંભારવાડો, ગુંદી-ખાડનું પરૂં, ભાટવાડો, સલાટવાડો, જોઇતા ગલાલનો માઢ, શંકર સોદાનો માઢ, નગારી ભાટવાડો, ત્યાંથી પાછા વળતાં પટેલીઆનો માઢ, શીતળા માતાની ખડકી, ગુંદીખાડનો ચોરો, તથા હરીચંદની ખડકી, ધંતુરીઆપોળ, રતનપોળ, નારાયણ પટેલનો માઢ, દકુનો માઢ, પીંપળાવાળીપોળ તથા રવિકરણ કોડાળની ખડકી.

**વૉર્ડ ૬ ઠો**—રવિકરણ કોડાળની ખડકી બહાર બાવાવાળી-પોળ, ગોવિંદ ચકલાના ચોરાથી ગોવિંદ ચકલાના રામજી મંદીર સુધી. ત્યાંથી સવાળા દરવાજા તરફ જતાં મકાનો, રાવળીઆ વાસ, ઓડવાડો, મોચી લોકોનાં ઘર, વૃજલાલ બળદેવવાળું ડહેલું, સિદ્ધનાથ

મહાદેવની પોળ, ત્યાંથી બહાર નીકળી મોચી લોકોનાં ઘર તથા લાલા ભગતના મંદીરના સામે વલ્લભરામ હેમચંદ વીગેરેનાં ડહેલાં, મંડાળીઆની ખડકી, ગોલવાડ, તથા ગોલવાડના નાકે પંડયા ભુલા કેશવરામના ઘરની લાઇનમાં ગુંદીખાડે ચોરાની નિશાળ, ત્યાંથી માર કંસારા વીગેરેનાં ઘર તથા સ્વામી નારાયણના મંદીરથી ગોસાવાડ, સાજીનું દેરૂં, લવારની ખડકી, પટલીઆનો માઢ, ત્યાંથી આગળ જતાં ઝાંપલીપોળે સડક ઉપર નાયકા ચંદા કુંવરના મકાનથી લાલ દરવાજાની અંદર છીંપા ભીખા દુલભાની દુકાન સુધી.

**વૉર્ડ ૭ મો**—લાલ દરવાજેથી બઝારમાં આવતાં જમણી બાજુએ કંસારા રાયચંદ કસ્તુરની દુકાનથી નગીના મસીદવાળો મહોલ્લો, તથા તેની બહાર બજારની દુકાનો મોટી મસીદ સુધી તથા વહોરવાડ તથા તેની બહાર લલ્લુ કેવળની દુકાનેથી મંડી સુધી, ત્યાંથી મંડીના ખાંચામાં છીંપાવાડ, તંબોળી શેરી, તેની બહાર સામી લાઇનનાં મકાનો, શ્રાવકનો ઉપાશ્રય, તથા મંડીના ખાંચાના નાકે પાણીની પરબ તથા બઝારની દુકાનો નાની મસીદ સુધી, ગાંધીની ખડકી, પારેખ પોળ તથા બઝારની દુકાનો, ભુદરજીનો માઢ, ત્યાંથી ચકલા પોળ, ઉંદરડી પોળ, પુરાણીની ખડકી, ભાંડીઆ પોળ, બહુચરાજી માતાની ખડકી, ત્યાંથી ભેંસીઆ પોળના નાકે સરસ્વતી માતાનું મંદીર.

**વૉર્ડ ૮ મો**—ભેંશીઆ પોળ, ઠાકોર મહેતાની નિશાળ તથા તેની સામેની લાઇનનાં મકાનો, તથા શુકલની ખડકી, દાંડીઆ પોળ, હાડીઆ પોળ, તથા ત્યાંથી બઝારના નાકા સુધીનાં મકાનો, તથા બઝારના નાકાથી કચેરી તરફ જતાં સડક ઉપરનાં મકાનો હવેલી થાણા સુધી, ત્યાંથી આગળ જતાં મીરાંનો ખાંચો; મહાઇવાડો, તથા માળીવાડા બહારનાં જમણી બાજુનાં મકાનો તથા ભેંશીઆપોળના ખાંચા આગળ જાની નાથુરામ પ્રભુરામનું ડહેલું, કોઠારીની ખડકી, ઉંચી ફળીનો માઢ તથા ગંજી પુરી.

**વૉર્ડ ૯ મો**—ગંજીના નાકે શિવશંકર શોભારામની ધર્મશા-ળાથી લાલનો ખાંચો, નીલકંઠ મહાદેવનો ખાંચો; મોંડાશી ચોપટું, હરે-શ્વરનો માઢ, ઢેડવાડો, રબારીવાડો, ત્યાંથી પાછા વળતાં લાલજી મહા-રાજની પોળ સુધીના રસ્તા ઉપરનાં મકાનો તથા લાલજી મહારાજ-નીપોળ તથા મોંડાશી ચોપટાના નાકે રામજી મંદીર, મગન નરશી-રામ વાળી ખડકી, દીપરૂં તથા રાંદલ માતાનો માઢ તથા સદર માઢ-માંથી નીકળી જમણી બાજુની લાઈનમાં માણેકચંદનો માઢ, પ્રભુદાસ પટેલનો માઢ, તથા સવાળીઆની ખડકી, વાંસડાવાળો માઢ, છાબલી-આની ખડકી, તથા સરકાર કચેરીના કંપાઉંડ સુધી.

**વૉર્ડ ૧૦ મો**—વિસનગર કસ્બાના ૬ એ દરવાજા એટલે કે કડાનો દરવાજો, ફત્તેહ દરવાજો, વડનગરી દરવાજો, પટણી દરવાજો, સવાળા સરવાજો, દીપરા ( બીબીપરાનો ) દરવાજો એ રીતે ૬ દર-વાજા બહારનાં સુધરાઇની હદનાં મકાનો.

**સુધરાઇને મળેલા અધિકારો**—રસ્તામાં ગંદકી કર્યા બદલ ગુન્હાઓ, બીનપરવાનગીથી કરેલા બાંધકામ બદલના ગુન્હાઓ, સુધરાઇએ કરેલા કાયદાનો ભંગ કર્યા બદલના ગુન્હાઓની ચોકશી વિસનગર સુધરાઈ માટે ખાસ નીમાયેલી ત્રીજા વર્ગના ઓનરરી મે-જીસ્ટ્રેટોની યુગલ આગળ ચાલે છે, યુગલ રીતસર આરોપીઓ ઉપર સમન્સ કાઢે છે, તે સમન્સ પોલીસ મારફત બજાવાય છે, હાજર નહીં રહેનાર ઉપર વારંટ પણ કાઢી શકાય છે, આરોપીને વકીલ રાખવાની છુટ રાખેલી છે. રીતસર સંક્ષિપ્ત રીતે કેસ ચાલે છે અને આરોપીઆના દંડ કરી શકાય છે. તેવા દરસાલ આશરે ૧૫૦ કેસ થાય છે. તેના ઉપર અપીલ મેસાણાની ડીસ્ટ્રીકટ કોર્ટમાં ચાલે છે, અને તેના ઉપર અપીલ વરીષ્ટ કોર્ટમાં થાય છે. આ ઓનરરી મેજી-સ્ટ્રેટોની યુગલોની નીમણુક સુધરાઇ, મહાલપંચાયત, અને પ્રાંતપંચાયતની ભલામણ ઉપરથી ગામના ગૃહસ્થોમાંથી થાય છે અને છેવટની તે નીમ-ણુક વરીષ્ટ કોર્ટ મંજુર કરી તેમનાં નામો આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કરે છે.

નાસાબીત થયેલા કેસોના ઠરાવની નકલોં સુબા (પ્રાંત ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧) તરફ અને સાબીત થયેલા કેસોના ઠરાવની નકલો પ્રાંત ન્યાયાધીશી ( જડજ ) તરફ મોકલવામાં આવે છે. સુબાને યોગ્ય લાગે તો નાસાબીત થયેલા કેસ ફરી હાથ ઉપર લેવા (રીવીઝન કરવા ) વરીષ્ટ કોર્ટને ભલામણ કરી શકે છે અને સાબીત થયેલા કેસોમાં થયેલી શિક્ષામાં વધારો કે ઘટાડો કરવા પ્રાંત ન્યાયાધીશીને અધિકાર છે. યુગલ કોર્ટ વરીષ્ટ ન્યાયાધીશીના તાબાની ગણાય છે.

વિસનગર સુધરાઇએ જન્મ તથા મરણ નોંધાવવાના, નવીન મકાન બાંધવા બાબતના, ઘર વેરાના, જમીનનો ભાડે હંગામી ઉપયોગ કરવા બાબતના પોતાને મળેલા અધિકાર અન્વયે નિયમો ઘડી સરકારની મંજુરી મેળવી અમલમાં મુકેલા છે. તે વિરૂદ્ધ વર્તન કરનારને સુધરાઈ ફોજદારી યુગલ દ્વારાએ દંડ કરાવી શકે છે.

ફરજયાત શાળામાં ગેરહાજર રહેનાર છોકરાંનાં પત્રક સુધરાઇ તરફ શાળાના શિક્ષકો દરમાસે મોકલે છે તે ઉપરથી સુધરાઇમાંથી નીમાયેલી બે સભાસદોની ફરજયાત દંડ કમીટી ગેરહાજર રહેનાર છોકરાંનાં વાલી ઉપર નોટીસ કાઢે છે અને ઠરેલી મુદતે હકીકત સાંભળી લઇ ગેરહાજરી બદલ દંડ કરે છે. માફ કરવાનો તેમજ શાળાના શિક્ષકની કસુર હોય તો તેમના ઉપરી તરફ લખવાનો કમીટીને અધિકાર છે. વળી ફરજયાત નિબંધ પ્રમાણે પૂરી થયેલી ઉમરનાં બાળકો દંડપત્રકે દાખલ થઇને આવતાં હોય તેવાં બાળકોનાં નામ સુધરાઇના ચેરમેન ચોકશી કરી કમી કરી શકે છે.

લગ્ન કર્યાં પછી ૧૫ દિવસમાં તેની નોંધ સુધરાઇમાં કન્યાના વાલીએ કરાવવી જોઇએ. નહીં નોંધાવનાર ઉપર મેજીસ્ટ્રેટ કોર્ટમાં સુધરાઇ ફરીયાદ કરે છે અને ગુન્હેગાર રૂ. ૧૦ સુધી દંડને પાત્ર થાય છે.



# પ્રકરણ ૯ મું.

## માધ્યમિક કેળવણી—અંગ્રેજીશાળા.
## ( Secondary Education )

વિસનગરમાં અંગ્રેજી કેળવણી માટે એક હાઈસ્કૂલ છે તે જી. ડી. હાઇસ્કૂલ એ નામથી ઓળખાય છે. તે માટે બે જુદાં જુદાં મકાનો સ્ટેશનથી ઉતરતાં ડાબા હાથની સડક ઉપર આવેલાં છે તે સંબંધી વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે—

વિસનગરમાં તા. ૮–૧૨–૧૮૮૨ ( સંવત ૧૯૩૯ ) ના રોજ સરકાર તરફથી ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ ઉઘાડવામાં આવી હતી, જેમાં પ્રથમ અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરાવવામાં આવતો હતો. શરૂઆતમાં છોકરાઓની સંખ્યા ૨૫ આસપાસ રહેતી હતી અને નવા વાસમાં જતાં ડાબા હાથે એક ડહેલાના મેડા ઉપર ભાડે બેસતી હતી. હાલ તે ડહેલું કાયમ છે. પછી વિદ્યાર્થીઓની સંખ્યા વધવાથી જગાનો સંકોચ પડવા લાગ્યો તેથી તે મકાન બદલી સન ૧૮૮૮ ( સંવત ૧૯૪૪ )માં લાલદરવાજા બહાર સ્વ૦ શેઠ માણેકચંદ ખુશાલચંદના મકાનનો મેડો ભાડે રાખવામાં આવ્યો. સન ૧૮૮૯ ના જાન્યુઆરીની પહેલી તારીખે ચોથું ધોરણ તથા ઓગસ્ટની પહેલી તારીખે પાંચમું ધોરણ અને તે પછી ૬ વરસે સન ૧૮૯૫ માં છઠ્ઠું ધોરણ ઉઘાડવામાં આવ્યું. વિદ્યાર્થીઓની સંખ્યા સન ૧૯૦૮ ( સંવત ૧૯૬૪ ) સુધી સોની આસપાસ રહેવા લાગી. પોતાના છોકરાઓને અંગ્રેજી ભણાવવા તરફ લોકોની વધારે ઇચ્છા થવાથી અને હાઇસ્કૂલના અભાવે છોકરાઓને બહાર ગામ ભણવા મોકલવા પડતા હોવાથી વિસનગર મહાજનના આગેવાન શ્રીમંત ગૃહસ્થોએ મળી એક કાર્યવાહક સમિતિ નીમી રૂપીઆ અઢાર હજાર ઉદાર

ગૃહસ્થોમાંથી એકઠા કરી વિસનગરમાં કાયમની સરકારી હાઇસ્કૂલ ઉઘડે એવી મુખ્ય સરત કરી સરકારને વિસનગરના રહીશ રા. વકીલ ગીરધરલાલ ડોસાભાઇની મારફત આપ્યા. એ સરત પ્રમાણે વિસનગરમાં સરકારી હાઇસ્કુલ તા. ૧-૬-૧૯૧૫ ના રોજ ઉઘાડવામાં આવી, અર્થાત્ મેટ્રીકલાસ જે ખુટતો હતો તે ઉઘાડવામાં આવ્યો, અને તે તા. ૧-૭-૧૯૧૯ ના રોજ સરકારે કાયમનો કરી સરકારી ધોરણ પ્રમાણે ચાલતો કર્યો.

છોકરાઓની સંખ્યા વધવાથી અને ભાડાના મકાનમાં પુરતી જગો અને સવડ નહીં હોવાથી હાઇસ્કૂલ માટે સારૂં મકાન બાંધવા અને તે સાથે બોરડીંગ હાઉસ બાંધવા મહાજનની કાર્યવાહક સમિતિ ઉપરના ફંડની સાથે તેના પણ પૈસા એકઠા કરવાની તજવીજ કરતી હતી અને વિસનગરના રહીશ શેઠ મણિલાલ ગોકલભાઈ મૂળચંદે રૂપીઆ પચીસ હજાર અમુક સરતે આપવા ઉદારતા પણ બતાવી હતી, અને સરકાર સાથે પત્ર વ્યવહાર ચાલતાં સરકારે એસ્ટીમેટ અને પ્લૅન તૈયાર કરાવી સાઠ હજારનું મકાન બાંધવાનો હુકમ પણ છોડી દીધો હતો, તે દરમીઆન સ્વ૦ શેઠ. ગોકળભાઇ દોલતરામનાં વિધવા પત્ની ચુનીબાઇ (દાતાર મંડળ) એ સ્ટેશન ઉપર આવેલી પોતાની ધર્મશાળાનું મોટું મકાન હાઇસ્કૂલ માટે સરકારને અર્પણ કર્યું તે એવી સરતે કે તેનું નામ શેઠ ગોકળભાઈ દોલતરામ હાઇસ્કૂલ રાખવું અને તેની સાથે તેમના નામનું બોરડીંગ હાઉસ પણ ઉઘાડીને સરકારે ચલાવવું, અને તે માટે તેમાં ઘટતો સુધારો વધારો સરકારે કરી લેવો. આ અન્વયે સન ૧૯૧૭ (સંવત ૧૯૭૩)માં હાઈસ્કૂલ ધર્મશાળાના મકાનમાં બેસવા લાગી અને તેનું નામ જી. ડી. હાઇસ્કૂલ ( G. D. High School ) પાડવામાં આવ્યું, અને મુંબઇ યુનીવર્સીટીમાં તે નામ રજીસ્ટર્ડ કરાવવામાં આવ્યું. મકાનના મુખ્ય બારણાની બાજુની બંને દીવાલો ઉપર નીચે પ્રમાણે અંગ્રેજી અને ગુજરાતીમાં આરસના પાટીઆ ઉપર લેખ લખવામાં આવેલા છે—

The building was erected in the year 1907 A. D. by the late Sheth Gokalbhai Dolatram of Visnagar at a cost of Rs. 50,000/- and his wife Bai Chunibai gave it to the Government of his Highness the Maharaja Gaekwar for the use of Visnagar High School and Boarding House to be known hereafter as Sheth Gokalbhai Dolatram High School. 18th June 1917.

તેનો તરજુમો ગુજરાતીમાં બીજા પાટીઆમાં નીચે પ્રમાણે છે–

આ મકાન વિસનગરનિવાસી સદ્દગત શેઠ ગોકળભાઇ દોલતરામે રૂ. ૫૦૦૦૦ ના ખરચે સન ૧૯૦૭ માં બંધાવ્યું હતું તે તેમના સ્મરણાર્થે તેમનાં ધર્મપત્ની બાઇ ચુનીએ શ્રીમંત મહારાજા ગાયકવાડની સરકારને શ્રી વિસનગર હાઇસ્કૂલ અને બોરડીંગ હાઉસના ઉપયોગ માટે ઉદારતાથી આપ્યું છે ને તે હવેથી શેઠ. ગોકળભાઈ દોલતરામ હાઇસ્કૂલના નામથી ઓળખાશે. તારીખ ૧૮ મી જુન ૧૯૧૭.

આ પ્રમાણે બંને બાજુએ લેખો લગાડવામાં આવ્યા છે અને ત્યારથી તે હાઇસ્કુલ જી. ડી. હાઇસ્કૂલના નામથી ચાલે છે.

આ મકાનમાં સાતે ધોરણના છોકરાઓને બેસવાની તથા બોરડીંગ હાઉસના છોકરાઓને રાખવાની સવડ નહીં હોવાથી અને સરકારે ખુટતી ગોઠવણ કરી લેવાનું સરતમાં ઠરેલું હોવાથી મારા તરફથી ઘણી વખત ધારાસભામાં સરકારને સૂચના કરવામાં આવતી હતી તે ઉપરથી છેવટે દીવાન સાહેબ સર મનુભાઇ તા. ૩૧–૭–૧૯૧૯ના રોજ વિસનગરમાં જાતે આવી મકાન જોઈ ગયા અને ખાત્રી કરી હાલના મકાનની બંને બાજુએ વધારો કરવા ઇચ્છા બતાવી પરંતુ દરમીઆન શેઠ મણીલાલ ગોકળભાઇએ પચીસ હજાર રૂપીઆનો ચેક જુદું મકાન બાંધવા માટે સરકારને મોકલી આપ્યો. સરકારે તેમની સરત પ્રમાણે સન ૧૯૨૩ માં સ્ટેશન ઉપર બંને સડકના ખુણા ઉપર ભવ્ય મકાન બાંધ્યું અને તેનું નામ "શેઠ ગોકળભાઈ મૂળચંદ ઇંગ્લીશ સ્કૂલ" આપી તે નામનું બોર્ડ મકાનના આગલા ભાગ ઉપર દીવાલમાં

કોતરીને બનાવવામાં આવેલું છે. તેમાં હાલ પહેલાં ચાર ધોરણ બેસે છે અને ઉપલાં ધોરણો જી. ડી. હાઇસ્કૂલવાળા મકાનમાં બેસે છે. હાઇસ્કૂલ અને એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ એ બે જુદા ભેદ રાખેલા નથી.

સન ૧૯૧૫ થી સન ૧૯૨૪ સુધી હાઇસ્કૂલના વિદ્યાર્થીઓની સંખ્યા દરેક ધોરણમાં કેટલી છે અને મેટ્રીકમાં કેટલા વિદ્યાર્થીઓ પરીક્ષા આપવા ગયા અને તેમાં કેટલાક પાસ થયા, તથા વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખરચ કેટલું આવે છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે--

**ધોરણવાર વિદ્યાર્થીઓ તથા મેટ્રીકમાં પાસ થનાર વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થી દીઠવાર્ષિક ખરચનું કોષ્ટક.**

| સંવત | ધોરણ ૧ | ધો. ૨ | ધો. ૩ | ધો. ૪ | ધો. ૫ | ધો. ૬ | ધો. ૭ | કુલ સંખ્યા. | યુનીવરસીટીમાં ગયેલા વિદ્યાર્થી | યુનીવરસીટીમાં પાસ થયેલા વિદ્યાર્થી | દરેક વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખરચ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૧ | ૪૭ | ૩૬ | ૨૧ | ૩૦ | ૩૨ | ૪૪ | ૧૮ | ૨૨૮ | | | ૧૪ાા≈ાાા |
| ૧૯૭૨ | ૬૭ | ૩૭ | ૩૧ | ૨૪ | ૩૫ | ૪૨ | ૩૨ | ૨૬૮ | ૧૫ | ૭ | ૨૫)≈ાાા |
| ૧૯૭૩ | ૪૬ | ૪૦ | ૪૩ | ૨૬ | ૨૮ | ૩૭ | ૩૧ | ૨૫૧ | ૨૨ | ૫ | ૨૪ા~ |
| ૧૯૭૪ | ૩૪ | ૪૪ | ૨૬ | ૩૭ | ૨૩ | ૨૨ | ૨૦ | ૨૦૬ | ૨૬ | ૧૫ | ૨૯)૦ાાા |
| ૧૯૭૫ | ૪૮ | ૩૭ | ૩૩ | ૨૭ | ૩૬ | ૧૩ | ૧૧ | ૨૦૫ | ૧૭ | ૦ | ૩૩)૦ા |
| ૧૯૭૬ | ૬૨ | ૫૧ | ૩૦ | ૨૩ | ૨૦ | ૨૩ | ૧૨ | ૨૨૧ | ૧૨ | ૩ | ૩૩ાાા≈ા |
| ૧૯૭૭ | ૫૦ | ૪૭ | ૪૪ | ૩૩ | ૧૧ | ૨૩ | ૧૯ | ૨૨૭ | ૯ | ૩ | ૩૯ા≈ાા |
| ૧૯૭૮ | ૭૫ | ૫૦ | ૪૪ | ૪૧ | ૩૧ | ૧૫ | ૧૪ | ૨૭૦ | ૧૫ | ૮ | ૨૯ા≈ાા |
| ૧૯૭૯ | ૫૯ | ૫૯ | ૩૫ | ૩૭ | ૪૮ | ૨૬ | ૧૬ | ૨૮૦ | ૧૪ | ૫ | ૨૫ાા≈ાાા |
| ૧૯૮૦ | ૪૩ | ૩૭ | ૬૦ | ૩૪ | ૪૬ | ૩૮ | ૨૨ | ૨૮૦ | ૧૫ | ૮ | ૩૦)૦ાા |

ઉપરના કોષ્ટકના આંકડા ઉપરથી જણાય છે કે શરૂઆતનાં ત્રણ વરસમાં હાઈસ્કૂલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધવા માંડેલી છે અને મેટ્રીકનું સારૂં પરિણામ આવેલું છે તે તે વખતના હેડમાસ્તર સ્વ૦ નાનાલાલ કેશવલાલ પરીખ બી. એ. ના પરિશ્રમને આભારી છે. સંવત ૧૯૭૪ ના અરસામાં તેમની બદલી (નવસારી બદલી થયા પછી એકદમ ઇન્ફ્લ્યુએન્ઝાની બિમારીથી દેવગત થયા) થઇ તે પછી હાઇસ્કૂલ બગડવા લાગી. તે સંવત ૧૯૭૫ અને ૧૯૭૬ ના મેટ્રીકના ખરાબ પરિણામ ઉપરથી જણાઇ આવે છે. આ બાબત વીઝીટ બુકમાં ના. દિવાન સાહેબે તેવી મતલબનો શેરો પણ મારેલો છે. હાઇસ્કૂલની સ્થિતિ બગડતી હોવાથી તે બાબત સરકારના ધ્યાન ઉપર લાવવાથી તપાસ થઈ સુધારો કરવામાં આવ્યો. આ સ્થળે મારે જણાવવું પડશે કે સંવત ૧૯૭૭ માં જ્યારથી રા. રણછોડલાલ છોટાલાલ શાહ બી. એ. એસ ટી સી ડી. હેડમાસ્તર આવેલા છે ત્યારથી ઘટી ગયેલી છોકરાઓની સંખ્યા પાછી વધવા લાગી છે અને મેટ્રીકનાં પરિણામ પણ સંતોષકારક આજ દીન સુધી આવેલાં છે, અને કામ સુવ્યવસ્થિત અને સંતોષકારક ચાલે છે.

હાલ એટલે તા ૩૧–૭–૧૯૨૪ સુધીમાં કુલ વિદ્યાર્થીઓની સંખ્યા ૨૮૦ ની છે. તેમાં ૨૨૩ હીંદુ, ૪૮ જૈન, અને ૯ મુસલમાન છે. મેટ્રીક કલાસમાં ૨૨ વિદ્યાર્થીઓ છે તે પૈકી માત્ર ત્રીજા ભાગનાજ વિસનગરના રહીશ છે, બાકીના બહાર ગામના છે. બોરડીંગ હાઉસની સવડ હોવાથી બહાર ગામના વિદ્યાર્થીઓ આવે છે.

હાઇસ્કૂલમાં સાત ધોરણના કુલ ૧૧ વગ છે. પહેલા, બીજા, ત્રીજા, તથા પાંચમા ધોરણના બબ્બે વર્ગ છે. કુલ શિક્ષકોની સંખ્યા ૧૮ છે તેમાં ૬ ગ્રેજ્યુએટ (સંસ્કૃત અને સાયન્સ શિક્ષક સાથે), ૮ મેટ્રીક, ૧ ડ્રોઇંગ, ૧ હીંદી અને ૧ કસરત શિક્ષક છે.

બીજી ભાષા (second language) તરીકે સંસ્કૃત છે. પર્શીઅન અને ફ્રેંચની સવડ રાખેલી નથી.

હાઇસ્કૂલ પાછળ કુલ વાર્ષિક ખરચ (તા. ૩૧–૭–૧૯૨૪ સુધી) રૂ. ૧૨૫૯૪ થયેલું છે. તેમાં પગારના રૂ. ૧૧૧૯૨. સ્કોલર-શીપના રૂ. ૨૩૪, બોરડીંગની ગ્રૅંટના રૂ. ૪૮૦; લાયબ્રેરીમાં પુસ્તક માટે રૂ. ૧૦૦; ઇનામના રૂ. ૧૦૦, કંટીજંટના રૂ. ૨૮૮, તથા બાકી ઇતર ખરચના. એ પ્રમાણે વાર્ષિક ખરચ થાય છે.

ગુજરાતી પ્રાથમિક કેળવણીની શાળાઓની માફક અંગ્રેજી હાઇસ્કૂલની માધ્યમિક કેળવણીની શાળાઓ મફત ચાલતી નથી. જેવી પેલામાં માફી તેવીજ આ શાળામાં વધારે ફી લેવાય છે. વિદ્યાર્થીઓની માસિક ફી ધીમે ધીમે કેવી રીતે સરકારે વધારી તે નીચેના આંકડા જોવાથી સમજાશે—

| | ધોરણ ૭ | ધો. ૬ | ધો. ૫ | ધો. ૪ | ધો. ૩ | ધો. ૨ | ધો. ૧ |
|---|---|---|---|---|---|---|---|
| સંવત ૧૯૭૩ | ૧। | ૧। | ૧। | ०॥= | ०॥= | ०॥= | ०॥= |
| ,, ૧૯૭૭ | ૨। | ૧॥ | ૧॥ | ૧॥ | ०॥। | ०॥। | ०॥। |
| ,, ૧૯૭૮ | ૩ | ૨॥ | ૨ | ૧॥ | ૧ | ૧ | ૧ |

હાલમાં છેવટના સંવત ૧૯૭૮ માં વધારેલા દર પ્રમાણે ફી લેવામાં આવે છે; આ શીવાય પહેલાં ૬ ધોરણ સુધી (મેટ્રીક નહીં) ના વિદ્યાર્થીઓ પાસેથી ડ્રોઇંગ ફી દર માસે એક આના પ્રમાણે લેવામાં આવે છે, તથા રમત ફી (game fee) બધા ધોરણોના વિદ્યાર્થીઓ પાસેથી દર વર્ષે રૂ. ૧–૦–૦ લેવામાં આવે છે. વિદ્યાર્થીઓને પાણી પીવાની ફી પણ દર માસે ૦–૦–૩ પ્રમાણે વસુલ લેવામાં આવે છે.

ઉપર પ્રમાણે રાખેલી ફીનું કુલ ઉત્પન્ન સંવત ૧૯૮૦ ની સાલે રૂ. ૪૩૩૪–૮–૯ થયું હતું તેની આગલી સાલે રૂ. ૪૦૨૫–૫–૩ થયું હતું.

આ ઉપરથી ખ્યાલ આવશે કે સરકારે ધીમે ધીમે ફીનું ઉત્પન્ન કેટલું બધું વધારી દીધું છે. આટલો બધો ફીનો બોજો ગરીબ અને વચલા વર્ગની સ્થિતિના વિદ્યાર્થીઓનાં માબાપોને અસહ્ય લાગે છે. ક્યાં પ્રથમના વખતનું ફીનું ધોરણ અને ક્યાં હાલનું ધોરણ!

એક બાજુ પ્રાથમિક કેળવણીનું ધોરણ ફરજ્યાત રાખી માબાપોના દંડ કરીને પણ છોકરાં ભણાવવાની પ્રગતિ ચાલી રહી છે ત્યારે બીજી બાજુ માધ્યમિક કેળવણી કે જે પુરૂષોને ખરા નાગરિક બનાવે છે તે કેળવણી માટે ફીનું ભારે ધોરણ ઠરાવેલું હોવાથી ખરેખરી કેળવણીની પ્રગતિમાં કેટલાક અંશે અડચણ ઉભી થયેલી છે એમ અનુભવવામાં આવે છે. એક વખત ફરજ્યાત કાયદાથી કેળવણી તરફ થયેલા ઉત્સાહનો સ્વાદ ચાખ્યા પછી કેળવણીનો ખરો રસ લેવાનો સમય આવે છે ત્યારે ફીનો અંકુશ મુકાયાથી કેળવણીનો સિદ્ધાંત સરકાર એક સરખી રીતે જાળવી શકતી નથી એમ સ્પષ્ટ બોધ થાય છે.

હાઇસ્કૂલમાં દર વર્ષે અભ્યાસની ચોપડીઓ બદલાય છે તેથી ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો આપવાની શ્રીમંતોએ કરેલી ગોઠવણ (poor boys' Library) નિષ્ફળ નીવડે છે. પ્રથમ સ્વ૦ શેઠ માણેકચંદ ખુશાલચંદ તરફથી તેવાં પુસ્તકો આપવાની ગોઠવણ કરેલી હતી અને તે વખતે પુસ્તકો નહીં બદલાતાં હોવાથી ઘણા વિદ્યાર્થિઓ તેનો લાભ લેતા હતા. થોડા વરસો ઉપર થોડું ફંડ કરી તેવી ગોઠવણ કરવામાં આવી હતી પણ પુસ્તકો બદલાતાં હોવાથી ધારેલો હેતુ બર આવતો નથી. ઉપલા ધોરણમાં ઓછામાં ઓછાં ૨૦ થી ૩૦ રૂપીઆનાં પુસ્તકો થાય છે. આ સંબંધી પ્રજા તરફથી સરકારને સૂચનાઓ કરવામાં આવે છે પણ અદ્યાપિ સુધી તેમાં સુધારો થયેલો જણાતો નથી. વિદ્યાર્થીઓનું હીત અને તેમનાં માબાપોની આર્થિક સ્થિતિ ધ્યાનમાં લઈ, પુસ્તકો માટે થતી ભળતીજ ભલામણો કોરે મુકી, પ્રજાના પોકારનો વિચાર કરી અભ્યાસનાં પુસ્તકો નક્કી કરવામાં આવે તો પ્રજાને ઘણોજ ફાયદો થાય. ખાનગી રીતે ઉદર

ગૃહસ્થ પારીખ ડોસાભાઇ મગનલાલ તરફથી દર વરસે બસો ત્રણસો રૂપીઆનાં પુસ્તકો સ્કૅાલરશીપ ફી વીગેરે સ્વરૂપમાં મદદ કરવામાં આવે છે.

હાઇસ્કૂલવાળા મકાનમાં સ્વ૦ શેઠ. ગોકળભાઇ દોલતરામનું બોરડીંગ હાઉસ હાલમાં ચાલે છે. શરૂઆતમાં સરત પ્રમાણે ઉઘડી પછીથી કેટલોક વખત બંધ રહેલું, પણ સ્વ૦ શેઠ ગોકળભાઈ તરફથી તે બાબત વાંધો ઉઠાવવાથી સરકારે કરેલી સરત પ્રમાણે પાછું ચાલુ રાખેલું છે. હાલમાં તેમાં રહેતા વિદ્યાર્થીઓની સંખ્યા ૩૦ આશરેછે. એક રસોઇઓ અને એક નોકર છે. સરકાર તરફથી રૂ. ૪૦ દર માસે ગ્રૅંટ મળે છે. રસોડું મકાનથી જુદું બાંધેલું છે. માથા દીઠ માસિક ખરચ રૂ. ૧૨ આશરે આવે છે.

આ શીવાય શેઠ. મણીલાલ ગોકળભાઇ મૂળચંદ તરફથી એક ઘણા વખતથી બોરડીંગ હાઉસ ચાલે છે. તેમાં આશરે ૩૦ વિદ્યાર્થીઓ રહે છે. તેની વ્યવસ્થા શેઠ પોતે ખાનગી રીતે ચલાવે છે. રસોઇઆનો અને નોકરનો પગાર શેઠ આપે છે, પોતાની માલકીનાં લાલ દરવાજા બહાર આવેલાં મકાન પણ તે માટે રોકેલાં છે. કેટલાક ગરીબ વિદ્યાર્થીઓને ભોજન પણ શેઠ પોતે આપી ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરે છે. વિદ્યાર્થી દીઠ દર માસે ખરચ રૂ. ૧૦ આશરે આવે છે.

આ ઉપરાંત સ્વ. રા. બા. વ્રજરાય પુરૂષોતમરાયના ટ્રસ્ટીઓ તરફથી એક વિસનગરાનાગર બોરડીંગ હાઉસ પ્રથમ ઉઘાડવામાં આવ્યું હતું પરંતુ કેટલાક વખતથી તે બંધ થયેલુ છે.

**વિદ્યાર્થીઓને બે બોલ**—ઉપરની હકીકત ધ્યાનમાં લેતાં તમને—વિદ્યાર્થીઓને—જણાયું હશે કે અત્રેની અૅંગ્લોવર્નાક્યુલર સ્કૂલને હાઇસ્કૂલ બનાવવામાં વિસનગરની પ્રજાએ અને શ્રીમંતોએ નાણાંની અને મકાનની કેટલી બધી કીમતી મદદ આપી ભણવાનું સાધન તમને તમારા ઘરના આંગણા આગળ કરી આપ્યું છે. બહાર ગામ જઇ અભ્યાસ કરવામાં કેટલું બધું ખરચ થાય છે અને મુશ્કેલીઓ

વેઠવી પડે છે તે બહાર ગામ રહી અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓનાં માબાપોને પુછવાથી તમને ખાત્રી થશે. વળી તેવી આર્થિક મુસ્કેલીના લીધે ઘણાઓએ અભ્યાસ છોડી દીધા હશે તે પણ તમે જાણુતા હશો. જે હાઇસ્કૂલના વિદ્યાર્થીઓના હીતની ખાતર પ્રજા આટલી બધી મદદ કરે તે હાઇસ્કૂલમાં ભણી બીજા સ્થળે આગળ અભ્યાસ કરી યુનીવર્સીટીની પરીક્ષાઓ પાસ કરી સારા વિદ્વાન ગ્રેજ્યુએટ બની તમે જ્યારે અમલદારો કે વકીલો કે ડોકટરો બનો, અગર નાની મોટી ગમે તેવી નોકરીમાં જોડાઓ, અગર નાના મોટા વેપારી બની શ્રીમંત થાઓ ત્યારે વિસનગરની પ્રજા તમારી પાસેથી ભણતરના બદલાની આશા રાખે તે સ્વાભાવિક છે.

મોટા વિદ્વાન બની મોટા હોદ્દા ઉપર આવી અમલદારીના અમલના નિશામાં પડી "પ્રજા અજ્ઞાન છે, કાંઈ સમજતી નથી, તેઓની સાથે ભળવામાં બુદ્ધિ બગડે." એવી મતલબના ઉદ્દગારો કાઢી કૃતજ્ઞીના બદલે કૃતઘ્ની બનો ત્યારે વિસનગરની પ્રજાને કેટલું બધું ખોટું લાગે તેનો તમે ખુબ મન સાથે વિચાર કરશો. તમારી શાળામાં અને એવી બીજી સંસ્થાઓમાં સમર્થ વિદ્વાન લેખકોના અમુલ્ય લેખો તમારી નજર તળે આવી ગયા હશે તેમાં કવિ દલપતરામનું કાવ્ય "નથી વિદ્વતા વાપરી લોક લાજે, નથી વિદ્વતા વાપરી દેશ દાઝે, નહીં કામ કીધાં સ્વદેશાભિમાની, વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?" એ કાવ્ય પણ તમારા વાંચવામાં આવ્યું હશે. વિદ્યાર્થી અવસ્થામાં તે વાંચવાનું છે પરંતુ વિદ્યાર્થી મટી વિદ્વાન બની બહાર આવો તે વખતે તે કાવ્યના ભાવાર્થનો ઉપયોગ કરવાનો છે.

જ્યારે પ્રજા અજ્ઞાન છે અને સમજતી નથી ત્યારે જ તમને ભણાવવાનો ભગીરથ પ્રયત્ન થાય છે અને તે માટે હજારો રૂપીઆ ખરચાય છે. તમે ભણી સારા સમજુ અને જ્ઞાની બની વિસનગરની પ્રજામાં ભળી પ્રજાનું અજ્ઞાન દૂર કરો. જો સારા વકીલો બનો તો વિસનગરની પ્રજાના દુઃખના કેસો વગર પૈસે હાથમાં લો અને પ્રજાના

એલી બની દુઃખમાંથી છોડાવો. નહીં કે સામા પક્ષના વકીલ થઇને ઉભા રહો. જો ડોક્ટરો બનો તો તમારી વૈદ્યકીય સલાહ અને મદદ આપી વિસનગરના દરદીઓનાં દરદ દુર કરો. જો ઇજનેર બનો તો સાર્વજનીક લોકોપયોગી સંસ્થાઓનાં મકાન અને તળાવ કુવા વાવ એવાં પરોપકારી બાંધકામો કરવા પરિશ્રમ ઉઠાવો. જો ખેતીવાડીના ગ્રેજ્યુએટ બનો તો તમારા ખેડુત ભાઇઓને ખેતીના કામમાં સુધારો કરી મદદ કરો અને વેઠથી રીબાતા ભાઇઓને વેઠમાંથી છોડાવો. જો કચેરીમાં નાના યા મોટા કારકુનો બનો તો વિસનગરની વાત પ્રસંગ આવે પહેલી ઉપાડો અને વિસનગરનું કલ્યાણ થાય તે તરફ દૃષ્ટિ રાખો, અમલદારો આગળ હકીકત રજુ કરતાં વિસનગરનું હીત હૈયામાં કોતરી રાખો. જો વિસનગરના અમલદાર બનો તો હોદ્દાનો અભિમાન ધારણ કરી વિસનગરને નહીં ભૂલી જતાં વિસનગરનું ભલું કરવા જેટલો કાયદાથી લાભ મળી શકતો હોય તેટલો આપવા પ્રયત્ન કરો. જો હૃદયમાં વિસનગરની સેવા કરવાની દૃઢ અને શુદ્ધ ઇચ્છા હશે તો નોકરીથી અલગ રહી જેટલું કરી શકશો તેના કરતાં નોકરીમાં જોડાઇ વધારે કરવા તમે શક્તિવાન થઇ શકશો. જો તમારા ભણતરનો ઉપયોગ વેપાર રોજગારમાં કરી શ્રીમંત બનો તો જેમ સ્વ૦ શેઠ ગોકળભાઇ દોલતરામે, તથા સ્વ૦ શેઠ. ગોકળભાઈ મૂળચંદે શાળાઓ બંધાવી તમને ભણવાનું સાધન કરી આપ્યું તેમ તમે પણ તેવાં પરોપકારનાં કામો કરવા ઉદારતા બતાવો. ગમે તેવા બનો તો પણ તમારી જીંદગીના કારભારની સાથે પ્રજા કલ્યાણના કામમાં તમારી બુદ્ધિનો અને શક્તિનો હિસ્સો આપો. ટુંકામાં એટલું જ મારે કહેવાનું છે કે ભણીને દુનિયાદારીમાં પડો તે વખતે વિસનગરની પ્રજાને નહીં વિસારતાં તેને મદદ કરવા હમેશાં તત્પર રહો.



# પ્રકરણ ૧૦ મું.

## પ્રાથમિક કેળવણી—ગુજરાતી શાળાઓ.

### ( Primary Education. )

વિસનગરમાં પ્રાથમિક કેળવણી માટે ૩ ગુજરાતી શાળાઓ, ૨ કન્યાશાળાઓ, ૧ ગામઠી રજીસ્ટર્ડ શાળા, ૧ ઉર્દુ શાળા, ૧ ઉર્દુ કન્યાશાળા, ૧ અંત્યજશાળા, ૧ અંત્યજ કન્યાશાળા, મળી કુલ ૧૦ શાળાઓ છે. ગામઠી રજીસ્ટર્ડ શાળા શીવાય બાકીની બધી શાળાઓ સરકારના ખરચે ચાલે છે, આ શાળાઓ સંબંધી વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે—

**ગુજરાતી શાળાઓ**—સંવત ૧૯૩૦ (તા. ૨૪-૧-૧૮૭૪)મા વિસનગરમાં પહેલ વહેલી સરકારી ગુજરાતી નિશાળ સ્થાપન કરવામાં આવી હતી અને તે માટે સવાળા દરવાજે લાલા ભગતના મંદીર સામે ડહેલું ભાડે રાખવામાં આવ્યું હતું (હાલ તે સ્થળે નવીન મકાન થયેલું છે ). શરૂઆતમાં છોકરાની સંખ્યા આશરે ૯૦ ની હતી અને અભ્યાસ બે ધોરણ સુધી એટલે પહેલી, બીજી અને ત્રીજી એમ ત્રણ ચોપડીઓનો કરાવવામાં આવતો હતો. આશરે ત્રણ વરસ પછી છઠ્ઠા ધોરણ સુધી વર્ગો ઉઘડવાથી તે મકાન બદલી લાલ દરવાજા બહાર તળાવના ઉંચા આરે સ્વ૦ પારીખ મોતીચંદ મયાચંદના ડહેલાનો મેડો ભાડે રાખવામાં આવ્યો હતો (હાલ ત્યાં ધર્મશાળા બાંધવામાં આવી છે). આ મકાનમાં આશરે ૬ વરસ સુધી નિશાળ બેઠી. પછી ત્યાંથી સંવત ૧૯૩૯ ના અરસામાં ગુંદીખાડે ભગવતીવાળી ત્રણ માળની હવેલીમાં (હાલ રા. બા. વ્રજરાયની હવેલી કહેવાય છે ) લાવવામાં આવી. પછી સંવત ૧૯૫૫ (સન ૧૮૯૯) માં દરબારમાં નિશાળ માટે ખાસ સરકારી મકાન રૂ. ૨૭૩૫૬ ના

ખરચે બંધાયાથી ત્યાં લઇ જવામાં આવી છે અને ત્યારથી નિશાળ ત્યાંજ બેસે છે. સંવત ૧૯૬૨ માં આખા રાજ્યમાં ફરજ્યાત કેળવણી દાખલ થવાથી છોકરાઓની સંખ્યામાં મોટો વધારો થયો તેથી બીજી બે નિશાળો બીજા નંબરની અને ત્રીજા નંબરની તેજ સાલમાં ઉઘાડવામાં આવી. હાલ બીજા નંબરની સવાળા દરવાજે અને ત્રીજા નંબરની ગુંદીખાડે ભાડાના મકાનમાં બેસે છે. આ બંને નિશાળોમાં ત્રીજા ધોરણ સુધીજ અભ્યાસ કરાવવામાં આવે છે. છોકરાઓ ત્રીજા ધોરણમાં પાસ થઇ પહેલા નંબરની મુખ્ય શાળામાં જાય છે, ત્યાં હાલ છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ થાય છે.

ફરજ્યાત કેળવણીના કાયદા અન્વયે છોકરાની ઉમર આઠમા વર્ષની શરૂઆતથી તે ૧૪ વર્ષ પૂરાં થાય ત્યાં સુધી, અને છોડીની ઉમર આઠ વર્ષની શરૂઆતથી ૧૨ વર્ષ પૂરાં થાય ત્યાં સુધીને નિશાળે મોકલવા માટે ફરજ્યાત રાખેલી છે (અગર ચાર ધોરણનો અભ્યાસ પુરો કરેલો હોવો જોઇએ). જો તે ઉમરનાં છોકરાંને તેનાં માબાપ નિશાળે ન મોકલે તો દંડને પાત્ર થાય છે, અને નિશાળમ દાખલ થયા પછી દરમાસે ઠરાવેલા દિવસ ઉપરાંત છોકરો કે છોકરી ગેરહાજર હોય તો દર માસે તેના વાલીનો દંડ થાય છે અને બીજી વખત તે પ્રમાણે થાય તો ચડતા ક્રમે દંડ થયા કરે છે. આ પ્રમાણે દંડની રકમ દરસાલ વિસનગરમાં ૭ થી ૮ હજાર રૂપીઆ સુધી ઉત્પન્ન થાય છે અને આખા રાજ્યમાં આશરે બે લાખ રૂપીઆ દંડના ઉત્પન્ન થાય છે. આ દંડ સંબંધી વીગતવાર હકીકત પાછળ પા૦ ૧૦૭ ઉપર આપવામાં આવી છે.

આ શાળામાં ગુજરાતી ભાષા ઉપરાંત પાંચમા તથા છઠ્ઠા ધોરણમાં હીંદી ભાષા શીખવવામાં આવે છે તે માટે હીંદી શિક્ષક જુદો નહીં રાખતાં હીંદી જાણનાર શિક્ષક મારફત શિક્ષણ અપાય છે. ચિત્રનું કામ થોડું ઘણું શીખવાડાય છે. તે માટે ખાસ ચિત્ર શિક્ષક (Drawing teacher) નહીં રાખતાં અંગ્રેજી ગુજરાતી અને

કન્યાશાળા વચ્ચે એક ચિત્ર શિક્ષક રાખવામાં આવેલો છે. આ શાળા અંગે એક કસરત શાળા પણ રાખેલી છે પણ જુદું ઢાંકેલું મકાન બનાવેલું નથી તેથી ચોમાસામાં અને કોઈ વખત ઉનાળામાં ઘણી અડચણ પડે છે. કસરત શીખવવા માટે કસરત શિક્ષક રાખેલો છે. સુથારી કામનું તથા કુંભારના કામનું થોડા વર્ષો ઉપર શિક્ષણ આપવામાં આવતું હતું પણ હાલમાં કેટલાક વખતથી બંધ થયેલું છે. ત્રણે શાળામાં ભણતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૭૦૨ છે અને શિક્ષકો ૨૪ છે. ત્રણે શાળાનું કુલ વાર્ષિક ખરચ રૂ. ૭૬૪૩ થાય છે. ધોરણવાર છોકરાઓની સંખ્યા પ્રકરણના છેવટના ભાગમાં આપેલા કોષ્ટક ઉપરથી સમજાશે.

આ શાળાના અંગે એક બાળસભા (Debating Club જેવી)ની સ્થાપના દસ બાર વરસથી કરેલી છે તેમાં દર અઠવાડીએ ભાષણો થાય છે અને સસ્તાં બાળોપયોગી માસિકો અને વર્તમાનપત્રો મંગાવવામાં આવે છે. આ સંસ્થાના નિભાવ માટે પાંચમા તથા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓ પાસેથી દર માસે મરજીઆત એક પૈસો ફી તરીકે ઉઘરાવવામાં આવે છે. આ સંસ્થામાં તે બે વર્ગના છોકરાઓ ભાગ લઈ શકે છે.

શાળામાં છોકરાઓને પાણી પીવાની સવડ સરકાર તરફથી નહીં હોવાથી દરમાસે દરેક છોકરા પાસેથી એક પૈસો ઉઘરાવવાનો અને તેમાંથી પાણી પાનારનો પગાર આપવાનો ધારો છે તે પ્રમાણે એક પૈસાની પાણીની માસિક ફી ઉઘરાવી પાણી પાવામાં આવતું હતું પણ ચાર પાંચ વરસથી પારીખ ડોસાભાઇ મગનલાલ દર માસે પાણી માટે સાત રૂપીઆ આપે છે તેથી એક પૈસાની પાણીની માસિક ફી ઉઘરાવવામાં આવતી નથી. સરકારની આવી કરકસર "ખાળે ડુચા અને દમાડ ઉઘાડાં" એ કહેવતની બરાબર છે. શાળા પાછળ દરવરસે સાત આઠ હજાર રૂપીઆ ખરચ થાય તેમાં માત્ર ૮૪ રૂપીઆ જેવી નજીવી પાણીના ખરચની રકમ માટે એક પૈસાની ફી ઉઘરાવવી, અગર શ્રીમંતો

કરાવવા વડોદરાવાળા શેઠ જેઠાભાઇ આવ્યા હતા. ભંડારીના દેરાની પ્રતિમા હાલના દેરાના બીજા માળે પધરાવવામાં આવી છે. અને હાલની મૂળનાયકની પ્રતિમા બીજા સ્થળેથી લાવીને પધરાવી પ્રતિષ્ટા કરી હતી. તેનો વહીવટ રાધનપુરના શ્રાવકો અત્રે આવીને રહેલા છે તે સંભાળે છે. દેરાસરની બાંધણી અને દેખાવ મનોહર લાગે છે.

૩ **શ્રી અષ્ટાપદજીનું દેવાલય**—આ દેવાલય લાલ દરવાજાથી ગુંદીખાડે જતાં જમણા હાથે આવેલું છે. જેમાં ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ પધરાવેલી છે. દેરાસરનો દેખાવ રમણિય લાગે છે. આ દેરૂં બાંધવાની સાજી ઉમેદચંદજી ધનજીની ઇચ્છા થઇ તેથી તેમણે ફંડ ઉઘરાવી પોતાને રહેવાની જગો અને તે સાથે એક ઉપાશ્રય હતો તે તથા બીજાં ઘરો લઈ પાડી નાખી સંવત ૧૯૪૮ માં પાયાનું ખાત મુહુર્ત કર્યું અને બાંધકામ શરૂ કર્યું. સાજીનો સ્વર્ગવાસ થવાથી કામ વિલંબમાં પડ્યું અને સ્વ૦ શેઠ કાળીદાસ સાકરચંદે તે કામ હાથમાં લીધું અને સંવત ૧૯૭૧ ના બીજા વૈશાખ વદ ૬ ના રોજ પ્રતિષ્ટા થઇ. તે પછી બાકી રહેલું કામ સંવત ૧૯૭૯ માં પુરૂં કરવામાં આવ્યું. તેની બાજુએ યાત્રાળુઓને ઉતરવા માટે તથા સ્ત્રીઓના ધાર્મિક કામના ઉપયોગ માટે ધર્મશાળાની સવડ રાખેલી છે. તેનો વહીવટ ગુંદીખાડ તરફ રહેતા થરાદરા શ્રાવકો સંભાળે છે.

૪ **અનંતનાથનું દેરાસર**—આ દેરૂં મંડીની સામે કાજીવાડામાં પેસતાં ડાબા હાથે ખાંચામાં છે. આ દેરૂં નાનું છે પણ સારૂં સવડવાળું છે. સ્વ૦ શેઠ દીપચંદ રવચંદ અમુલખના સ્મરણાર્થે તેમના પૈસાથી સ્વ. શેઠ ગોકળભાઇ મુળચંદે તે સ્થળે જગો લઇ સંવત ૧૯૪૦ માં ખાત્ મુહુર્ત કરી દેરૂં બંધાવ્યું અને સંવત ૧૯૪૩ ના વૈશાખ સુદ ૧૧ ના રોજ તેની પ્રતિષ્ટા કરી. સ્વ૦ શેઠ દીપચંદ તરફથી બંધાયેલું હોવાથી તે દેરૂં "દીપચંદનું દેરૂં" એ નામથી પણ ઓળખાય છે. તેનો વહીવટ પણ તેમના તરફથી થાય છે.

**૫ ધામીનું દેરૂં**—આ દેરૂં દીપરાના દરવાજે જતાં જમણા હાથે નીચે જણાવેલા માણેકચંદના દેરાની પાસે આવેલું છે. ધામી અટકવાળા શ્રાવકે એ બંધાવ્યું હતું તેથી તેનું નામ ધામીનું દેરૂં પડેલું છે. તેની પ્રતિષ્ઠા સંવત ૧૯૨૦ ના વૈશાખ સુદ ૧૦ ના રોજ થઇ હતી. મૂળનાયક શાંતિનાથ છે. તેની પ્રતિષ્ઠા કરવા વડોદરાવાળા સ્વ. શેઠ જેઠાભાઈ આવ્યા હતા. તેનો વહીવટ સંઘ કરે છે.

**૬ માણેકચંદ ખુશાલનું દેરૂં**—આ દેરૂં ઉપર જણાવેલા ધામીના દેરાસરની જોડે છે. સ્વ. શેઠ માણેકચંદ ખુશાલચંદે બંધાવી સંવત ૧૯૪૪ ના વૈશાખ સુદ ૧૨ ના રોજ પ્રતિષ્ઠા કરી હતી. મૂળનાયક સુમતિનાથ છે. તેનો વહીવટ સંઘ કરે છે. આ દેરાસરની પાસે મા-ણેકચંદ ખુશાલની પથ્થરબંધ ધર્મશાળા છે.

**૭ છગન દલમજીનું દેરૂં**—કંસારાપોળમાં જતાં આગળ ડાબા હાથના ખાંચામાં આવેલું છે. તે કંસારાપોળમાં આવેલું હોવાથી તેને કંસારાપોળનું દેરૂં પણ કહેવામાં આવે છે. તે દેરૂં છગનલાલ દલમજીના વડીલ દલમજી ખુશાલે બંધાવી સંવત ૧૯૧૫ ના અર-સામાં પ્રતિષ્ઠા કરેલી છે. મુળનાયક અજીતનાથ છે. આ દેરાસરની વ્યવસ્થા છગનલાલના વારસો કરે છે. આ દેરૂં સાંકડી જગોએ આવેલું હોવાથી આશાતના વધારે થતી જણાય છે. હાલ તે લતામાં શ્રાવકોની વસ્તી ઘણી ઓછી થયેલી છે.

**૮ રીખવદેવનું દેરાસર**—આ દેરૂં દરબારથી આગળ જતાં ધાંયજા શેરીમાં આવેલું છે. પ્રથમ જુનું દેરૂં સંવત ૧૯૧૯ માં ઘર દેરાસર જેવું બનાવેલું હતું. તે શા. વખતચંદ ચતુરદાસનું કહેવાતું હતું. નીચેના ભાગમાં તે તથા તેમના દીકરા લીલાચંદ રહેતા હતા. તે દેરૂં તદન જીર્ણ થવાથી સંવત ૧૯૬૬ ના અરસામાં પાછું નવીન બનાવી સંવત ૧૯૬૭ ના વૈશાખ માસમાં પ્રતિષ્ઠા કરવામાં આવી. કાળક્રમે આજુબાજુની વસ્તી કમી થવાથી અને ઘરો પડી ખંડેરો

થયેલાં હોવાથી દેરાસરની આસપાસ ઉજડ વેરાન જેવું લાગે છે. જૈનોની વસ્તી પણ ત્યાં જુજ રહેલી છે. તેનો વહીવટ સંઘ કરે છે.

**ઘરદેરાસર તથા ઉપાશ્રય.**

પ્રથમ બે ઘરદેરાસર હતાં. ૧ શેઠ જેઠાભાઇ લખમીચંદનું અને બીજું શા. પાનાચંદ કરમચંદનું. સંવત ૧૯૭૯ માં શેઠ જેઠાભાઇનું દેરૂં તેમના વારસો તરફથી શ્રી અષ્ટાપદજીના દેરાસરમાં અને સંવત ૧૯૭૮ માં શા. પાનાચંદ કરમચંદનું દેરૂં તેમના વારસો તરફથી શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરમાં પધરાવવામાં આવેલું છે.

સાધુ સાધ્વી માટે ૬ ઉપાશ્રયો છે. તેમાં સાધુ માટે મુખ્ય ઉપાશ્રય બઝારમાં મંડીના ખાંચામાં પેસતાં ડાબા હાથે છે. મોટા ભાગે આ ઉપાશ્રયનોજ ઉપયોગ થાય છે. પર્યુષણમાં વ્યાખ્યાન ત્યાંજ વંચાય છે. આ ઉપાશ્રયના મેડા ઉપર શેઠ જેઠાલાલ દીપચંદ જૈન પાઠશાળા છે. તે મેડો શેઠ મણીભાઇ ગોકળભાઇના તાબે છે. સાધુ અગર ગોરજી માટે બીજો ઉપાશ્રય શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરની પાસે છે જેનું મુખ્ય બારણું ખજુરી મહોલ્લામાં પડે છે. તે શીવાય સાધ્વી માટે ચાર ઉપાશ્રયો છે. ૧ કાજીવાડે દીપચંદના દેરાની પાસે જે સૌથી મોટો ગણાય છે, ૨ દીપરાના દરવાજે, ૩ કડાના દરવાજે અને ૪ ગોસાવાડમાં. એ રીતે જૈનોનાં દેવાલયની તથા ઉપાશ્રયની હકીકત છે. આ શિવાય જૈનો સાથે સંબંધ ધરાવનાર હાથીવડની જાણવા લાયક હકીકત છે તે નીચે પ્રમાણે—

**હાથીવડ**—આ હાથીવડની જગો સવાળા દરવાજા બહાર સીધા જરા દુર જતાં ડાબા હાથે આવેલી છે. સંવત ૧૯૫૬ પહેલાં ત્યાં એક મોટો જુના વખતનો વડ હતો. આ વડ જોઇને જેમ કવિ નર્મદાશંકરે કબીરવડનું કાવ્ય લખ્યું છે તેમ મને પણ તેની શોભા અને મહત્વ સંબંધી કાવ્ય લખવાનું સ્ફુરી આવ્યું હતું. તે કાવ્ય સંવત ૧૯૫૪ માં પ્રસિદ્ધ કરેલા મારા "કાવ્યસરિતા" નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલું છે. પરંતુ સંવત ૧૯૫૬ ના દુષ્કાળમાં તે

જુનો જીર્ણ થયેલો વડ સુકાઈ ગયો. હાલ તેના નામ શીવાય બીજું નિશાન દૃષ્ટિગોચર થતું નથી. આ સ્થળ દર વરસે કારતક સુદ ૧૫ ના રોજ એક મોટું જૈનોનું યાત્રાનું ધામ બની રહે છે. જૈનોમાં એવો રીવાજ છે કે ચોમાસું ઉતર્યા પછી એટલે કે કારતક સુદ ૧૫ થાય ત્યારે તેમણે પાલીતણાના તીર્થની જાત્રાએ જવું જોઇએ. દરેકથી જવાનું બની શકે નહીં માટે ગામ બહાર કોઈ સવડવાળા સ્થળે પાલીતણાના શેત્રુંજાના ડુંગરની અને દેવાલયોની રચનાનાં ચિત્રોવાળો મોટો પટ–પડદો બાંધવામાં આવે છે તથા પાસે નાના દેવાલયની રચના કરી પ્રતિમા પધરાવવામાં આવે છે અને ગામમાંથી જૈન લોકો ત્યાં દર્શન માટે જાય છે, આ પ્રમાણે વિસનગરના જૈનો હાથીવડ આગળ એક મોટો ઓટલો છે તેના ઉપર નાના દેવાલયની રચના કરી પ્રતિમા પધરાવે છે અને નીચે શેત્રુંજા ડુંગરનો પટ બાંધે છે. બીજો પટ તેનાથી જરા દુર જૈનોના ઝાંઝરીવાળા કુવાના ખેતરમાં બાંધે છે અને બપોરે જૈન સ્ત્રી પુરૂષો સારાં કપડાં પહેરી દર્શન કરવા માટે જાય છે. જાણે ખરેખર યાત્રાનો મેળો ભરાયો હોય તેવો દેખાવ બની રહે છે. દર્શન કરી પાછા વળતાં માણસોને શેઠ ગોકળભાઈ દોલતરામ તરફથી સાકરનું પાણી પાવામાં આવે છે અને સવાળા દરવાજાથી બધા એકઠા થઈ વરઘોડાના રૂપમાં ગાજતે વાજતે રૂપાના રથ, પાલખી, સાબેલા, સાજન સાથે કડા દરવાજે મોટા દેરાસરે જઈ દર્શન કરી પાછા સૌ વેરાઇ જાય છે. આ પ્રમાણે કારતક સુદ ૧૫ ના રોજ હાથીવડનો મહીમા લોકોમાં જણાઇ આવે છે.

## શ્રીમદ્ વલ્લભાચાર્ય પુષ્ટિમાર્ગનાં મંદીરો.

વિસનગરમાં પુષ્ટિમાર્ગનાં મંદીરો ૨ છે. ૧ શ્રી ગોરધનનાથજીનું અને ૨ શ્રી દ્વારકાનાથજીનું. આ બંને મંદીરો પાસપાસે છે અને જોવા લાયક છે. તે દીપરા દરવાજા બહાર નીકળતાં ડાબા હાથના માર્ગ ઉપર આવેલાં છે. કડા દરવાજાની બહાર જમણા હાથના રસ્તે પણ જવાય છે. આ મંદીરો બાંધવા માટે વેરાવળના ભાટીઆ પ્રેમજી-

ભાઇએ વૈષ્ણવ ગૃહસ્થોની ઉદાર મદદથી પૈસા એકઠા કરી સંવત ૧૯૧૧ માં જગો સંપાદન કરી હતી, બંને મંદીરોની હકીકત નીચે પ્રમાણે—

**૧ શ્રી ગોરધનનાથજીનું મંદીર**—ઉપરની જગોમાં સંવત ૧૯૧૫ માં પ્રેમજીભાઇએ ગૃહસ્થોની મદદથી મંદીર બનાવી સંવત ૧૯૨૩ માં શ્રી નાથજીના મહારાજને અર્પણ કરવામાં આવ્યું. તેથી તેને "શ્રી નાથજીનું મંદીર" પણ કહેવામાં આવે છે. સંવત ૧૯૨૫ માં અતિવૃષ્ટિ થવાથી પાણીની ભારે રેલ આવી અને મંદીર પડી ગયું. તેથી સંવત ૧૯૨૭ માં વિસનગરના વૈષ્ણવોએ ફરી બનાવ્યું અને આજદીન સુધી તેમાં સારો સુધારો વધારો કરી સુંદર સ્થિતિમાં રાખેલું છે, તેમાં સમય સમયનાં દર્શન થાય છે. તેનો વહીવટ વૈષ્ણવ મહાજન સંભાળે છે.

**૨. શ્રી દ્વારકાનાથજીનું મંદીર**—આ મંદીર શ્રી કાંકરોલીવાળા મહારાજનું કહેવાય છે. આ મંદીર બાંધવા માટે સંવત ૧૯૧૪ માં પ્રેમજીભાઇ પાસેથી જગો લઇ વિસનગરના વૈષ્ણવોએ નાનું મંદીર બનાવ્યું. પછી સંવત ૧૯૨૨ માં તેમાં થોડો વધારો કર્યો. સંવત ૧૯૨૫ ની રેલમાં આ મંદીરને ઇજા આવી નહોતી. તે સાલમાં શ્રી કાંકરોલીવાળા મહારાજશ્રી આવી તેમાં શ્રીઠાકોરજી પધરાવ્યા. તે પછી તે મંદીર જીર્ણ થવાથી સંવત ૧૯૫૭માં વૈષ્ણવોએ ફરી પાયામાંથી બંધાવ્યું. ત્યારથી આજદીન સુધી વૈષ્ણવોએ સારો સુધારો વધારો કરી સારી સ્થિતિમાં રાખેલું છે. તેમાં સમય સમયનાં દર્શન થાય છે. તેનો વહીવટ વૈષ્ણવ મહાજન કરે છે.

મંદીરો પાસે નાનો બાગ પણ રાખેલો છે. ગુસાંઇજી મહારાજને ઉતરવા માટે સારાં મકાનોની સવડ પણ રાખેલી છે. આ મંદીરોના આજુબાજુના ભાગોની વેરાન જેવી સ્થિતિમાં આ મંદીરોના લીધે વૈષ્ણવોની આવજાથી ઉજળામણ અને વસ્તી દૃષ્ટિગોચર થાય છે. મંદીરોએ જવાના રસ્તા ટુંકા અને સારા હોય તો ભવિષ્યમાં

મંદીરોની વધુ ચડતી થવાનો સંભવ છે. બહાર ગામથી વૈષ્ણવો દર્શન માટે આવે છે. મંદીરમાં ઉતરવાની, રહેવાની અને જમવાની પણ સારી સવડ રાખેલી છે. વહીવટ સંતોષકારક ગણાય છે.

## સ્વામીનારાયણનાં મંદીરો.

વિસનગરમાં સ્વામીનારાયણના ધર્મનાં બે મંદીરો છે. (૧) પુરૂષો માટે લાલ દરવાજાની પાસે મોટું મંદીર છે અને (૨) સ્ત્રીઓ માટે ભેંશીઆ પોળમાં નાનું મંદીર છે. આ બંનેની હકીકત નીચે પ્રમાણે છે—

**પુરૂષો માટેનું મંદીર**—આ મંદીર લાલ દરવાજાથી ગુંદીખાડે જતાં તરતજ જમણા હાથે આવેલું છે. તે પથરબંધી બાંધેલું છે, તેમાં સ્વામીનારાયણની ઉપસાવેલી મૂર્ત્ત છે. દેખાવ ઘણો સારો છે. સાધુઓને રહેવાની સારી સવડ છે. પ્રથમ આ સ્થળે નાનું મંદીર હતું તેને સંવત ૧૯૩૬ માં સ્વામી સાધુ કેશવચંદ દાસજી તરફથી ગૃહસ્થોના ઉદાર આશ્રયથી મોટું બનાવવામાં આવ્યું અને પ્રતિષ્ટા કરાવવામાં આવી. આમાં માત્ર પુરૂષોનેજ દર્શન કરવા આવવા અધિકાર છે. જો ઉત્સવ જેવો પ્રસંગ હોય અને સ્ત્રીઓને દર્શન કરવા ખાસ આવવું હોય તો તેમાં રહેતા સાધુ વીગેરે મંદીરથી દુર થઈ જાય તો જ પુરૂષોની રજાથી આવી શકે.

**સ્ત્રીઓ માટેનું મંદીર**—આ મંદીર માંડાશી ચોપટેથી સવાળા દરવાજે જતાં જમણા હાથે ભેંશીઆ પોળ આવે છે તેમાં અંદરના ભાગમાં છે. તેમાં સ્ત્રીઓજ દર્શન કરવા અને ભજન ભક્તિ કરવા આવે છે. પુરૂષોને આવવાનો અધિકાર નથી. કદાચ કોઇ પ્રસંગે પુરૂષોને ત્યાં જવાની જરૂર પડે તો સ્ત્રીઓ મંદીરથી દુર અગર ગેરહાજર રહે તો સાધુ તથા પુરૂષો ત્યાં જઈ શકે છે. આ મંદીર પુરૂષોના મંદીર કરતાં પ્રાચીન છે. સંવત ૧૮૮૬ માં સ્વામીનારાયણ શ્રી સહજાનંદનો સ્વર્ગવાસ થયો તે પહેલાં એઓ શ્રી વિસનગરમાં ત્રણ વખત આવેલા. આ વખતે લાલદાસ દેસાઇ વીગેરેનું સારૂં ચલણ હતું. તેમણે તેમનો

સારો સત્કાર કર્યો હતો અને દેસાઈ પાસેથી રહેવા માટે ઉપરના મંદીરવાળી જગો સંપાદન કરી હતી, ત્યાં તેઓ રહી તેમાં મંદીરની સ્થાપના કરી હતી. તેઓએ બ્રાહ્મણોની ચોરાશીઓ પણ જમાડી હતી. તે મંદીર ખાસ સ્ત્રીઓ માટે રાખવામાં આવ્યું અને તે અત્યાર સુધી તે પ્રમાણે ચાલે છે.

ઉપરનાં બંને મંદીરોનો વહીવટ સ્વામીનારાયણના શ્રી ઉધ્ધવી સંપ્રદાયના આગેવાન ગૃહસ્થો કરે છે. આ ધર્મ થોડા સોની, થોડા ભાવશાર, થોડા બ્રાહ્મણ, થોડાક સુથાર, કેટલાક સલાટ, કોઇક ઘાંચી વીગેરે જુદી જુદી ન્યાતોવાળા પાળે છે.

## મુસલમાનોની મસ્જીદો વીગેરે.

ઉંચી મસ્જીદ બઝારમાં મોટી વહોરવાડના નાકે, નગીના મસ્જીદ બઝારમાં વહોરવાડની નાની પોળના નાકે, દીના મસ્જીદ જેનું બીજું નામ ગાંધીની મસ્જીદ છે તે બઝારમાં નાની કંસારાપોળના સામે, ચોરાની મસ્જીદ બઝારમાંથી નવાવાસમાં જતાં ડાબા હાથે તથા ત્રણ મસ્જીદો મોટી વોરવાડમાં આવેલી છે જેમાંની એક સીધપુરી દાઉદી વોરાની જીર્ણ થએલી સ્થિતિમાં છે. એ રીતે કુલ બાકીની ૬ મસ્જીદોનો વહીવટ અત્રેના સુન્ની વોરા લોકો કરે છે. તે શીવાય મેમણોની મસ્જીદ નવાવાસમાં છે તેનો વહીવટ મેમણ લોકો કરે છે, પીંજારાની મસ્જીદ કાજીવાડે છે તેનો વહીવટ પીંજારા કરે છે: કાજીની મસ્જીદ ઘાંચી વાડે છે તેનો વહીવટ કાજીના વારસો કરે છે, કસ્બાની મસ્જીદ કડા દરવાજે છે તેનો વહીવટ કસ્બાના મુસલમાનો કરે છે. એ રીતે કુલ નાની મોટી આશરે ૧૧ મસ્જીદો છે.

**દરગાહ**—બદુશાહીદ પીરની દરગાહ કડા દરવાજા બહાર દેપલા તળાવ ઉપર આવેલી છે. તથા જોરાવરખાન બાબીની દરગાહ તળાવના કિનારે ઉંચા આરા ઉપર આવેલી છે. પાસે એક પડી ગયેલી મસ્જીદ છે. ઉપર પ્રમાણે બંને પીરોના ઉરસ–મેળા–દરસાલ મુસલમાનો ભરે છે.

**જમાતખાનું**—સવાળા દરવાજે સિદ્ધનાથની મોટી પોળ પાસે સીયા ઇમામી ઇસ્માયલી ધર્મનું જમાતખાનું છે. તે ધર્મ પાળનાર દસ પંદર મોચી લોકોનાં ઘર છે, તે લોકો આગાખાનને પોતાના ધર્મ ગુરૂ તરીકે માને છે. જમાતખાનાનું મકાન હમણાં વધારી દુરસ્ત કરવામાં આવ્યું છે. તેમાં તે પોતાના ધર્મની અને ન્યાત જાતની ક્રિયાઓ કરે છે.

## મુખ્ય ધર્માદા સંસ્થાઓ.

**ખોડાં ઢોર અને પાંજરાપોળ**—વિસનગરમાં ઘણા જુના વખતથી ખોડાં ઢોર અને પાંજરાપોળની સંસ્થા ચાલી આવે છે. આનો નિભાવ આખું ગામ કરે છે અને તે આખા ગામની ધર્માદા સંસ્થા કહેવાય છે. યથાશક્તિ દરેક પ્રજાજન આ સંસ્થાને હરેક બાને મદદ કરે છે. આ સંસ્થામાં લુલાં, લંગડાં, ઘરડાં, ભુખે મરતાં, નાનાં મોટાં નિરાધાર ઢોરોને રાખવામાં આવે છે અને તેમનું પાલન કરવામાં આવે છે. પ્રથમ ખોડાં ઢોર અને પાંજરાપોળની સંસ્થા જુદી હતી અને જુદા જુદા ગૃહસ્થો તેનો વહીવટ કરતા હતા, પણ કેટલાંક વરસોથી તે બંને ભેગી કરી નાખેલી છે અને તેના વહીવટની પેઢી "ખોડીદાસ ધરમચંદ" એ નામથી ઉઘાડવામાં આવેલી છે, તે હાલ મંડીના ખાંચામાં બેસે છે. વહીવટ માટે વિસનગરના ગૃહસ્થોની કમીટી નીમવામાં આવેલી છે, તે કમીટીની દેખરેખ નીચે પગારદાર નોકરો રાખવામાં આવ્યા છે. તે કમીટીના હુકમ પ્રમાણે કામકાજ કરે છે.

ભેંસો, પાડા, ગાયો, બળદ, વીગેરે એવાં મોટાં ઢોરો માટે તળાવ ઉપર ખોડાઢોરનો વાડો છે તેમાં તે રહે છે, અને બકરાં મેંઢાં વીગેરે નાનાં જનાવરો ઝાંપલીપોળ પાસે પાંજરાપોળમાં રહે છે.

ઢોરોને ચરવા માટે મોટું બીડ છે તેમાં ઢોરોને ચરવા માટે મોકલવામાં આવે છે.

આ સંસ્થાનો જુના વખતથી પાટણની અલીપુરની પાંજરાપોળ સાથે સંબંધ હોવાથી અત્રે જ્યારે જ્યારે વધારે ઢોરો થાય છે ત્યારે

ત્યાં મોકલવામાં આવે છે. પ્રથમ તો તેના બદલામાં પાટણવાળા કાંઈ પૈસા લેતા નહોતા કારણ કે તે વખતે મુંબઈમાં ચાલતા રૂના ગુજરાતી વેપારીઓના સટ્ટામાંથી ધરમાદા જે રકમ પાટણની પાંજરાપોળમાં જતી હતી તેમાં વિસનગરના મુંબઈમાં રહેતા શરાફો અને વેપારીઓનો હીસ્સો હતો. કેટલાંક વરસોથી તે વેપાર બંધ થયેલો છે તેથી પાટણની પાંજરાપોળમાં તે આવક બંધ થયેલી છે તેથી થોડાક વખતથી કેટલીક રકમ લઈ પાટણવાળા અત્રેનાં ઢોર સંઘરે છે.

અત્રેની પાંજરાપોળમાં કાંઈ મુઠી જેવું નથી કારણ કે બે ત્રણ વરસે દુષ્કાળ જેવું વરસ આવે છે તેથી ઘાસની તંગી પડે છે અને પાંજરાપોળમાં ઢોરો વધારે આવે છે. ઘાસ ઘણી મોંઘી મળે છે, વળી વેપારી લોકોનો સટ્ટો પણ બંધ થયો છે તેથી ધર્માદા લાગો પણ આવતો નથી. મોટાં ઢોરોની સંખ્યા આશરે ૧૦૦ ની અને નાનાં ઢોરોની સંખ્યા આશરે ૧૨૫ આસપાસ રહે છે. પરાણે ખરચ પુરૂં થાય છે. આ સંસ્થા તરફ શ્રીમંતોએ ધ્યાન આપવાનું છે.

**ગૌશાળા**—આશરે પાંચ વરસથી પારીખ મથુરભાઈ મગનલાલના અને અન્ય ગૃહસ્થોના ઉદાર આશ્રયથી દીપરાના દરવાજા બહાર એક મોટી ગૌશાળા બાંધવામાં આવી છે. આ ગૌશાળાનું મકાન પારીખ મથુરભાઈએ બંધાવી આપ્યું છે. તે ઉપરાંત તેમણે ગાયોને ચરવા માટે કડાના વોળ ઉપર મોટું બીડ રાખી તેમાં કુવો કરાવેલો છે તથા ઢોરોને રહેવાનું મકાન પારેખ મણીલાલ લલ્લુભાઈએ બનાવી આપેલું છે. હાલ ગૌશાળામાં ગાયોની સંખ્યા આશરે ૨૫૦ ની છે. તેનો વહીવટ ગૌશાળા કમીટી કરે છે. વ્યવસ્થા સારી રાખે છે. દરસાલ હીસાબ છાપી બહાર પાડે છે.

**ધર્મશાળાઓ અને વાડીઓ**—વિસનગરમાં જાહેર સાર્વજનિક ધર્મશાળા દેવસ્થાનોના અંગ શીવાયની એક પણ જણાતી નથી, તો પણ ઘણી ખાનગી વાડીઓ સાર્વજનિક ધર્મશાળા તરીકે ઉપયોગમાં આવતી જણાય છે. શહેરના બીજા ભાગો કરતાં લાલ

દરવાજા બહાર તળાવના કિનારા ઉપર ઘણી વાડીઓ આવેલી છે. લાલ દરવાજાની સામે સડક ઉપર શેઠ ગોકળભાઇ મૂળચંદની (શ્રાવકની વાડી ) વાડી છે તેમાં બહારથી આવતા જૈન મુસાફરોને રહેવા, સુવા વગેરેની તથા વાસણ ગોદડાંની સારી સવડ રાખેલી છે. તેના પાછલા ભાગમાં જરા બાજુમાં પારીખ મોતીચંદ મયાચંદની વાડી આવેલી છે. આ તથા ઉપરની વાડી સાર્વજનિક સભાઓ ભરવા માટે ઘણી ઉપયોગમાં આવે છે. ન્યાતો અને જમણોની મોટી સંખ્યા આ વાડીઓમાંજ ઘણા ભાગે થાય છે. તે મોટી હોવાથી તેમાં દરેક પ્રકારની સવડ રાખેલી છે.

લાયબ્રેરીથી જરા પૂર્વ દીશામાં જતાં મોદીની વાડી, તે પછી દરજીની ધર્મશાળા અને તેની જોડે ખુણા ઉપર દસાનાગર વાણીઆની વાડી છે. હાથણીઆ આરે મુળચંદ પુરૂષોત્તમની વાડી તથા તેની જોડે બીજી દસાનાગર વાણીઆની વાડી છે તથા સામે જમનાદાસ રાવળની પથ્થરની વાડી આવેલી છે જેનો વહીવટ સરકાર તરફથી નીમાયેલી કમીટી કરે છે. તેની જોડે સરકારી બાગ:છે જેમાં બાગનું નિશાન પણ દેખાતું નથી. તેનો તળાવ તરફનો ભાગ પડીને તળાવના આરા ઉપર ઢગલો થયો છે. વડનગરી દરબાજા અંદર કંસારા લોકોની મોટી વાડી છે તથા દરવાજા બહાર મારૂકંસારાની તથા તળાવ ઉપર લવાર લોકોની વાડી છે. વડનગરી દરવાજા બહાર જમણા હાથે ભાવસારની વાડી છે.

આ પ્રમાણે આ ભાગમાં મુખ્ય વાડીઓ છે. તે શીવાય દીપરામાં શેઠ માણેકચંદ ખુશાલની વાડી તથા ગંજીની પાસે શીવશંકર શોભારામની ધર્મશાળા છે. ઝાંપલી પોળની સામે સુથાર લોકોની, કંડા દરબાજા બહાર વૈષ્ણવોની બેઠકની જોડે અંબા મોતીની દીશાવાળ વાણીઆની વાડી છે.

ઉપર પ્રમાણે વાડીઓ અને ધર્મશાળાઓ છે જેનો વહીવટ તેના માલીકો કરે છે. ન્યાતની વાડીઓનો વહીવટ ન્યાતના આગે-

વાનો રાખે છે. જ્ઞાતિ ભોજન બનતા સુધી સૌ પોતપોતાની વાડીઓમાં કરે છે. આ વાડીઓ તળાવ ઉપર આવેલી હોવાથી તથા કેટલીક વાડીઓમાં કુવા હોવાથી અને પાસે વહોરો કુવો હોવાથી લોકોને નહાવા તથા પાણી પીવા વીગેરેની સારી સગવડ હોય છે.

આ ઉપરથી જણાશે કે જો કે એકે જાહેર ધર્મશાળા નથી તો પણ ઉપરની ખાનગી વાડીઓ સાર્વજનિક કામના ઉપયોગમાં આવે છે. આ શીવાય કેટલાંક દેવાલયો અને મંદીરો સાથે નાની મોટી ધર્મશાળાઓ બંધાયેલી છે. તેનો ઉપયોગ પણ ઘણા લોકો કરે છે.

## સ્મશાનો.

હિંદુનાં સ્મશાનો મુખ્ય કરી બે જગોએ આવેલાં છે. ઘણું પટણી દરવાજા બહાર નીકળતાં જમણા હાથે તળાવના મંકાળેશ્વર મહાદેવના આરા ઉપર અને થોડાં શહેરની પૂર્વ દિશાએ જરા દૂર ઝાડીમાં આવેલાં છે. ફત્તેહ દરવાજે થઇને અગર કડા દરવાજે થઇને ત્યાં જવાય છે. મંકાળેશ્વર મહાદેવના આરા ઉપર આવેલાં સ્મશાનો પૈકી શ્રાવકની ન્યાતોનું સ્મશાન કમ્પાઉન્ડ કરી બાંધેલું છે. તેમાં બેસવા માટે એક નાની ધર્મશાળા અને મડદાને બાળવા માટે પતરાંનું છાપરૂં બનાવેલું છે. બાકીનાં સ્મશાનો છુટાં ખાડા ટેકરાવાળી જગો ઉપર આવેલાં છે, તેમાં કંસારા, સલાટ, સુથાર, કેટલાક કણબી, કેટલાક ભાટ, દરજી, લવાર, ઘાંચી, છીંપા, સોની, માળી, ધોબી, કુંભાર, વીગેરે ન્યાતો મડદાંને અગ્નિ સંસ્કાર કરે છે. અને ઝાડીવાળા સ્મશાનોમાં માત્ર બ્રાહ્મણો અને વૈષ્ણવો મડદાંને અગ્નિ સંસ્કાર કરે છે. બ્રાહ્મણોના સ્મશાન ઉપર બેસવા માટે નાની ધર્મશાળા તથા મડદાં બાળવા માટે છાપરૂં વીગેરે બનાવેલાં છે. વૈષ્ણવ લોકોએ પણ તેવા પ્રકારની ગોઠવણ રાખેલી છે. તે શીવાય થોડાંક છુટાં છવાયાં સ્મશાનો છે ત્યાં કેટલાક કણબી, કેટલાક ભાટ, કેટલાક સથવારા વીગેરે મડદાંને અગ્નિ સંસ્કાર કરે છે. ઉપર જણાવેલી બંને સ્મશાન ભૂમિઓ ઉપર મંકાળેશ્વર (મહાકાળેશ્વર) મહાદેવનાં નાનાં દેવાલયો આવેલાં છે.

પટણી દરવાજા બહારનાં સ્મશાનો ખાડા ટેકરાવાળી જગો ઉપર હોવાથી અને ત્યાં પાણીનો રસ્તો હોવાથી ચોમાસામાં લોકોને ઘણી અડચણ પડે છે માટે જેવી શ્રાવકોના સ્મશાનોની ગોઠવણ કરેલી છે તેવી બાજુમાં પરચુરણ આવેલાં સ્મશાનોની ગોઠવણ ન્યાતવાર અગર બધી ન્યાતો એકત્ર મળી મોટો કમ્પાઉન્ડ અને નાની ધર્મશાળા બાંધીને કરવાની ખાસ આવશ્યકતા છે. આ કામ જ્ઞાતિવાળા અગર શ્રીમંત ગૃહસ્થો ઉપાડી લે તો પરોપકારનું કામ છે. સરકાર પાસેથી જમીનની હદ નક્કી કરાવી અગર ખુટતી હોય તો માગી લઈ જમીન એક સરખી કરી કામ કરવામાં આવે તો સહેલાઇથી બની શકે તેમ છે. ચોમાસામાં કેટલીક વખત અસહ્ય મુશ્કેલી પડે છે તે સૌ જાણે છે, માટે આ કામ કરી હરકતો દુર કરવાની જરૂર છે.

પુરૂષો દરેક સ્મશાન ઉપરથી તળાવના આરા ઉપર સ્નાન કરવા માટે આવે છે તે ઉપરથી તે આરાનું નામ સનાનીઓ આરો પડેલું છે. આ આરા ઉપર ચોમાસામાં તથા ઉનાળામાં બેસવાની ઘણીજ અડચણ પડતી હોવાથી સંવત ૧૯૭૪ માં પારીખ મથુરાદાસ મગનલાલે તે આરા ઉપર લોકોને બેસવા માટે બેઠકોવાળો લાંબો પથરના ધાબાવાળો " મથુરાશ્રમ " બનાવેલો છે તથા તેની આગળ ખાસ પુરૂષોને નહાવા માટે " મથુરાઘાટ " પણ બનાવ્યો છે. વળી સ્ત્રીઓ પણ સ્નાન કરવા માટે તેજ આરાની પાસે બીજા આરા ઉપર આવે છે. અને મર્યાદાવાળી નહાવાની જગો પ્રથમ નહીં હોવાથી તે આરે ખાસ સ્ત્રીઓ માટે સંવત ૧૯૭૨ માં પારીખ ગોપાળભાઇ તથા નારાયણભાઇ તરફથી " જમનાઘાટ " અને રા. હરીચંદ મંછારામ તરફથી " શંકરઘાટ " બાંધવામાં આવ્યા છે. ત્યાં સાધારણ રીતે સ્ત્રીઓ મર્યાદાથી નહાઇ શકે છે.

આ પ્રમાણે સ્ત્રીઓ અને પુરૂષો તળાવ ઉપર સ્નાન કરી રડતાં રડતાં ઘર તરફ જાય છે. આ સ્થળે રડવા કુટવાના રીવાજ સંબંધી બે શબ્દો લખવાનો લાગ મળ્યો છે તેથી તે દુષ્ટ, નિર્લજ અને હાનીકારક

રીવાજ સંબંધી કેટલીક હકીકત જણાવું છું. જો કે કડીપ્રાંતના સુબા (ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટના હોદ્દાની રૂએ) ના જાહેરનામા અન્વયે રસ્તામાં કુટવાની સખ્ત મનાઇ છે છતાં બૈરાં કુટે છે. આ સ્થળે જણાવતાં દીલગીરી થાય છે કે સ્ત્રીઓ જે શરમાળ કહેવાય છે તેજ શરમ કોરાણે મુકી છેડા કાઢી નાખી અવયવો ઉઘાડા કરી લોકોના દેખતાં નિર્લજપણે વિવેકની મર્યાદા છોડી દઇને કુટે છે. કડી પ્રાંતના માજી સુબા મે. રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈના વખતમાં તે હુકમનો બરાબર અમલ થતો હતો અને કેટલોક વખત રસ્તામાં કુટવું બંધ થયેલું હતું પરંતુ તે પછી તેનો અમલ શિથિલ થઈ ગયો અને અત્યારે તો તે હુકમ જાણે બીલકુલ અસ્તિત્વમાંજ નથી તેમ થઈ ગયું છે. પોલીસ કે સુધરાઇવાળા જોઇ રહે છે પણ તેનો કોઇ અમલજ કરતું નથી. આ પ્રશ્ન ધારાસભામાં પણ રજુ થયો હતો અને તે વાત સરકારે ધ્યાનમાં લીધેલી છે. પરંતુ સરકાર કાયદાથી અટકાવે તે પહેલાં પ્રજા પોતેજ સમજી કુટવું બંધ કરે તો સરકારને દરમીઆનગીરી કરવાની જરૂર રહેતી નથી. સરકારની દરમીઆનગીરીથી કેટલો બધો ત્રાસ છે તે બાળલગ્નના કાયદાએ અને ફરજયાત કેળવણીના કાયદાએ પ્રજાની આંખો ઉઘાડેલી છે તે ઉપરથી સિદ્ધ થયું છે. સામાજિક કુધારા જે હાનીકારક, નિર્લજ અને દુષ્ટ એકે અવાજે સાબીત થઇ ચુક્યા છે તે જો સમાજ અને જ્ઞાતિવાળા પોતે થઇને નહીં કાઢે તથા હઠવાદ પકડી બેશી રહેશે અને જેમ ચાલતું હશે તેમ ચાલવા દેશે તો સરકાર લાચારીથી વચ્ચે પડી કાયદાઓ ઘડી તે દ્વારાએ લોકોને શિક્ષા કરશે. પછી આમાં કોનો દોષ તે પ્રજા વિચાર કરશે. જ્યાં જ્યાં હું ફર્યો છું અને આ કુટવાના રીવાજ સંબંધી સભાઓ ભરી દલીલો રજુ કરી છે ત્યાંના અનુભવ ઉપરથી, તેમજ જે જે લોકોએ આ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ આપી આ દુષ્ટ રીવાજ દુર કરવાનું કામ હાથમાં લીધેલું છે તેમના અનુભવ ઉપરથી જણાઈ આવ્યું છે કે આમાં મોટો હઠવાદ કેટલીક ઘરડી ડોશીઓનો છે. જો

તેઓ માને તો થોડા વખતમાં આ કુટવનો રીવાજ બંધ થાય. તે ડોશીઓ વૃદ્ધ માતાઓ યોગ્ય હોવાથી તેમને હાથ જોડી વિનંતી કરવામાં આવે છે તો પણ તેઓ નહીં માનતાં સામી હીલચાલ કરવા મંડી પડે છે અને ઘરમાં પુરૂષને ઉટલુંજ સમજાવે છે અને કલેશ કરે છે, આથી પુરૂષો પાછા હઠે છે. વળી પુરૂષમાં મક્કમપણે પકડી રાખવાની ટેક નહીં હોવાથી ઉપાડેલું કામ પડી ભાગે છે. મને જણાવતાં અત્યંત ખેદ થાય છે કે જ્યારે કોઇ બાઈ રાંડે છે ત્યારે તેને વચ્ચે ઉભી રાખી કુટાવે છે, વિચારી વિધવા થનારને કુટતાં ઓછું આવડે છે તો તેને છુપી રીતે ઠુંસા મારી કુટાવે છે અને કહે છે કે છાતી ઉપર હાથ બરાબર પડતો નથી. તે બિચારી આ વખતે પોતાનો ધણી મરેલો હોવાથી પારાવાર દુઃખમાં ઘેરાયેલી હોય છે છતાં ડોશીઓને જાણે રણસંગ્રામમાં જય મેળવવાનો વખત આવ્યો હોય તેમ તે બિચારી વિધવાને પરાણે ઉભી કરી ઉછળી ઉછળી છેડા છુટા મુકી, કમર બાંધી, કુટવા મંડી પડે છે. ઘણી વખત છાતીમાં ચંદીઓ પડે છે અને લોહીની ધારાઓ વહે છે. કણબી, ભાટ, ઘાંચી, હજામ, વીગેરે એવી જ્ઞાતિઓમાં વાળ છુટા મુકી મર્યાદા મુકી કુદી કુદીને કુટે છે. જેના ઘરમાં મરી ગયું હોય તે ઘરની બાઇઓને તાવ આવતો હોય અગર અશકત હોય તો તેને બીજી બાઇઓ હાથ પકડી ઉભી રાખી પરાણે કુટાવે છે અને કહે છે કે કુટયા વિના તે ચાલે કે? શું લાકડું ભાગી ગયું છે? આમ દલીલો કરી ઘરનાં બૈરાંને પુરાં કરી નાખે છે, કુટવા આવનાર બૈરાં જુદાં જુદાં હોય પણ ઘરનાં માણસ તો એનાં એજ હોય છે એટલે તેમની દુર્દશા થાય છે. તેમાં ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભની ખરાબી થાય છે, કુટવાથી છાતીનાં દરદો થાય છે, નાનાં બાળકોને જોઇએ તેવા પ્રમાણમાં અને સારૂં ધાવણ મળતું નથી. આવી આવી ઘણી વિટંબણાઓ વેઠવી પડે છે.

બહાર ગામથી જ્યારે સાથ સંગાથ આવે છે ત્યારે ઘરનાં બૈરાં ઉપર દુઃખનો મેરૂ પર્વત આવી પડે છે. આવનાર બૈરાં દરવા-

જાથી ખુબ કુટતાં કુટતાં આવે છે, અને જે વખતે ઘરનાં અને સાથ સંગાથનાં બૈરાં ભેગાં થાય છે ત્યારે કુટવાની ધમાલ પૂરેપૂરી મચી રહે છે, અધમુઆ જેવાં ઘરનાં બૈરાંને પરાણે પરાણે સાથમાં આવનાર બૈરાંના મ્હેણાંના ડરથી જોરથી કુટવું પડે છે અને છાતી-માં ચાંદીઓ પાડવી પડે છે. કોઇ સમજુ બૈરાં કુટવાની ના પાડે અને થોડું કુટવાનું કહે તો તેને ધુતકારી કાઢે છે. વીગેરે વીગેરે ઘણો અનર્થ થાય છે. આવો દુષ્ટ રીવાજ ડોશીઓ અને આધેડ ઉમરની સ્ત્રીઓએ પકડી રાખ્યો છે. માટે તેમને–પૂજ્ય માતાઓને–મારી નમ્ર વિનંતી છે કે તેઓ મારા ઉપર ખોટું નહીં લગાડતાં મને માફ કરશે. તેમને બે હાથ જોડી આગ્રહપૂર્વક વિનવવામાં આવે છે કે કુટવાનો નિર્લજ અને હાનીકારક રીવાજ બીલકુલ બંધ કરો અને ઘરના પુરૂષ વર્ગને તે કાઢી નાખવા ભલામણ કરો, તે કાઢતા હોય તો તેમને ટેકો આપો અને તેમણે કરેલા ઠરાવોને માન આપો.

કેટલાક હઠવાદી પુરૂષો કુટવાના રીવાજની સામે પડતાં જણાવે છે કે શું બૈરાં કુટશે નહીં તો ઘર આગળ વાજાં વગડાવશે? પર-ગામથી લોકો સાથના બદલે ગાજતે વાજતે જાન લઇને આવશે? શું આ તેમના જવાબો હઠવાદના નથી તો શું ન્યાયના છે? કુટવું બંધ કરવું એટલે શું ગાવાનું ઠરે છે? કુદરતી રડવું બંધ કરવા કોણ કહે? અને કહ્યાથી તે બંધ પણ થાય? ગુજરાત શીવાય દક્ષિણ બંગાળ પંજાબ વીગેરેમાં અને ગુજરાતમાં દક્ષણી, મુસલમાન વીગેરેનાં બૈરાં કુટતાં નથી તે શું વાજાં વગડાવે છે? અને પરગામથી બીજાઓ મળવા આવે છે તો તેઓ શું જાનનો વરઘોડો કાઢીને આવે છે? આ ન્યાયની દલીલો નથી પણ તોડી પાડવા માટે આવા પથરો ફેંકે છે. ભલે ગમે તેમ વર્ત્તો પણ આ રીવાજ નિર્લજ, હાનીકારક, અને સ્ત્રીઓને અને તેના પરિણામે ભવિષ્યની પ્રજાને અધોગતિએ પહોંચાડનારો દરેકની દૃષ્ટિએ એટલે કે ડૉકટરો, હકીમો, વૈદો, અને તમામ લોકોની દૃષ્ટિએ સાબીત થઈ ચુકયો છે. પછી તેને કોઇ પણ ઉપાયે દૂર કરવો એ

શીવાય બીજો ઉપાય નથી. કુટવાથી એક લાખે એક માણસ પાછું આવતું હોય, અગર મરનારના આત્માનો ઉદ્ધાર થતો હોય એવું શાસ્ત્રમાંથી નીકળતું હોય અને તેથી હઠવાદ પકડી રાખ્યો હોય તો તે વાત વિચાર ઉપર લેવાય. પણ જૈન, વૈષ્ણવ, સ્માર્ત, સ્વામીનારાયણ વીગેરે કોઇ ધર્મમાં કુટવું એ શાસ્ત્રોક્ત છે એવું જણાતું નથી એટલુંજ નહીં પરંતુ કુટવાથી અને રડવાથી કર્મબંધન થાય છે અને મરનારને નિમિત્તરૂપ ગણી તેના આત્માને ભાગીદાર બનાવી દોષિત બનાવવામાં આવે છે.

આમ છતાં પણ જો હઠવાદ મુકવામાં નહીં આવે અને સરકારને ખાત્રી થશે કે હવે કાયદા શીવાય છુટકોજ નથી તો પછી લાચારીથી તે કામ સરકાર ઉપાડી કાયદો બહાર પાડશે. તેનું પરિણામ એ આવશે કે લોકોને પોલીસ અટકાવશે, તેમાં અપમાન થવાનો સંભવ બનશે, સમન્સો નીકળશે, કોરટમાં ધક્કા ખાવા પડશે, આરોપી તરીકે સ્ત્રીઓને અને પુરૂષોને ઉભું રહેવું પડશે અને કેસ ચાલી દંડ થશે. હાથે કરી આવી સ્થિતિ ઉભી કરવી શું કોઈ પણ માણસ પસંદ કરશે? કાયદો બહાર પડયા પછી પસ્તાવો કરે કાંઇ વળશે નહીં. ડહાપણની વાત એજ કે આગળથી સમજી બીજાઓને સમજાવી પોતાના હાથેજ સુધારો કરી લેવો. અત્રે જણાવતાં સંતોષ થાય છે કે સંવત ૧૯૮૦ના કારતક સુદ ૨ થી વિસનગરમાં વીસાશ્રીમાળી તથા ઓસવાળ શ્રાવક મહાજને ઠરાવ કરી કુટવાનો રીવાજ બીલકુલ બંધ કર્યો છે, આ માટે તેમને ધન્યવાદ ઘટે છે. આશા છે કે બીજી જ્ઞાતિવાળાઓ તે પ્રમાણે સુધારો કરી સ્ત્રીઓની અને ભાવી પ્રજાની સ્થિતિ સુધારી તેમનો આશીર્વાદ મેળવશે અને થતી ખુવારી અટકાવશે.

## કબરસ્થાન.

વિસનગરમાં જુદાં જુદાં સ્થળોએ મુસલમાનોનાં કબરસ્થાનો આવેલાં છે. (૧) દેળીઆ તળાવના પખાલીઆ આરે ગટીઆના

વાસના તથા પરચુરણ મુસલમાનોનું, (૨) દેળીઆ તળાવના જોરાવરખાંના (ઉંચા) આરે બે ટેકરા ઉપર નવાવાસવાળા તથા બીજા મુસલમાનોનાં, (૩) દેળીઆ તળાવ ઉપર ગરનાળાંની પાસેના આરાના ટેકરા ઉપર મેમણ લોકોનું કબરસ્થાન, (૪) હનુમાન તરફના આરાના ટેકરા ઉપર બીજા મુસલમાનોનું, (૫) પટણી દરવાજા બહાર દેળીઆ તળાવના આરા ઉપર ચાંદશાહ ફકીરના તકીઆના ઉંચા ભાગમાં વહોરા લોકોનું તથા નીચા ભાગનાં પીંજારા લોકોનું, (૬) કડાદરવાજા બહાર દેપલ તળાવના આરા ઉપર કડા દરવાજે રહેતા કસ્બાના મુસલમાનોનું કબરસ્થાન છે; એ રીતે ૬ સ્થળોએ કબરસ્થાનો આવેલાં છે.

આ કબરસ્થાનોમાં મુસલમાન લોકો ઉંડો ખાડો કરી તેની અંદર મૈયતને પહેરાવેલા ધોળા કપડાના કફન સાથે દફન કરે છે અને પછી તે ઉપર માટી નાખી પૂરી નાખે છે. જેમ હિન્દુઓમાં શબને અગ્નિસંસ્કાર કરવો એ એક પવિત્ર ફરજ અને પુણ્યની ક્રિયા ગણેલી છે તેમ મુસલમાનોમાં મર્હુમના ઉપર માટી નાખવી એ તેમની પવિત્ર ફરજ ગણેલી છે. દફન કર્યા પછી તેના ઉપર ફુલ ચડાવવામાં આવે છે અને થોડાક દિવસે કેટલાક લોકો તેના ઉપર ઇંટ માટીથી કબર બનાવે છે. કોઈ ચાદર ચડાવે છે અને જો કોઇ પીર જેવા હોય છે તો તેના ઉપર કાયમના દીવાની ગોઠવણ કરવામાં આવે છે.

મુસલમાનોમાં મર્હુમની પાછળ અગર મરણ વખતે કોઇ પણ પ્રકારની રડવા કુટવાની રીત રાખેલી નથી. પુરૂષોએ પણ કોઇ પણ રીતે રડવાનું રાખેલું નથી. મર્હુમના કુટુંબને દિલાસો આપવા માટે સગાંસંબંધીઓ જાય છે પણ તે બધી ક્રિયા રડયા શિવાય કરવામાં આવે છે. કુદરતી રીતે આંસુ નીકળે એ વાત જુદી છે પણ વિધિપૂર્વક નામ દઈ ધાંટા પાડી કે હો હો કરી રડવાનો જરા પણ રીવાજ નથી.

# પ્રકરણ ૧૫ મું.

## બીજી સંસ્થાઓ.

### પુસ્તકાલય, સ્ટેશન, પોસ્ટ અને તાર ઑફીસ, ક્લબ, મંડળ, અને આશ્રમ.

**જનરલ લાયબ્રેરી**—વિસનગરમાં એકજ સારૂં ને મોટું પુસ્તકાલય છે જેનું નામ જનરલ લાયબ્રેરી રાખવામાં આવેલું છે. તેનું ભવ્ય મકાન નીચે કમાનો અને ઉપર ગેલેરીવાળું લાલ દરવાજાની બહાર સામે સડક ઉપર આવેલું છે. આ લાયબ્રેરીની હકીકત નીચે પ્રમાણે છે—

કડી પ્રાંતમાં સૌથી પહેલું પુસ્તકાલય વિસનગરમાં સન ૧૮૭૭ (સંવત ૧૯૩૩)માં સરકારી અમલદારો, વકીલો અને કેટલાક કેળવણીમાં રસ લેનાર શહેરીઓ તરફથી ઉઘાડવામાં આવ્યું હતું. (ત્યાર પછી કડીમાં સન ૧૮૮૦ માં, પાટણમાં સન ૧૮૯૦ માં, સિદ્ધપુરમાં સન ૧૯૦૬માં) લોકો ધીમે ધીમે તેમાં રસ લેતા થયા, એટલે તે વખતના લોકપ્રિય અમલદારો રા. અંબાલાલ સાકરલાલ દેસાઈ, રા. કેશવલાલ નહાલચંદ વીગેરેએ અત્રેના શ્રીમંત ગૃહસ્થોને લાયબ્રેરીથી થતા ફાયદા સમજાવી હમેશના માટે કાયમની લાયબ્રેરી ચાલે તે માટે કાયમનું ફંડ ઉઘાડવા હીલચાલ કરી થોડા રૂપીઆ એકઠા કર્યા, અને લાયબ્રેરીનું કામ બરાબર ધારા ધોરણ પ્રમાણે ચાલે તે ઉદ્દેશથી તા. ૨૦–૯–૧૮૮૪ સંવત ૧૯૪૦ના આસો સુદી ૧ ને શનીવારે વિસનગર પુસ્તકશાળાનો તે વખતના સભાસદોએ મળીને એક કરાર લેખ (ટ્રસ્ટડીડ–trust deed) કરી ટ્રસ્ટીઓનું મંડળ (Trust board) નીમવામાં આવ્યું અને તેમાં તમામ ટ્રસ્ટીઓની તથા સભાસદોની સહીઓ લેવામાં આવી અને તે કરારલેખ રજીસ્ટર્ડ કરાવવામાં આવ્યો. તે વખતે નીમાયેલા ટ્રસ્ટીઓ રા. અંબા-

લાલ સાકરલાલ દેસાઇ, રા. કેશવલાલ નહાલચંદ, પારેખ હકમચંદ જોઈતાદાસ, પારીખ ગોકળદાસ મુળચંદ, મજમુંદાર શીવશંકર શોભારામ, પારીખ સુરજમલ લહેરચંદ, અને વકીલ પાનાચંદ મોજીલાલ એ રીતે સાત ગૃહસ્થો હતા. પાછળથી તેમાથી જે જે દેવગત થતા તેમની જગાએ નવા નવા નીમવામાં આવતા. જુના ટ્રસ્ટીઓ પૈકી હાલ એક પણ હયાત નથી. ટ્રસ્ટડીડ પુખ્ત વિચારથી ઘડાયેલું હોવાથી અને કાર્યવાહકો પણ કાર્યકુશળ હોવાથી તેના ધોરણે લાયબ્રેરીનું કામ સંતોષકારક રીતે ચાલ્યું. ટ્રસ્ટડીડની મુળ નકલ લાયબ્રેરીમાં છે.

સન ૧૯૧૧ સુધીમાં નાના પાયા ઉપર વ્યાજની ઉપજમાંથી અને સભાસદોના લવાજમમાંથી લાયબ્રેરીનું કામ ચાલતું હતું. ફંડ વધીને ત્રણ હજાર રૂપીઆ સુધી થયેલું હતું. તેવામાં સન ૧૯૧૧ (સંવત ૧૯૬૭)માં પ્રજામાં વાંચનનો શોખ વધે, પુસ્તકો તથા વર્તમાનપત્રો દ્વારાએ લોકોમાં જ્ઞાનની વૃદ્ધિ થાય, અને તેમનાં મન કેળવાય એવા સ્તુત્ય હેતુથી શ્રીમંત સરકારે પુસ્તકાલય માટે ખાસ ખાતું સ્થાપન કર્યું અને મકાન તથા ચાલુ નીભાવ માટે જેટલી રકમ પ્રજા આપે તેટલી રકમ સરકારમાંથી અને તેટલીજ રકમ પંચાયતમાંથી આપવાનું ધોરણ સરકારે ઠરાવ્યું. આ ધોરણનો લાભ લઈ પ્રજાને વાંચવાનો લાભ આપવા માટે અત્રેના સ્વ. રા. હરીચંદ મંચ્છારામ તીજોરીવાળાએ બે હજાર રૂપીઆ મકાન માટે આપ્યા, તેથી બે હજાર રૂપીઆ સરકારમાંથી અને બે હજાર પ્રાંત પંચાયતમાંથી મળવાથી કુલ છ હજારમાં પ્રથમનું નાનું મકાન પાડી નાખી તથા બાજુમાં બીજી જગો લઈ હાલનું ભવ્ય મકાન સન ૧૯૧૩ (સંવત ૧૯૬૯)માં તૈયાર કરવામાં આવ્યું. ત્યારથી લાયબ્રેરી ત્યાંજ બેસે છે. મેડા ઉપર ભાષણ અગર તેવા ઉપયોગ માટે સભા ભરાઇ શકે તેવા મોટા હૉલની ગોઠવણ રાખેલી છે. નીચેના ભાગમાં એક ઓરડામાં પુસ્તકોનાં કબાટો અને લાયબ્રેરીઅનની ઑફીસ રાખેલી છે અને મુખ્ય વચલા મોટા હૉલમાં વર્તમાન પત્રો મુકવા મોટું ટેબલ તથા વાંચનારાઓની સવડ માટે આસપાસ

ખુરશીઓ અને બાંકડા ગોઠવેલા છે. સ્થળ સંકોચને લીધે હાલમાં. શેઠ મણીલાલ ગોકળભાઈ તથા પ્રાંતપંચાયતની મદદથી એક ઓરડો વધારવાનું બાંધકામ ચાલે છે.

ફંડના વ્યાજના તથા લવાજમના મળી કુલ આશરે રૂ. ૪૫૦)નું લાયબ્રેરીનું ઉત્પન્ન આવે છે. તેમાંથી રૂ ૧૫૦ રીઝર્વ્ડ ફંડખાતે લઇ જતાં બાકી રૂ. ૩૦૦ રહે છે તે તથા રૂ. ૩૦૦ સરકારમાંથી અને રૂ. ૩૦૦ પ્રાંત પંચાયતમાંથી મળી કુલ રૂ. ૯૦૦ નું નિભાવ માટે ઉત્પન્ન છે અને તેમાંથી લાયબ્રેરીઅન તથા નોકરના પગારના રૂ. ૩૫૦ આશરે તથા બાકીના વર્તમાન પત્રો માસિકો તથા પુસ્તકો વીગેરે ખાતે ખરચના ઉપડે છે. જ્યારથી સરકાર અને પ્રાંત પંચાયત તરફથી મદદ મળે છે ત્યારથી સરકારી ધોરણ પ્રમાણે તેમની સૂચનાને અનુસરી લાયબ્રેરીનું કામ કરવામાં આવે છે અને કામકાજ ચલાવવા માટે લાયબ્રેરીનો નિયમ પણ ઘડવામાં આવેલો છે. સન ૧૯૨૪ ના જુલાઈ આખર સુધીનો રીપોર્ટ જોતાં લાયબ્રેરીની નીચે પ્રમાણે હકીકત અને વ્યવસ્થા છે--

૪ લાઇફ મેમ્બર, ૧૬ પહેલા વર્ગના, ૧૨ બીજા વર્ગના, ૬ ત્રીજા વર્ગના અને ૭ ચોથા વર્ગના મળી કુલ ૪૫ સભાસદો છે. લાઇફ મેમ્બરની ફી રૂ. ૧૫૦ એકી વખતે, તથા પહેલા વર્ગની ફી રૂ. ૧૨, બીજાની રૂ. ૬, ત્રીજાની રૂ. ૩, અને ચોથાની રૂ. ૧, એ પ્રમાણે વાર્ષિક ફી રાખેલી છે.

અંગ્રેજી પુસ્તકો ૧૦૪૩, ગુજરાતી ૨૭૨૯, મરાઠી ૪૫૩, સંસ્કૃત ૭૧ મળી કુલ ૪૨૯૬ પુસ્તકો છે, જેની કીંમત રૂ. ૩૯૩૮ જેટલી થાય છે. લોકોને મફત પુસ્તકો વાંચવા આપવાનું ઠરેલું હોવાથી વર્ષમાં કુલ ૩૧૩૬ પુસ્તકો લોકો વાંચવા લઇ ગયેલા તે પૈકી ગુજરાતી ૨૮૮૯, અંગ્રેજી ૧૮૭ તથા મરાઠી અને અન્ય ભાષાનાં ૬૦ પુસ્તકો હતાં. વળી ઉપરનાં પુસ્તકો પૈકી ૨૩૧૧ પુસ્તકો પુરૂષોએ અને ૧૦૮ પુસ્તકો સ્ત્રીઓએ અને ૭૧૭ પુસ્તકો વિદ્યાર્થીઓએ

વાંચ્યાં હતાં. પુસ્તકો વાંચનારની સંખ્યામાં ૨૭૬ પુરૂષો, ૨૧ સ્ત્રીઓ અને ૪૪ વિદ્યાર્થીઓ હતા. વર્તમાન પત્રો વાંચવા આવનારની દર-રોજની સરેરાશ સંખ્યા ૨૦૧ ની છે. વાંચવા આવનારની ફી પણ રાખેલી નથી. આ ઉપરથી વિસનગરમાં લોકોને વાંચવાનો કેવા પ્રકારનો શોખ અને ઉત્સાહ છે તે સમજવામાં આવશે.

લાયબ્રેરી પાસે કાયમનું ફંડ આશરે રૂ. ૩૭૦૦ નું છે તેમાંથી રૂ. ૩૨૫૦ ( પ્રથમના ફંડના ) વડોદરા બેંકમાં બાર માસના બાંધી મુદત ( fixed deposit ) ના મુકેલો છે. અને તે જુના ટ્રસ્ટડીડના આધારે જુદાજ રાખેલા છે. અને તે તેના ટ્રસ્ટીઓના નામે રાખેલા છે. તેનું દરસાલ વ્યાજ ઉપાડવામાં આવે છે. બાકીના સરકાર સાથે જોડાયેલા ફંડના રૂ. ૪૫૦ પોસ્ટ ઓફીસમાં જમે છે. આ બંને ફંડ ભેગાં કરવામાં આવેલાં નથી.

લાયબ્રેરીની વ્યવસ્થા માટે સભાસદોની એક સમગ્ર સભા દર વર્ષે ઓગસ્ટ માસની શરૂઆતમાં મળે છે. તેમાં ગયા વર્ષનો વાર્ષિક રીપોર્ટ વંચાઈ મંજુર થાય છે, નવા વર્ષ માટે આવક જાવકનું બજેટ નક્કી કરવામાં આવે છે, વ્યવસ્થાપક મંડળ, પ્રમુખ, સેક્રેટરી, અને ઓડીટર્સ નીમવામાં આવે છે. તે આખા વર્ષમાં થયેલા ઠરાવોને અનુસરીને કામ કરે છે, સેક્રેટરીના હાથ નીચે રહી લાયબ્રેરીઅન તથા નોકર કામ કરે છે.

ઉપર પ્રમાણે વિસનગર જનરલ લાયબ્રેરીની ટુંકામાં હકીકત છે. સન ૧૯૧૧ પહેલાં જ્યારે સરકારની મદદ મળતી નહોતી ત્યારે જનરલ લાયબ્રેરીમાં જેવી જોઈએ તેવી સવડ નહોતી અને હાલ જેમ દરેકના માટે વાંચવા જવા તથા પુસ્તકો વાંચવા લઇ જવા માટે છુટ રાખેલી છે તેમ પ્રથમ નહીં હોવાથી શહેરમાં બીજાં કોમી અને ધાર્મિક પુસ્તકાલયો જેમકે જૈન પુસ્તકાલય, પુષ્ટિમાર્ગીય વાચનાલય, શુભદર્શક વાચકગૃહ વીગેરે નાનાં નાનાં વાચનાલયો હતાં તે તમામ બંધ થઇ ગયાં છે. પુસ્તકાલયોની જેવી સવડ વડોદરા રાજ્યમાં

થયેલી છે તેવી સવડ બીજાં રાજ્યોમાં ભાગ્યેજ જોવામાં આવશે. આ માટે શ્રીમંત સરકારને ખરેખર ધન્યવાદ ઘટે છે. રાજ્યનાં પુસ્તકાલયોની દેખરેખ રાખવા માટે કયુરેટર ઑફ લાયબ્રેરીઝની નીમણૂક કરેલી છે, લાયબ્રેરી સંબંધી તમામ લખાણુ તે ખાતા તરફ થાય છે.

**વિસનગર રેલ્વે સ્ટેશન**—સંવત ૧૯૪૩ (તા ૨૧-૩-૧૮૮૭) માં પહેલ વહેલી રેલ્વે મેસાણાથી રંડાલા, વિસનગર, અને વડનગર સુધી થઇ, પછી સંવત ૧૯૪૫ (તા. ૧૨-૧૨-૧૮૮૮)માં ખેરાળુ સુધી તે લાઇન વધારવામાં આવી અને સંવત ૧૯૬૫ (તા.૨૦-૮-૧૯૦૯)માં તે લાઇન આગળ ઇશાનમાં લંબાવી ડભોડા અને તારંગાજીના ડુંગરની નજીકમાં વડોદરાની હદ સુધી લઇ જઇ છેવટનું તારંગાહીલ સ્ટેશન બાંધવામાં આવ્યું. આ લાઇન વડોદરારાજ્ય તરફથી થયેલી છે અને તેનો વહીવટ બી. બી. એન્ડ સી. આઇ. રેલવે કંપની શરૂઆતથી અદ્યાપિ સુધી કરે છે. તેના ઉપર જ્યુરીસ્ડીક્શન (jurisdiction–દિવાની અને ફોજદારી હકુમત) વડોદરા રાજ્યનું છે એટલે રેલ્વેની હદમાં કોઇ પણ થયેલા ગુન્હાનું કામ, પછી તે દિવાની હોય કે ફોજદારી હોય તે તમામ વડોદરારાજ્યની મહાલ ન્યાયાધીશીમાં ચાલે છે. અત્રેના સ્ટેશન ઉપર કોઇ પણ માલ પરદેશથી આવતાં ઓછો થયો હોય અગર ગુમ થયો હોય, અગર નુકસાન થયું હોય, અગર અત્રેથી રવાના થતો માલ અત્રે ગુમ થયો હોય અગર નુકસાન થયું હોય તો તેનો દાવો અત્રેની મહાલ ન્યાયાધીશીમાં ચાલી શકે છે. તેજ પ્રમાણે મારામારી, ચોરી વીગેરે એવાં ફોજદારી કામ પણ અત્રેની મહાલ ન્યાયાધીશીમાં ચાલી શકે છે.

વિસનગર સ્ટેશન મેસાણાથી વિસનગર આવતાં જમણા હાથે વિસનગરની પશ્ચિમ દિશાએ આવેલું છે. સ્ટેશન ઉપર સ્ટેશન માસ્તરની ઓફીસ, વેટીંગ રૂમ, પારસલ રૂમ, મુસાફરો માટે છાપરૂં (passenger–shade) અને તેથી જરા દુર ગોડાઉન વીગેરે છે. સ્ટેશન ઉઘાડયું તે વખતે વેટીંગ રૂમ રાખેલો નહોતો. પરંતુ

પાછળથી જરૂર જણાયાથી વધારવામાં આવ્યો. પ્રથમ સ્ટેશન ઉપર રેલ્વેના કુવાનું પાણી ઘણુંજ સારૂં હતુ અને પૂરતા જથામાં રહેતું હતું, તેથી એન્જીનને પાણી લેવાની ગોઠવણ અત્રે રાખેલી હતી. પરંતુ સંવત ૧૯૫૬ના દુષ્કાળમાં તે કુવાનું પાણી ઉંડું ઉતરી ગયું તેથી રેલ્વે વાળાઓએ શાયડો મુકી–બોરીંગ કરી–ઘણા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. ત્યાં આગળ સારા કુવાની જરૂર છે. એ પ્રમાણે કુવામાં પાણી જતું રહેવાથી રેલ્વે વાળાઓએ ખેરાલુ સ્ટેશને પાણી લેવાની ગોઠવણ કરી. સ્ટેશનની સામી બાજુએ પ્રથમ એક સારો મુસાફર બંગલો હતો પણ પાછળથી કાંઇ પણ કારણ વગર પાડી નાખવામાં આવ્યો છે.

સ્ટેશનના કામની વ્યવસ્થા માટે હાલ એક સ્ટેશન માસ્તર આશરે રૂ. ૧૨૦, તાર માસ્તર રૂ. ૭૫, ગુડઝ કલાર્ક રૂ. ૭૦, ૨ પૅાઇન્ટસમૅન રૂ. ૧૭–૧૫, ગેટમૅન રૂ. ૧૨, ઝાડુ વાળનાર રૂ. ૧૪, અને હીંદુ પાણી પાનાર રૂ. ૧૫ ના પગારે માણસો રેલ્વે કંપનીએ રાખેલા છે. તે શીવાય માલ ચડાવવા તથા ઉતારવા ચાર હમાલો રાખેલા છે. તથા સ્ટેશન અને ગોડાઉન ઉપર રહેતા માલ વીગેરેના બંદોબસ્ત માટે એક હવાલદાર અને તેના હાથ નીચે ચાર સીપાઇઓ મળી પાંચ પોલીસના માણસો રાખેલા છે.

હાલમાં દર વરસે ગુડઝ અને પારસલ દ્વારાએ આશરે ૩ા લાખ મણ (૪૦ રતલના એક મણ પ્રમાણે દેશી મણ) માલ પરદેશથી વિસનગર સ્ટેશને આવે છે. તે માલ કઈ કઇ જાતનો અને કેટલો આવે છે તેના અંદાજે આંકડા વેપાર અને ખેતીવાડાના પ્રકરણમાં પાછળ પાન ૨૪૧ ઉપર જણાવેલા છે તે જોવાથી સમજાશે કે વિસનગરની પ્રજાને પરદેશથી આવતા કયા કયા માલ ઉપર અવલંબીને રહેવું પડેલું છે.

જાવકમાં ઘી, લાકડાં, સરસવ, એરંડા, ઘઉં, જુવાર, ખોળ, ત્રાંબાપીતળના ઘાટ વીગેરે મોટા પ્રમાણમાં જાય છે. આંકડા બરાબર નહીં મળવાથી મુકયા નથી.

દરમાસે પેસેન્જરોની સરેરાશ સંખ્યા ૧૪ા હજારની આવે છે તેમાં શીઆળા અને ઉનાળા કરતા ચોમાસામાં ઓછી સંખ્યા હોય છે. પેસેન્જરોની ટીકીટનું વાર્ષિક ઉત્પન્ન ૯૩ હજાર રૂપીઆનું આવે છે તથા ગુડઝ અને પારસલથી આવેલા માલના નૂરનું ઉત્પન્ન રૂ. ૧૬૨૦૦૦ આવે છે. એ રીતે દરસાલ ૨૫૫૦૦૦ રૂપીઆ રેલવે કંપની કમાય છે.

ઉપર જણાવેલા સ્ટેશનના માણસોના પગારનું તથા પરચુરણ મળી વાર્ષિક ખરચ આશરે રૂ. ૫૦૦૦) થાય છે.

સ્ટેશનના અંગે તાર ઓફીસ છે તેમાં રેલ્વેખાતાનુંજ મોટા ભાગે કામ ચાલે છે. કારણકે ગામમાં ગવર્નમેન્ટ તાર ઓફીસ હોવાથી લોકો ત્યાં તાર મુકાવે છે એટલે સ્ટેશનની તાર ઓફીસમાં લોકો તરફથી કમાણી થતી નથી.

પ્રથમ શરૂઆતમાં મેસાણાથી ખેરાળુ સુધી એકજ ટ્રેન આવતી અને તે પાછી જતી. હાલ કેટલાંક વર્ષથી બે ટ્રેનો આવ જા કરે છે તેથી મેસાણે બીજી ટ્રેનો સાથે જા આવ કરવાનો સારો સંબંધ બંધાયેલો છે. લડાઇના વખતમાં કોલસાની તંગીના લીધે થોડાક માસ એકજ ટ્રેન દોડાવવામાં આવતી હતી.

સ્ટેશનથી ગામ આશરે ૦ાા માઇલ દુર છે. સ્ટેશનથી બઝારમાં ચાલતા આવતાં ૧૫ થી ૨૦ મીનીટ લાગે છે; ગામમાં જવાની બે સડકો છે એક સીધી બંને બાજુ લીમડાના ઝાડોથી છવાયેલી ( avenue ) રમણીય સડક છે જે ગોવીંદ ચકલે થઇ ગુંદીખાડે ઓલવાડમાં થઇ બઝારમાં લઈ જાય છે. અને બીજી ઉતરતાં ડાબા હાથે હાઇસ્કુલનાં મકાનો આગળ થઇ પટણી દરવાજે અને લાલ દરવાજે થઇ બજારમાં લઈ જાય છે.

**પોસ્ટ અને તાર ઑફીસ**—આ ઓફીસ ગુંદી ખાડે ભાડાના મકાનમાં બેસે છે. તેમાં ૧ પોસ્ટ માસ્તર, ૧ તાર માસ્તર, ૧ કારકુન, ૩ પોસ્ટમેન, ૧ મેસેન્જર, ૧ મેલ પ્યુન, ૧ લેટર બૉક્સ પ્યુન પોસ્ટખાતા તરફથી નીમાયેલા છે.

ગામમાં ટપાલના કાગળો નાખવા માટે ઓફીસની પેટી ઉપરાંત બીજી સાત જગોએ પેટીઓ રાખેલી છે. ૧ ઠાકોર મહેતાની નિશાળ આગળ, ૧ કડા દરવાજે, ૧ ઘાંચીવાડે, ૧ બઝારમાં મંડી પાસે, લાલ દરવાજે, ૧ ઝાંપલીપોળે અને ૧ સલાટ વાડે. સૌથી મોડા કાગળો ઓફીસ આગળની પોસ્ટબોક્સ–ટપાલપેટીમાંથી–કાઢવામાં આવે છે. આ પોસ્ટ ઓફીસ તાલુકાની કહેવાય છે તેથી તેની શાખાએ વિસનગર તાલુકામાં ભાળક, દેણપ, ગુંજા, કડા, કમાણા, કાંસા, અને ઉમતા એ રીતે સાત ગામે રાખેલી છે. તે ગામના ટપાલના કાગળો લાવવા લઇ જવા માટે હલકારા રાખેલા છે તે હમેશાં કાગળો લાવે છે અને લઈ જાય છે.

વિસનગર ટપાલની ડીલીવરી બે વખત થાય છે, એક બપોરે મેસાણાથી ગાડી આવે છે તે પછી એક કલાકે થાય છે, તેમાં મુબઇ વડોદરા, અમદાવાદ, મેસાણા તરફથી કાગળો આવે છે અને બીજી બપોરે તારંગાહીલથી ગાડી પાછી આવે છે તે પછી એક કલાકે થાય છે જેમાં ખેરાળુ વડનગર વીગેરેના થોડા કાગળો આવે છે. પ્રથમ બંને ટ્રેનોમાં ટપાલ આવતી અને ડીલીવરી થતી હતી પણ લડાઈ પછી તે બંધ થઈ માત્ર એક ટ્રેનમાંજ ટપાલની ગોઠવણ રાખેલી છે. બંને ટ્રેનોમાં ટપાલ આવે એવી પ્રજાની માગણી છે.

રોજના આવતા કાગળોની સરેરાશ સંખ્યા ૬૦૦ ની છે અને જતા કાગળોની સંખ્યા આશરે ૪૦૦ ની છે.

વિસનગરથી રવાના થતા વીમાવાળા કાગળો ( Insured letters) ની વાર્ષિક સંખ્યા આશરે ૨૦૦ની છે જેનો વીમો આશરે ૫૦ હજાર રૂપીઆનો હોય છે તેના કમીશનની આવક આશરે ૫૦ થી ૬૦ રૂપીઆ આવે છે.

વિસનગરથી રવાના થતા મનીઑર્ડરની વાર્ષિક સંખ્યા આશરે ૩ હજાર છે અને આશરે કુલ ૬૦ હજાર રૂપીઆના મનીઑર્ડર થાય છે જેના કમીશનનું ઉત્પન્ન રૂ ૭૦૦) આશરે આવે છે.

પરદેશથી આવતા મનીઑર્ડરની વાર્ષિક સંખ્યા આશરે ૫ હજાર છે અને આશરે કુલ સવાથી દોઢ લાખ રૂપીઆના મનીઑર્ડર આવે છે.

ઉપરના આવક જાવકના મનીઑર્ડરના રૂપીઆ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જાવક કરતાં આવક લગભગ બમણી છે તેથી ધંધા અર્થે કેટલાક લોકો બહાર પરદેશ જાય છે અને પોતાના કુટુંબના ભરણપોષણ માટે બહાર ગામથી અત્રે પૈસા મોકલી આપે છે. અહીંથી રવાના થતા મનીઑર્ડરનો મોટો ભાગ કેટલાક સટોરીઆ ઇન્દોર વીગેરે સટ્ટામાં પૈસા મોકલે છે તેમનો હોય છે. હજારો રૂપીઆ દર સાલ લોકો આ રીતે જુગાર જેવા સટ્ટામાં પરદેશ મોકલી ગુમાવે છે.

અત્રેથી જતા રજીસ્ટર્ડ કાગળોની વાર્ષિક સંખ્યા આશરે ૪૦૦૦, રજીસ્ટર્ડ પારસલોની સંખ્યા ૩૫૦, અને અનરજીસ્ટર્ડ પારસલોની સંખ્યા ૧૦૦૦ થાય છે.

નવહજાર રૂપીઆની રેલ્વે રસીદો નંગ ૨૦૦ આશરે વેલ્યુપેએબલથી પરગામ જતા માલની જાય છે અને પારસલો નંગ ૪૦૦ રૂપીઆ એક હજારનાં વેલ્યુપેએબલથી પરગામ જાય છે. તથા ત્રણ હજાર રૂપીઆના વીમાની બેંગીઓ આશરે ૩૦ થાય છે.

તાર ઓફીસમાં અત્રેથી રવાના થતા તારોની વાર્ષિક સંખ્યા આશરે ૫ હજારની છે જેની આવક પાંચ હજાર રૂપીઆ આવે છે. પરગામથી આવતા તારોની સંખ્યા પણ આશરે પાંચ હજારની છે: અત્રેની તાર ઓફીસ બીજા વર્ગની ગણાય છે. રવિવાર શીવાય દરરોજ સવારના ૮ વાગ્યાથી સાંજના ૭ વાગતા સુધી ખુલ્લી રહે છે. અને રવીવારે તથા રજાના દિવસે સવારે ૮ થી ૧૦ અને સાંજે ૪ થી ૬ સુધી ફક્ત અરજંટ તારો લેવા માટે ઉઘાડી રાખવામાં આવે છે. આ ઓફીસના વખત બહાર તથા રાત્રે તાર મુકાવવો હોય તો મુકાવી શકાય છે પરંતુ ચાલુ ફી કરતાં એક બે રૂપીઆ વધુ આપવા પડે છે જેને લેટફી ( late fee) કહેવામાં આવે છે. આ ફીમાંથી કેટ-

લાક પૈસા સરકારમાં જમે થાય છે અને કેટલાક માસ્તરને મળે છે. આ લાલચથી માસ્તર રાત્રે ગમે તે વખતે તાર મુકવા અગર ઉતારવા તત્પર હોય છે. આથી માસ્તરનું, સરકારનું અને લોકોનું કામ સારી રીતે સધાય છે. તાર બે મુકાય છે. એક ઑરડીનરી બાર આનાનો જેમાં સરનામા સાથે ૧૨ શબ્દો મુકી શકાય છે, વધુ દરેક શબ્દ માટે એક આનો છે. અને બીજો અરજંટ જેની બમણી ફી રાખેલી છે.

અત્રેના પોસ્ટ માસ્તરની જગો આશરે ૧૨૫ રૂપીઆની છે, તાર માસ્તરની રૂ. ૮૦ ની, કલાર્કની રૂ ૪૦ ની તથા બીજા નોકરોની ૧૫ થી ૨૦ સુધીની છે. કુલ પોસ્ટ અને તાર ઓફીસનું વાર્ષિક ખરચ આશરે પાંચ હજાર રૂપીઆનું છે.

અત્રેની તાર ઓફીસનો બહોળો ઉપયોગ સટોરીઆ વેપારીઓ કરે છે જેઓ પરદેશથી ઘડી ઘડીના ભાવોના તારો મંગાવે છે અને તારો રવાના કરે છે. લેટ ફી પણ તેજ લોકો ખરચે છે. સટોરીઆ ઉપરજ તાર ઓફીસની કમાણીનો આધાર છે એમ કહેવામાં આવે તો તે ખોટું નથી. ઉપર જણાવેલા આંકડાઓ પોસ્ટ ઓફીસ દ્વારાએ નહીં મળવાથી ચોકસ નહીં મુકતાં પ્રજાના ચાલતા કામકાજના વ્યવહાર ઉપરથી અંદાજે મુકવામાં આવ્યા છે.

**મથુરાદાસ કલબ**—વિસનગરમાં "કલબ" એવી સંસ્થા જુના વખતથી ચાલતી આવેલી છે. જ્યારે અહીંઆં પ્રાંત ન્યાયાધીશીની કચેરીઓ હતી ત્યારે રમતગમત માટે તે વખતના ન્યાયાધીશો, વકીલો વીગેરે મળી કલબ ઉઘાડી એકઠા મળી રમતગમત કરતા હતા. ઘણા વખત સુધી હાલ જ્યાં તળાવ ઉપર મોતીચંદ મયાચંદની વાડી છે ત્યાં વાડી બંધાયા પહેલાં ખાલી પડેલી જગોમાં કલબ બેસતી હતી. પછી કેટલોક વખત તળાવ ઉપર સરકારી બંગલાવાળા બાગમાં, તથા કડા દરવાજે દવાખાનાના કમ્પાઉન્ડમાં એમ અનુકૂળ પડતા સ્થળે એ કલબ મળતી હતી. અત્રેની પ્રાંત ન્યાયાધીશી સંવત ૧૯૫૯માં મેસાણે ગઈ તે પછી અત્રેની મહાલ ન્યાયાધીશીના વકીલો, અમલદારો. અને કેટલાક

ગૃહસ્થોએ મળી કલબ ઉઘાડી હતી. તે ઘણો વખત સ્ટેશનની નવી સડક ઉપર ભાડાના મકાનમાં મળતી હતી. તે પછી સંવત ૧૯૭૨ માં તે કલબનું નવેસર બંધારણ રચવામાં આવ્યું અને તે સરકારી દવાખાનાના કમ્પાઉન્ડમાં મળવા લાગી. પછી ત્યાંથી સ્ટેશન ઉપર ભાડાના મકાનમાં આવી અને તેમાં સભાસદોની વૃદ્ધિ થવા લાગી. તેવામાં પારીખ મથુરાદાસ મગનલાલની આ કલબ ઉપર કૃપાદૃષ્ટિ થઇ અને કલબનો ઉદય થવા માંડયો. તેમણે બક્ષીસ તરીકે કલબનું મકાન બાંધી આપવા ઇચ્છા બતાવી. કલબના તાબામાં એક ઇંટવાડા વાળી જગો મળી આવી. તે થોડી પુરાવી ઠીક કરી તેમાં સંવત ૧૯૭૪ના આસો વદ ૨ (તા.૨૧-૧૦-૧૮)ના રોજ મકાનનું ખાત મુહુર્ત જાહેર મેળાવડો ભરી પારીખ ડોસાભાઇ મગનલાલના હાથે કરવામાં આવ્યું. બીજા વર્ષે મકાન પૂરૂં થયું અને કલબ ત્યાં બેસવા લાગી. આ મકાન ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૧-૮-૧૯૧૯ ના રોજ નામદાર દિવાન સર મનુભાઇ નંદશંકર મહેતાના શુભ હસ્તે કરવામાં આવી અને તેનું નામ પારીખ મથુરાદાસના માનાર્થે "મથુરાદાસ કલબ" રાખવામાં આવ્યું. ત્યારથી એ કલબ એ નામથી ઓળખાય છે, અને પારીખ મથુરાદાસનું નામ કલબના પેટ્રન તરીકે દાખલ કરવામાં આવ્યું છે. તે પછી તેમના ચી૦ પુત્ર શાંતિલાલ તરફથી કમ્પાઉન્ડ વીગેરે કરાવી સુધારો કરાવ્યો. તેમનું નામ લાઇફ મેમ્બર તરીકે દાખલ કરેલું છે. આ ખેતરના ખુણામાં ખાડાવાળી જગોમાં પારીખ મથુરાદાસે કુવો બનાવ્યો જેનો ઉપયોગ લોકો કરે છે. તે કુવાવાળો ત્રિકોણ આકારનો ભાગ પારીખ મથુરાદાસને બક્ષીસ તરીકે આપી રજીસ્ટર્ડ દસ્તાવેજ સેક્રેટરીના નામથી કરી આપેલો છે. કુવાનું પાણી લેવા શિવાય બીજો કાંઇ પણ હક કલબે રાખેલો નથી.

રમત માટે બે બેડમીન્ટન કોર્ટ બનાવેલા છે. બેસવા માટે ઉદાર ગૃહસ્થો તરફથી બાંકડા તથા ટેબલ વીગેરેની ભેટ મળેલી છે. કુલ સભાસદોની સંખ્યા ૫૫ આશરે છે. સાંજે હમેશાં સભાસદો એકઠાં

મળે છે. આ કલબનો ઉદ્દેશ "પરસ્પર ભ્રાતૃભાવ વધે, એક બીજા પર સમદૃષ્ટિની લાગણી રહે અને નિર્દોષ રમતગમત સાથે આનંદ મળે" એ રાખેલો છે, એ પ્રમાણે કલબમાં વર્તન થતું જણાય છે. કલબનો વહીવટ બરાબર ચાલે તે માટે તેના નિયમો ઘડી છપાવી બહાર પાડેલા છે. રીતસર કારોબારી મંડળ નીમી વ્યવસ્થા રાખવામાં આવે છે. સ્થાનિક સભાસદોની માસીક ફી રૂ. ૧ અને પરગામ રહેનારની રૂ. ૦ાા રાખેલો છે. પાનાં, શત્રંજ, બેડમીન્ટન વીગેરે રમવાની સારી સવડ છે. ટેનીસ રમવાની સવડ નથી. તે કામ ખરચાળ હોવાથી થયેલું જણાતું નથી, જમીનની સવડ છે એટલે સભાસદો મોડું વહેલું તે કામ હાથમાં લેશે એવી આશા છે. આ કલબનું મકાન સ્ટેશનની નવી સડક ઉપર આવેલું હોવાથી ઘણી વખત ફરવા આવનાર ગામના અને પરગામના ગૃહસ્થો તેની મુલાકાત લે છે. ખાસ કલબના હીતના કામ શીવાય કલબના ખરચે મીજબાનીઓ અને પાનસોપારીઓનો રીવાજ કે નિયમ રાખેલો નથી. આ રીવાજ વખાણવા લાયક છે.

કલબમાં સભાસદ થનારને પોણા ભાગના સભાસદોના મત મળેથી તે સભાસદ થઇ શકે છે. સભાસદ થનારને રીતસર છાપેલા ફૉર્મ ઉપર સહી આપવી પડે છે. લગભગ આવક તેટલુંજ ખરચ રાખેલું છે.

**મિત્રમંડળ**—આ મંડળની સ્થાપના સંવત ૧૯૭૪માં કેટલાક ઉત્સાહી યુવકો તરફથી કરવામાં આવી હતી. આ મંડળનો મુખ્ય હેતુ કેળવણીનો પ્રચાર, સ્વદેશી હીલચાલ અને લોકસેવા કરવાનો છે. તેમાં કોઈ પણ જ્ઞાતિનો પુરૂષ જોડાઈ ભાગ લઈ શકે છે. હાલ મંડળમાં આશરે ૫૫ સભાસદો છે. દરવરસે તેની વાર્ષિક સમગ્ર સભામાં મંડળે વર્ષમાં કરેલી સાર્વજનિક સેવાનાં કામો, તથા બીજા કામકાજનો હેવાલ અને હિસાબ બહાર પાડવામાં આવે છે. વિદ્યાર્થીઓમાં જાહેર ભાષણો કરવાનો જુસ્સો આવે, એક બીજાથી ચડીઆતા વિચારો પ્રદર્શીત કરી શકે અને તેથી ભવિષ્યમાં સાર્વજનિક સંસ્થાઓમાં જોડાઈ પ્રજાહીતનું કામ કરવા શક્તિમાન થાય તેવા ઉદ્દેશથી

કોઈ કોઇ વખતે સારો નિબંધ લખનારને કે સારૂં ભાષણ કરનારને ઈનામો આપવામાં આવે છે. કેટલાક વખત સુધી આ મંડળ ખાસ કરી પરરાજ્યમાં ચાલતી ચળવળ તરફ વધુ લક્ષ આપતું હતું પરંતુ સંવત ૧૯૭૯ થી બહારની ચળવળ ઉપરાંત તળ વિસનગરની બાબતો ઉપર કેટલાક અંશે ધ્યાન આપે છે, વિસનગરની પ્રજાના હીતના પ્રશ્નો ઉપાડે છે અને સ્થાનિક કામો તરફ દૃષ્ટિ રાખી સેવા કરે છે. પ્રજાને બનતા સુધી દરેક બાબતની માહીતી મળે તેવા ઉદ્દેશથી માહીતી ગૃહ ( ઇન્ફરમેશન બ્યરો information bureau ) જેવું થોડું ઘણું કામ કરવાનો આરંભ કર્યો છે. તે માટે તેમણે રીતસરની બઝારમાં ઓફીસ રાખવી જોઇએ અને કામ કરનાર એક સભાસદ કે માણસ રાખવો જોઇએ કે જ્યાંથી તમામ હકીકત મળવાથી યથાશક્તિ સેવાની આશા રાખી શકાય. હાલમાં પ્રસંગોપાત બજારમાં જાહેર બોર્ડ લગાડી જોઈતી માહીતી આપે છે અને યોગ્ય લાગે છે ત્યારે જાહેર સભાઓ ભરી ભાષણો આપે છે અને પોતાનાથી બનતું કામ કરે છે. આશા છે કે મંડળ ધીમે ધીમે પોતાનું કામ વધારી, સારી સંખ્યામાં સભાસદો મેળવી વિસનગરની પ્રજાની સેવાનું કામ કરવા પાછું હઠશે નહીં.

**સેવાસમાજ**—વિસનગરની પ્રજાની સેવા કરવાના ઉદ્દેશથી આ મંડળ સંવત ૧૯૭૭ માં કેટલાક યુવકો તરફથી ઉઘાડવામાં આવેલું છે. સમાજના સભાસદો પૈકી કેટલાક સભાસદો સ્વયંસેવક તરીકે કામ કરે છે. મેળાઓમાં, વરઘોડામાં અને એવા બહોળા જનસમૂહના પ્રસંગે તેઓ વ્યવસ્થાનું કામ માથે લે છે અને પોતાનાથી બનતી સેવા કરે છે. જરૂર પ્રસંગે બહાર ગામના મેળાઓમાં પણ જાય છે, ઘણી વખત આ સમાજ અને મિત્રમંડળ બંને મળીને ભેગું કામ કરે છે. કોઈ વખત હાલમાં હિન્દુસ્થાનમાં ચાલતી ચળવળોનો ખ્યાલ આપવા, અને વિસનગરની પ્રજાને તેનું ભાન કરાવવા નાટકોના પ્રયોગો પણ કરે છે અને તે દ્વારાએ પૈસા ઉઘ-

રાવી ચાલતી ચળવળને પુષ્ટિ આપે છે. દરવરસે વાર્ષિક મેળાવડો ભરે છે અને પોતાનાં કરેલાં કામો, આવક જાવક વગેરેનો હેવાલ બહાર પાડે છે. તેના સભાસદોની સંખ્યા આશરે ૩૦ ની છે. વાર્ષિક લવાજમ રૂ ૨) રાખેલું છે, કોઇ પણ પુરૂષ આ સમાજનો સભાસદ થઇ શકે છે. બહારની હિલચાલ તરફ આ સેવાસમાજ જેટલું ધ્યાન આપે છે અને જેટલી હીલચાલ ઉઠાવે છે તેના કરતાં વધારે પ્રમાણમાં વિસનગરની સ્થાનિક બાબતમાં પ્રજા આશા રાખે એ સ્વાભાવિક છે. જો કે સભાસદો થોડું ઘણું સ્થાનિક કામ ઉપાડવા લાગ્યા છે પણ તેટલાથી સંતોષ નહીં માનતાં પૂરેપૂરો તેનો વિકાસ કરવો જોઇએ અને વિસનગરની પ્રજાને સાબીત કરી બતાવી આપવું જોઇએ.

**તાલુકા પ્રજામંડળ**—વડોદરા રાજ્ય પ્રજામંડળના બંધારણ પ્રમાણે વિસનગરમાં તાલુકામંડળની રીતસર સ્થાપના સંવત ૧૯૭૯ માં થયેલી છે. તેમાંથી ચુંટાયેલા પ્રતિનિધિઓ પાટણમાં મળેલી પ્રજા-મંડળની બેઠકમાં ગયા હતા, તેમજ સંવત ૧૯૮૧માં બીલીમોરામાં મળેલી પ્રજામંડળની ખાસ બેઠકમાં જઈ ભાગ લીધો હતો. આ તાલુકામંડળમાં જેમ બને તેમ મોટા પ્રમાણમાં સભાસદોની સંખ્યા થવી જોઇએ અને વરસમાં ઘણી વખત તાલુકાના ગામોમાં સભાઓ ભરી લોકોનાં દુઃખની હકીકત જાહેરમાં લાવવી જોઇએ. હજુ આ મંડળ તેની બાલ્યાવસ્થામાં છે એટલે વધુ આશા ન રાખી શકાય પણ ખાત્રી છે કે ધીમે ધીમે તે પગભેર થઇ પોતાનો પોકાર બરાબર જાહેર કરી દાદ મેળવવા શક્તિવાન થશે.

ઉપરનાં મંડળોએ વિસનગરમાં ઘણાં કામો કરવાનાં છે. સુધરાઇની ચુંટણી વખતે વિસનગરનું હિત જાળવી શકે અને સરકારી અમલદારોથી અંજાઇ નહીં જતાં મર્યાદામાં રહી પોતાના વૉર્ડનું કામ જાળવી શકે એવા ઉમેદવારો બહાર પાડવા જોઇએ અને તે ચુંટાય તેની તજવીજ કરવી જોઇએ, સરકાર આગ્રહ કરી ઘરવેરો રખાવવા યત્ન કરી પ્રજા જાણે ભાડાના ઘરમાં રહેતી હોય તેવી પ્રજાને અનુ-

વવા માગે છે, સરકારની આવી ઢીલચાલ સામે કાયદેસર લડત ચલાવવી જોઇએ; કન્યાશાળાના મકાનનું કામ પડી રહ્યું છે, દવાખાનું પહેલા વર્ગનું હતું તે ત્રીજા વર્ગનું બનાવી દીધું છે તે દુઃખ તો હજુ દુર થયેલુંજ નથી, નપાણીઆની પીડા તો વેગળી ખશીજ નથી, તળાવમાં પાણી આવવાના માર્ગ સંભાળ વગર જેવા જોઇએ તેવા સાફ નથી, ફરજ્યાત દંડથી ગરીબ લોકોનો મરો થઈ રહ્યો છે, બાળલગ્નના કાયદાથી નાતરીઆ લોકો પણ નાહક દંડાય છે, ગરીબ લોકો બિચારા વેઠથી પીડાય છે, ખેડુતોની રાડો તો કાયમ છે, નિર્લજ અને હાનીકારક રડવા કુટવાના રીવાજો, ફટાણાં ગાવાનો શરમ ભરેલો રીવાજ, વીગેરે વીગેરે પ્રજાકીય અને સામાજિક ઘણાં કામો દૃષ્ટિ આગળ રમી રહેલાં છે તેમાંથી જે જે ઉપાડી શકાય તે તે ઉપાડી સેવા કરવાનો બહોળો માર્ગ ખુલ્લો છે. આ માટે સેવાસમાજ અને મિત્રમંડળના કાયવાહકોને મારી ખાસ વિનંતી છે કે તેમણે જેમ જેમ પોતાની શકિત વધતી જાય તેમ તેમ ઉપરનાં કાર્યો ઉપાડવાં જોઇએ. એક કામથી સંતોષ માનીને બેશી રહેવાનું નથી. તાલુકા મંડળે તાલુકાની પરિસ્થિતિનું બારીક અવલોકન કરી, સરકાર તરફથી દર અઠવાડીએ આજ્ઞાપત્રિકામાં નવા નવા કાયદાઓ અને હુકમો બહાર પડે છે તેનું વાંચન કરી કઈ બાબતો હાથ ઉપર લેવાની છે અને સમગ્ર વડોદરારાજ્ય પ્રજામંડળમાં એકત્ર જોડાઈ કેવા પ્રકારના ઠરાવો કરી સરકાર પાસેથી દાદ મેળવવાની છે તે માટે પુરતું લક્ષ આપી કાર્યપરાયણ બનવાની ખાસ આવશ્યતા છે.

**વિસનગરા નાગર વિધવાશ્રમ**—વિસનગરા નાગર કોમની વિધવાઓને ઉદ્યમ અને ધાર્મિક કેળવણી પ્રાપ્ત થાય એવા હેતુથી વિસનગરા નાગરોએ આ વિધવાશ્રમ આશરે ૬—૭ વરસથી ઉઘાડેલું છે. તેનું મકાન માંડવી ચોપટે નીલકંઠ મહાદેવની સામે છે. હાલ તેમાં વિધવાઓની સંખ્યા ૨૫ છે. આશ્રમમાં શીવવાનું, ભરવાનું, કાંતવાનું અને એવું પરચુરણ કામ થાય છે અને ધર્મનાં પુસ્તકોનું વાંચન ચાલે છે. તેની વ્યવસ્થા બાઇઓ પોતે રાખે છે અને તેના

ઉપર નાગર ગૃહસ્થો દેખરેખ રાખે છે. આ આશ્રમના સ્થાપક તરીકે મ્હેતા ગીરધરલાલ દયારામ ગણાય છે. આશ્રમ સંબંધી નાણાં એકઠાં કરવાનું કામ પણ તે કરે છે.

**મહાજન**—જુના વખતથી ચાલતા આવેલા વહીવટ પ્રમાણે વિસનગરમાં પણ મહાજનનું બંધારણ છે. તેમાં દરેક કામનો સમાવેશ થાય છે અને તે પ્રજાના હિતાહિતનો પ્રશ્ન હાથમાં લઈ પ્રજાકીય કામ કરે છે, પાંજરાપોળ વીગેરે એવી ધર્માદા સંસ્થાઓ નીભાવે છે અને દેખરેખ રાખે છે. નગરશેઠ તરીકે શેઠ કલ્યાણદાસ જોઈતાદાસનું નામ ચાલે છે અને તે નામથી તેમના વારસો વહીવટ ચલાવે છે. મહાજન એકઠું કરવાનું અને વ્યવસ્થા રાખવાનું કામ કરે છે અને યોગ્ય લાગે તો તેમાં દરેક જ્ઞાતિના આગેવાનોને મદદમાં લે છે, સરકાર દરબારમાં અને શ્રીમંત મહારાજાની પધરામણી વખતે પ્રજા તે મહાજનના નામથી જ ઓળખાય છે અને સત્કાર વીગેરેની ક્રિયા પ્રજાતરફથી નગરશેઠ મારફતજ થાય છે. જુના વખવખતમાં સરકારે તેમને નગરશેઠ તરીકેના કેટલાક પરવાના અને અમુક પ્રકારના કરોની માફી આપેલી છે, પ્રથમના વખતમાં મહાજનની સત્તા રાજાની સત્તા બરાબર ગણાતી હતી તે હવે રાજ્યતંત્રમાં ફેરફાર થવાથી અને સુધરાઇ તથા પંચાયતોની સ્થાપના થવાથી મહાજનના અધિકારમાં ઘણી ન્યૂનતા આવેલી છે, તો પણ દુનિયા એમ માને છે કે "રાજા પ્રજા વડે અને પ્રજા રાજા વડે" આવો રાજા અને મહાજન વચ્ચે સંબંધ બંધાયેલો છે અને આ સંબંધ શાસ્ત્રકારોએ પિતાપુત્રવત્ ગણેલો છે. જો મહાજન સંગીન બંધારણ બાંધી કાર્યપરાયણ થાય તો હાલ જેટલું કામ કરી શકે છે તેના કરતાં વધારે અને સારૂં કામ કરવા શક્તિમાન થઈ શકે.

# પ્રકરણ ૧૬ મું.

## યાદ રાખવા જેવા કેટલાક કાયદા.

રાજ્યમાં ઘણા ઘણા પ્રકારના નાના મોટા કાયદાઓ સરકાર તરફથી અને થોડાક સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તરફથી બહાર પડેલા છે. આથી લોકોને સરકારની સાથે અથડામણમાં આવવાના સ્વાભાવિક રીતે ઘણા ઘણા પ્રસંગો જાણતાં અજાણતાં ઉભા થાય છે. સૌ કોઈ જાણે છે કે પ્રજાનો મોટો ભાગ કાયદાથી અજ્ઞાત હોય છે તેથી તેઓ શિક્ષાના ભોગ થઈ પડે છે. બીજાં રાજ્યો કરતાં વડોદરા રાજ્યમાં સામાજિક સુધારણામાં સરકારે વધારે દરમીઆનગીરી કરેલી હોવાથી બાળલગ્નપ્રતિબંધકનો કાયદો, ફરજ્યાત કેળવણીનો કાયદો, લગ્ન અને છેડા છુટકાનો કાયદો વીગેરે એવા એવા કાયદાઓ અમલમાં મુકાયેલા છે; વળી સુધરાઇઓ અને પંચાયતોએ પણ પોતાને મળેલા અધિકાર પ્રમાણે જન્મની નોંધના, મરણની નોંધના, લગ્નની નોંધના, ઘર વેરાના, જકાતના, ઘર બાંધવાના, ઝુપડાં બાંધવાના, વીગેરે એવા નિયમો અને પેટા નિયમો બહાર પાડેલા છે અને પાડે છે. આવી કાયદાની ગુલગુંથણી ગુંથાએલી હોવાથી લોકો તેમાં ભુલ અને અજ્ઞાનથી સપડાય તેમાં નવાઈ નથી. વળી કાયદાનું મુખ્ય સૂત્ર છે કે "કાયદાની બીનવાકેફગારી તે કાંઇ બચાવ નથી ( Ignorance of law is no excuse )" આ સૂત્ર અનુસાર અજ્ઞાન લોકો દંડાય છે. આ કારણથી વિસનગરની પ્રજા સુધરાઇના અને સરકારના કાયદાઓથી માહીતગાર રહે અને બનતા સુધી શિક્ષાને પાત્ર થાય નહીં તેવા ઉદ્દેશથી સરકાર સુધરાઇ અને પ્રજા એ ત્રણના પરસ્પરના હમેશના વ્યવહારના કાયદાઓ જે ખાસ યાદ રાખવા જેવાજ છે તે કાયદાની કેટલીક મહત્વની મુખ્ય મુખ્ય ઉપયોગી કલમો નીચે પ્રમાણે પ્રજાના ઉપયોગ

માટે પ્રકટ કરવામાં આવી છે તે વાંચવાથી ઘણા અંશે ફાયદો અને મદદ મળે તેમ છે:—

## વિસનગર સુધરાઇએ જન્મ મરણ વીગેરે નોંધવા બાબત કરેલા પેટા નિયમની કેટલીક કલમો.

સુધરાઇ નિબંધની કલમ ૪૮ (ચ) અન્વયે પેટા નિયમો તૈયાર કરી મે. રા. રા. મહાલાનિહાય સરસુબાના નિ. (ગ) ના તકતા નંબર ૫૦૩ તા. ૨૩–૧૦–૧૦ થી મંજુરી મેળવી વિસનગર સુધરાઇએ વિસનગરની પ્રજા માટે તા. ૧૮–૨–૧૯૧૪ થી અમલમાં મુકેલા છે.

**કલમ ૧** (જન્મની નોંધ કરાવવા વિશે)—સુધરાઈની સ્થળ સીમામાં કોઇ બાળક જન્મે એટલે—(૧) તેના બાપ અગર વાલીએ અથવા તે ઘરના કે કુટુંબના માલીકે કિંવા વડીલ માણસે, કિંવા કુટુંબનું પોષણ કરનાર અથવા તે ઉપર દેખરેખ રાખનાર અને તેઓ પૈકી કોઈ ન હોય તો, (૨) તે મકાનના રહેનાર અથવા તે મકાનની સંભાળ લેનાર અથવા તેનો વહીવટ કરનાર શખસ જેના જાણવામાં આવે કે તેજ ગામમાં બાળક જન્મ્યું છે તેણે અથવા (૩) બાળક જન્મતી વખતે જે કોઇ ત્યાં હાજર હોય તેવા દરેક શખસે,—વ્યાજબી અને પૂરતા કારણથી હરકત આવી હોય તે શિવાય સદરહુ બાળક જન્મ્યા પછી ૭૨ કલાકની અંદર તે જન્મ સંબંધે નીચે લખેલી વિગતની પોતાના જાણવા તથા માનવા પ્રમાણે માહીતી લખીને અથવા મોંઢેથી સુધરાઇના ચીટનીસને અથવા હેલ્થ ઑફીસરને અથવા તે જીલ્લાના ઈન્સ્પેકટરને આપવી જોઇએ:—(૧) ઘરનો નંબર, મહેલ્લો, પરૂં અથવા પોળનું નામ તથા શહેરના ભાગનું નામ, (૨) બાપનું નામ તથા માનું નામ, (૩) ન્યાત તથા કોમ, (૪) બાળકની જાત (છોકરો કે છોકરી), (૫) જન્મનો વખત તથા તારીખ, (૬) જીવતું અવતર્યું

હોય તો તે, (૭) મુવેલું અવતર્યું હોય તો તે, (૮) અવતર્યા પછી મરી ગયું હોય તો તે, (૯) ખબર આપનારનું નામ, (૧૦) ખબર આપનાર સખસ તે બાળકનો બાપ, વાલી અથવા જે હોય તે, (૧૧) ખબર આપ્યાની તારીખ,—અને ઉપર પ્રમાણે ખબર આપ્યાનો દાખલો મેળવવો.

**કલમ ૨** ( મરણુની નોંધ કરાવવા વિશે. )—સુધરાઈની સ્થળ સીમામાં કોઈ ઘરમાં અથવા કુટુંબમાં મરણુ થાય ત્યારે—(૧) તે ઘરના અથવા કુટુંબના માલીકે, કિંવા વડીલ માણુસે, કિંવા કુટુંબનું પોષણુ કરનાર, કિંવા તે ઉપર દેખરેખ રાખનાર સખસે અથવા તેઓ પૈકી કોઇ ન હોય તો, (૨) તે ઘરમાં રહેનાર અથવા તેની સંભાળ લેનાર અથવા તેનો વહીવટ કરનાર જે સખસને એવું મોત થયાનું જાણુવામાં આવે તેણે—વ્યાજબી અને પૂરતાં કારણુથી હરકત આવી હોય તે શીવાય એવું મોત થયા પછી ૭૨ કલાકની અંદર તે સંબંધે નીચેની વીગતની પોતાના જાણુવા તથા માનવા પ્રમાણે માહીતી લખીને અથવા મોઢેથી સુધરાઈના ચીટનીસને અથવા હેલ્થ ઓફીસરને અથવા તે જીલ્લાના ઈન્સ્પેક્ટરને અથવા સ્મશાન તથા કબરસ્થાનના કારકુનને આપવી જોઇએ:—(૧) ઘરનો નંબર તથા મહેલ્લો અથવા પોળનું નામ તથા શહેરના ભાગનું નામ, (૨) મરનારનું નામ તેના બાપનું નામ અને તેની અટક, (૩) ન્યાત તથા કોમ, (૪) ધંધો, (૫) જાત ( મરદ કે સ્ત્રી ), (૬) સંભવિત ઉમર, (૭) મરણુનું કારણુ, (૮) મરણુની તારીખ તથા કલાક, (૯) ખબર આપનારનું નામ, (૧૦) ખબર આપનાર મરનારનો જે સગો અથવા ઘરવાળો અથવા જે હોય તે, (૧૧) ખબર આપ્યાની તારીખ તથા વખત,—અને એ પ્રમાણે ખબર આપ્યા વિશેનો દાખલો મેળવવો.

**કલમ ૩** ( ચેપી રોગથી થયેલા મરણુની નોંધ વિશે. )—જ્યારે કોઈ મરણુ ગ્રંથી સંનિપાત ( પ્લેગ )થી અથવા કોગળીઆ ( કૉલેરા )થા અથવા શીતળાથી નીપજ્યાનું જાણુવામાં આવે ત્યારે

તે વિશેની ખબર ઉપરની કલમ ૨ માં જણાવ્યા મુજબ ૭૨ કલાકને બદલે ૨૪ કલાકની અંદર આપવી જોઇએ.

**કલમ ૫** (લગ્ન નોંધાવવા સંબંધી)—[આ કલમ લગ્ન નોંધાવવા સંબંધી છે પણ તે સંબંધી બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૧૫ તથા લગ્નના છેડા છુટકા નોંધવા વિશેના નિબંધની કલમ ૪ માં સમાવેશ થયેલો હોવાથી અત્રે લેવામાં આવી નથી, આગળ તે કલમો વાંચવાથી સમજાશે.]

**કલમ ૬** (નહીં નોંધાવનારને શિક્ષા બાબત)—પેટાનિયમની કલમ ૧, ૨, ૩ તથા ૫ મુજબ જે સખસની ફરજ ખબર આપવાની છે તે સખસ યોગ્ય કારણ શીવાય સદરહુ કલમોમાં દર્શાવેલી મુદતની અંદર ખબર આપવાની ગફલત કરશે અગર આપવાની ના પાડશે તો તે દરેક ગુન્હાને માટે રૂ ૧૦) સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે. પરંતુ પ્લેગ, કોલેરા, અથવા શિતળાના કારણથી મોત થયું હશે તો રૂ. ૫૦) સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

આ પ્રમાણે થતા ગુન્હાનાં કામો સુધરાઈ માટે નીમાયેલી ઑનરરી ફોજદારી ન્યાયાધીશી યુગલમાં સુધરાઈ કચેરીમાં ચાલે છે.

## ફરજ્યાત કેળવણી નિબંધની કેટલીક કલમો.

(સંવત ૧૯૬૭ નો નિબંધ ૪ થો).

આ નિબંધ સંવત ૧૯૬૭ ના. ૧૫-૧૨-૧૯૧૦ થી (સંવત ૧૯૬૨ ની જાહેરાતો તથા તે પછીના નિબંધ હુકમો વીગેરે રદ કરી) સરકારે અમલમાં મુકેલો છે.

**કલમ ૪** (શબ્દોની વ્યાખ્યાઓ)—(ક) "માબાપ" એ શબ્દમાં દરેક માણસ જેના વાસ્તવિક રક્ષણમાં કોઈ છોકરૂં હોય તેનો અથવા કોઈ છોકરાના કિંવા છોકરીના ભરણ પોષણ માટે જે કોઇ માણસ જવાબદાર હોય તેવા કોઈ પણ પાલકનો સમાવેશ થાય છે. (ખ) શિક્ષણયોગ્ય ઉંમરનાં છોકરાં એટલે—(૧) જે

છોકરાઓએ પોતાની ઉમરનું સાતમું વર્ષ પૂરૂં કર્યું હોય પરંતુ ચઉદમું વર્ષ પૂરૂં કર્યું ન હોય તે, તથા (૨) જે છોકરીઓએ પોતાની ઉમરનું સાતમું વર્ષ પૂરૂં કર્યું હોય પરંતુ બારમું વર્ષ પુરૂં કર્યું ન હોય તે,—સમજવાં.

**કલમ ૫** (છોકરાંને શાળામાં મોકલવાં જોઇએ તે બાબત)—કલમ ૬ માં દર્શાવેલાં યોગ્ય કારણો પૈકી કોઇ કારણ ન હોય તો શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંઓને તેમનાં માબાપોએ શાળામાં મોકલવાં જોઇએ.

**કલમ ૬** ( માફી મળવા બાબત. )—(૧) નીચે જણાવેલાં કારણો શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંને શાળામાં નહીં મોકલવાને યોગ્ય ગણાશે:—( ક ) શાળા શીવાય અન્ય રીતે કોઇ છોકરાંને શાળાખાતેથી ઠર્યા પ્રમાણેનું શિક્ષણ મળે છે એવો, અથવા દેશી શાળાના ચોથા ધોરણના કિંવા વખતો વખત જે ધોરણ હજુર મંજુરીથી વિદ્યાધિકારી ઠરાવે તેના અભ્યાસની પોતે લીધેલી પરીક્ષા કોઇ છોકરાએ પસાર કરી છે એવો ડેપ્યુટી ઇન્સ્પેક્ટર અગર સરકાર વખતો વખત જેને અધિકાર આપશે તે ગૃહસ્થનો દાખલો હોય તો તે; (ખ) વૃદ્ધાવસ્થાથી કિંવા માંદગીના કારણથી કેવળ અશક્ત થઇ ગયેલાં માબાપની બરદાસ્ત કિંવા ચાકરી કરવામાં તે છોકરાંની સતત હાજરીની જરૂર હોય તો તે, (ગ) કોઇપણ કાયમની શારીરિક કિંવા માનસિક ખોડ કિંવા નિર્બળતાને લીધે જે છોકરાંઓથી કોઇપણ શિક્ષણ મેળવવું અશક્ય હોય તો તે, (ઘ) જે સ્થળે છોકરૂં રહેતું હોય તે સ્થળથી એક માઇલની અંદર શાળા નહીં હોય તો તે અથવા (ઙ) બીજું જે કોઈ કારણ વખતોવખત હજુર મંજુરીથી વિદ્યાધિકારી ઠરાવે તે.

(૨) પેટા કલમ ૧ ની કલમ (ક) મુજબ દાખલો માગવામાં આવે ત્યારે જેના સંબંધે દાખલો માગવામાં આવે તે છોકરાંને તપાસી રકમ (ક) ના છેવટે જણાવેલા અમલદારે દાખલો આપવો.

**ટીપ** ( માફી મળવા માટે વધુ કારણો વિશે )—હજુર હુકમથી નીચે જણાવેલાં કારણો શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંને શાળામાં નહીં મોકલવાને યોગ્ય ગણેલાં છેઃ—(૧) જેમનો નિર્વાહ કરવાને બીજું કોઈ ન હોવાથી પોતાની મેળેજ મહેનત મજુરી કરી નિર્વાહ કરવાનો હોય તેવાં બાળકો અને તે વિશે ગ્રામ્યપંચ અગર સુધરાઇનો મેમ્બર ખાત્રી આપતા હોય તો તે, (૨) પરહદમાં કાયમનાં રહેવા માટે અગર લાંબી મુદત માટે રહેવા જે છોકરાં જાય અને તેમનાં માબાપ કે વાલી અહીં હોય તો પણ તે, (૩) કોઇપણ કન્યાની મા અગર બાપ ગુજરી જવાના કારણે તે છોકરીનાં નાનાં ભાઈ અગર બેનોને સાચવવાનાં હોય તે, (૪) માબાપ હયાત છતાં મજુરી જવાના કારણે કોઈ છોકરા તથા છોકરીની ઘરમાં નાનાં ભાઈ ભાંડુને સાચવવા રસોઈ કરવા વીગેરે માટે ખાસ જરૂર હોય તો તે, (૫) કોઈ સ્ત્રીનો ધણી ગુજરી ગયેલો હોય અને એક છોકરો અગર એક કન્યા હોઇ મજુરી માટે મદદ રૂપ થઈ પડતી હોય તો તે, (૬) અગીઆર વર્ષ ઉપરાંતની કન્યા હોઇ કન્યાશાળા જુદી ન હોય તો તેવી કન્યાઓ, (૭) કારીગર વર્ગના છોકરાઓને ધંધો શીખવવા માટે જવાની ખાત્રી આપી શકે તો ચોથું ધોરણ પાસ કર્યાં પછી અગર બાર વર્ષની ઉમર પૂરી થયા પછી, (૮) કારખાનામાં શાળા હશે અને ત્યાં ભણે છે એવો દાખલો રજુ કરે તો.

**કલમ ૧૧** ( યાદીમાં જણાવેલાં છોકરાંને શાળામાં મોકલવા બાબત )—(૧) આ નિબંધ પ્રમાણે શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંની જે જે યાદીઓ પ્રસિદ્ધ થએલી હોય તેમાં દાખલ કરેલાં સર્વ છોકરાંઓનાં માબાપોએ સદરહુ યાદીમાં બતાવ્યા પ્રમાણે સદરહુ યાદી પ્રસિદ્ધ થયાની તારીખથી અગર જો વિવાદના ઠરાવથી પોતાને કંઇ માફી મળી ન હોય તો વિવાદના ઠરાવની ખબર મળ્યાની તારીખથી ૩૦ દિવસની અંદર તે યાદીમાં દર્શાવેલાં શિક્ષણયોગ્ય ઉમરનાં સર્વ છોકરાંને શાળામાં મોકલવાં જોઇએ.

**કલમ ૧૨** ( યાદીની વિધિ સંબંધી )—સદરહુ ૩૦ દિવસની મુદત અંદર જે જે માબાપોએ પોતાનાં શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંને શાળામાં દાખલ કરેલાં ન હોય તે તે માબાપોનાં નામ તથા દાખલ નહીં કરાવેલાં છોકરાંનાં નામ બાબત જે તે શાળાના મુખ્ય શિક્ષકે એક યાદી બનાવીને મુદત વીતેથી સાત દિવસમાં અધિકાર પ્રમાણે ગ્રામ્ય પંચાયત, સુધરાઈ અને વિશિષ્ટ પંચાયત તરફ મોકલવી, અને એ પ્રમાણે દર મહીને એવી યાદી છોકરાંને દાખલ કરવામાં આવે નહીં ત્યાં સુધી શિક્ષકે વડોદરા સીટીમાં સીટી વહીવટદાર તરફ અને વડોદરા શહેર શીવાય સુધરાઇ કે વિશિષ્ટ પંચાયત હોય ત્યાં તેમના તરફ અને બાકીના સ્થળોએ ગ્રામ્ય પંચાયત તરફ મોકલવી. [ વિસનગરમાં વિસનગર સુધરાઇ તરફ ]

**ખુલાસો**—જો કોઇ સ્થળે એકથી વધારે શાળા હોય તો જે તે શાળાના મુખ્ય શિક્ષકે વિદ્યાધિકારી તેમના જે લત્તા અગર જથા ઠરાવશે અને આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કરશે તે તે લત્તા અગર જથામાં જ રહેતાં હોય તેવાં માબાપોનાં નામની તથા નહીં દાખલ કરાવેલાં શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંનાં નામની યાદી મોકલવી.

**કલમ ૧૩** ( શાળામાં નહી મોકલનારને શિક્ષા સંબંધી )—(૧) કલમ બાર પ્રમાણે યાદી આવેથી ગ્રામ્ય પંચાયતે અને જે ગામો માટે ગ્રામ્ય પંચાયત નથી પણ વિશિષ્ટ પંચાયત કે સુધરાઇ છે ત્યાં તેમણે કસુરદાર માબાપને સૂચના આપી બોલાવી તેમનું સાંભળી જો તેમના તરફથી યોગ્ય કારણ દેખાડવામાં આવે નહીં તો **શાળામાં દાખલ નહીં કરેલાં દરેક શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરા દીઠ કિંવા છોકરી દીઠ એક રૂપીઆ સુધી દંડ કરવો** અને જ્યાં સુધી સદર છોકરાં શાળામાં દાખલ કરવામાં આવે નહીં ત્યાં સુધી દર મહીને સદરહુ સંસ્થાએ દરેક છોકરા દીઠ કિંવા છોકરી દીઠ એક રૂપીઆ સુધી દંડ કરવો. (૨) પેટા કલમ એક પ્રમાણે કરેલા દંડ બાબત કસુરદાર માબાપને જો તે હાજર હોય તો મોંઢેથી અને હાજર ન

હોય તો લેખી સૂચના આપી દંડની રકમ દર્શાવવી તથા એવી પણ તાકીદ આપવી કે જો સૂચના મળેથી ૩૦ દિવસની અંદર તેમના તરફથી સદરહુ દંડની રકમ વહીવટદારને અગર વખતો વખત આ બાબત જે તે અધિકાર મળ્યો હોય તેને ભરી દેવામાં આવશે નહીં તો સદરહુ દંડની રકમ તેમની પાસેથી જમીન મહેસુલની બાકી વસુલ કરવાની રીત પ્રમાણે જંગમ મીલકતમાંથી વસુલ કરવામાં આવશે.

**ટીપ**--કલમ ૧૩ માં બતાવ્યા પ્રમાણે હજુર હુકમ A ૨૦થી દંડ કરવાનો અધિકાર ગ્રામ્ય પંચાયતને તથા વિશિષ્ટ પંચાયત અને સુધરાઇને આપેલો છે એટલે દંડ જે સંસ્થાએ કર્યો હોય તેને ભરી દેવાનો છે.

**કલમ ૧૪** ( છોકરાં શાળામાં જાય છે કે કેમ તે વિશે )–(૧) જે માબાપે આ નિબંધ પ્રમાણે પોતાના છોકરાંને શાળામાં દાખલ કરવાં જોઇએ તેવાં માબાપે પોતાનાં છોકરાંને શાળામાં દાખલ કર્યા પછી તે છોકરાં સતત શાળામાં જાય છે કે નહીં તે જોવાની તે માબાપની ફરજ છે. (૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે–(ક) જો તે છોકરૂં પોતેજ માંદુ હોય તો તે સારૂં થતાં સુધી અગર (ખ) ઘરમાં બીજું કોઇ માંદુ હોવાથી તેની હાજરીની ખાસ જરૂર હોય તો વધારેમાં વધારે ૧૫ દિવસ સુધી અગર (ગ) કાંઇ નિયમિત મુદત સુધી માબાપના ધંધામાં તેની વિશેષ મદદની ખાસ જરૂર પડે તો વધારેમાં વધારે ૧૫ દિવસ સુધી,--તે છોકરૂં શાળામાંથી ગેરહાજર રહે તો તેવી ગેરહાજરીને માફી છે એમ સમજવામાં આવશે. પરંતુ એવી ગેરહાજરીની ખબર બનતી ત્વરાથી તે છોકરાંનાં માબાપે શાળાના મહેતાજીને આપેલી હોવી જોઇએ.

**કલમ ૧૫**--(ગેરહાજરીનાં પત્રક મોકલવા બાબત)--જો કોઇ માબાપ શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંને શાળામાં દાખલ કર્યા પછી કલમ ૧૪ માં દર્શાવેલાં કોઇ યોગ્ય કારણ શિવાય અગર રજા મેળવ્યા શિવાય તેમને પંદર દિવસ કરતાં વધારે દિવસ ગેરહાજર રાખે

તો દર બીજા મહીનાની પહેલી તારીખે શાળાના મુખ્ય શિક્ષકે પોતાને યોગ્ય જણાય તો તપાસ કર્યા પછી જો માબાપની કસુર જણાય તો, આ પ્રમાણે ગયા માસમાં ગેરહાજર રહેલાં છોકરાંનાં નામ, તેમની ગેરહાજરીના દિવસની સંખ્યા, તથા કસુરદાર માબાપનાં નામની એક યાદી બનાવીને પટેલ તરફ અને જ્યાં એકથી વધારે પટેલ હોય ત્યાં મુખ્ય પટેલ તરફ તથા વડોદરા શહેર શીવાય "બ" વર્ગની સુધરાઇવાળા સ્થળે તે સુધરાઇના ચેરમેન તરફ મોકલવી.

**કલમ ૧૬** (ગેરહાજરીની શિક્ષા બાબત)—સદરહુ યાદી પહોંચ્યાથી માબાપનો ખુલાસો લેવો અને પોતાને જરૂર જણાય તેવી ચોકશી કર્યા પછી જો તેઓ કસુરદાર જણાય તો તેમને દરેક **છોકરા કિંવા છોકરી દીઠ પ્રથમની કસુર બાબત કમીમાં કમી આઠ આના અને પછીની કસુર બાબત ચડતા ક્રમે રૂપીઆ પાંચ સુધી** દંડ કરવો અને તેઓ હાજર ન હોય તો તે બાબત તેમને ખબર આપવી.

**ટીપ**—વડોદરા શહેર શીવાય "બ" વર્ગની સુધરાઇવાળા સ્થળે સુધરાઇના ચેરમેન સરકારી નોકર હોય તે ઠેકાણે સદર ચેરમેન અને સરકારી અમલદાર નહીં એવા એક સભાસદ બંને મળીને ગેરહાજરીનાં કામો ચલાવી દંડ કરવો, અને જે ઠેકાણે સરકારી નોકર નહીં એવા ચેરમેન હશે તે ઠેકાણે સદર ચેરમેન અને હોદ્દાની રૂએ નીમેલા એક સરકારી નોકર સભાસદ એ બંને મળી ગેરહાજરીનાં કામો ચલાવી દંડ કરવો. [ વિસનગર સુધરાઇમાં આ પ્રમાણે દંડ કમીટી નીમાયેલી છે. ]

**કલમ ૧૭** (વધુ શિક્ષા કરવા સંબંધી)—કલમ ૧૩ મુજબ કિંવા ૧૬ મુજબ શિક્ષા થયા છતાં પણ છોકરાંઓને બહાર મજુરીએ મોકલીને અથવા પોતાનાં ખેતરોમાં કામે લગાડીને તેનાં માબાપે એ કલમો પૈકી કોઇ કલમ પ્રમાણે ગુન્હો કર્યાનું જણાય તો છોકરા દીઠ અગર છોકરી દીઠ રૂપીઆ એકથી કમી નહીં અને રૂપીઆ પાંચથી

વધારે નહી. એટલે પોતાને યોગ્ય જણાય તે પ્રમાણે શિક્ષા કરનાર અમલદારે કસુરદાર માબાપનો દંડ કરવો અને તેઓ હાજર ન હોય તો તે બાબત તેમને ખબર આપવી.

**કલમ ૧૯** ( દંડ વસુલ લેવાની વિધિ સંબંધી )—(૧) આ પ્રકરણ પ્રમાણે ગ્રામ્ય પંચાયત, વિશિષ્ટ પંચાયત, સુધરાઇ અગર પટેલે કરેલી શિક્ષાના હુકમ પર વિવાદ ચાલશે નહીં પરંતુ એવા હુકમ સામે હુકમની તારીખથી સાઠ દિવસમાં વહીવટદાર તરફ તપાસણી અરજ ચાલશે, અને એવી અરજ ઉપરથી થયેલો હુકમ આખરનો ગણાશે. (૨) તેમજ હરકોઇ વખતે એવો ઠરાવ તપાસણીમાં લેવા વહીવટદારને અધિકાર છે અને એ પ્રમાણે તપાસણીના કામમાં કરેલો હુકમ પણ આખરનો ગણાશે. (૩) ગ્રામ્ય પંચાયતે માલ જપ્તીમાં લઇને હરાજી કરવા કરેલો હુકમ કોઇની અરજ ઉપરથી અથવા પોતે થઇને તપાસણીમાં લેવાને વહીવટદારને અધિકાર છે. (૪) વિશિષ્ટ પંચાયત અગર સુધરાઇ તરફથી દંડનો માલ જપ્તીમાં લઇને હરાજીનો હુકમ થયો હશે તેની તપાસણી વહીવટદાર તરફથી નહીં થતાં તે સંસ્થાના નિયમ પ્રમાણે થશે.

**કલમ ૨૦** ( વિવાદ સંબંધી )—આ નિબંધ પ્રમાણે કરવાની સર્વ અરજો તથા વિવાદો ન્યાયાધીશીની લાગતના એક આનાના કાગળ પર કરવા જોઇએ.

**કલમ ૨૩** ( દંડ માંડી વાળવાના અધિકાર વિશે )—આ નિબંધ પ્રમાણે કરેલો દંડ વસુલ થયા વગર બાકી રહે તો તે કોઇ પણ વખતે યોગ્ય કારણથી માંડી વાળવાનો વહીવટદારને અધિકાર છે.

**ટીપ**—જે લોકો ઘરને તાળાં વાસીને જાય છે ને પત્તો હોતો નથી તેમનો દંડ વસુલ થઇ શકતો નથી તે દંડ માંડી વાળવા વહીવટદારે તજવીજ કરવી. ( વટ હુકમ નંબર ૧ સન ૧૯૧૬ ) સંવત ૧૯૭૬ પહેલાંની બાકી વસુલ કરવાની નથી ને માંડી વાળવાની છે. ( જાહેરાત નંબર ૧૦–૧૯૨૧ )

# ફરજ્યાત કેળવણીના નિયમની કલમો.

( આ નિયમ ઉપરના ફરજ્યાત કેળવણી નિબંધ અન્વયે થયેલો છે અને તે તા. ૧૦–૮–૧૯૧૧થી રાજ્યમાં અમલમાં મુકાયો છે. )

**કલમ ૪** (ઉમર લખવા વિશે)—શિક્ષણયોગ્ય ઉમરનાં છોકરાંની ઉમર તેમનાં માબાપ અગર પાલક જન્માક્ષર કે જન્મપત્રિકા ઉપરથી અગર મોંઢેથી ચોકસ મિતિથી લખાવે તો તે પ્રમાણે વર્ષ માસ અને દિવસમાં લખવી, અગર મોંઢેથી પૂરી થયેલી ઉમર પૂર્ણાંકમાં લખાવે તો તે પ્રમાણે વર્ષમાં લખવાની છે. પૂર્ણાંકમાં જો ઉમર દાખલ કરાવી હોય તો ત્યાર પછીનું વર્ષ ઓગષ્ટની પહેલી તારીખથી શરૂ થતા વર્ષના માટે રાખવાના ફરજ્યાત રજીસ્ટરમાં દાખલ કરવું. ખરી ઉમર લખાવવાની ફરજ તેમનાં માબાપ અગર પાલકોની છે.

**કલમ ૫** ( પરરાજ્ય સંબંધી )—આ રાજ્યના રહીશ હોય પરંતુ કોઇ કુટુંબ તેમનાં બાળકો સહ પર રાજ્યમાં રહેતું હોય તો તેમને પરરાજ્યના ગણી તેમના શિક્ષણયોગ્ય ઉમરનાં બાળકો યાદીમાં દાખલ કરવાં નહીં.

**કલમ ૬** ( ગામ અને પરગામ સંબંધી )—આ રાજ્યના અમુક ગામના રહીશ ગણાતાં હોય પરંતુ તે ગામે ન રહેતાં બીજા ગામે રહેતા હોય ને તે આ રાજ્યની હદનું ગામ હોય અને ત્યાં અગર એક માઇલની અંદરના જે ગામે શાળા હશે ત્યાં તેમનાં શિક્ષણ યોગ્ય ઉમરનાં બાળકોનાં નામ દાખલ થવાનાં છે.

**કલમ ૧૭** (રજા સંબંધી) નિબંધની કલમ ૧૪ માં બતાવેલા કારણોથી છોકરાંને ઘેર રાખવાની તેનાં માબાપ અગર પાલકને જરૂર પડે તે બદલ છોકરાંનાં માબાપ અગર પાલકે શાળાના મુખ્ય શિક્ષક તરફ ચીઠ્ઠી મોકલવી અને કોઇનાથી ચીઠ્ઠી મોકલવાનું ન બની શકે તો શાળામાં રજા લેવા જવું એટલે મુખ્ય શિક્ષક પરિશિષ્ટ નં ૭ માં હકીકત ભરી [ રાખેલા પત્રકમાં હકીકત ભરી] પાલકની સહી લેશે. આવા કારણે જે **ચીઠ્ઠી** આપવાની છે **તેને સ્ટૅમ્પની જરૂર નથી.**

**કલમ ૧૮** (રજાની વિધિ સંબંધી)—કલમ ૧૭ માં જણાવ્યું છે તે શીવાય ઈતર રીતે જે શિક્ષણયોગ્ય ઉમરનાં બાળકો બદલ રજાની ખરેખરી જરૂર હશે તેનાં માબાપ અગર પાલકે શાળાના મુખ્ય શિક્ષક તરફ લેખી ચીઠ્ઠી મોકલવી. આવી ચીઠ્ઠીને સ્ટૅંપની જરૂર નથી. કોઈનાથી ચીઠ્ઠી લખવાનું નહીં બની શકે તેમ હશે તો શાળામાં રજા લેવા જવું એટલે મુખ્ય શિક્ષક સાથેના પરિશિષ્ટ નં. ૭ માં [ પત્રકમાં ] હકીકત ભરી પાલકની સહી લઈ પોતાના અધિકારમાં હશે તો મંજુર કરશે અને અધિકાર ઉપરાંતની હશે તો અધિકારવાળા અમલદાર પાસેથી મંજુર કરાવી લેશે.

**કલમ ૧૯** (રજા મંજુર કરવા સંબંધી)—(૧) કલમ ૧૮ પ્રમાણે રજા મંજુર કરવાનો પ્રસંગ આવે ત્યારે નીચે જણાવ્યા પ્રમાણે જેમણે તેમણે રજા મંજુર કરવીઃ—(ક) જે ગામમાં એક કરતાં વધારે શાળા છે ત્યાં જે તે શાળાના મહેતાજીએ ત્રણ માસની અને તે ઉપરાંતની જરૂર હોય તેટલી વિભાગના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે મંજુર કરવી; (ખ) જે ગામમાં એકજ શાળા છે તે શાળાના મહેતાજીએ એક માસની અને તે ઉપરાંતની જરૂર હોય તેટલી વિભાગના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરે મંજુર કરવી; (ગ) રજીસ્ટર્ડ શાળાના મહેતાજીએ દસ દિવસની અને તે ઉપરાંત ત્રણ માસ સુધીની જેની મારફત શાળા રજીસ્ટર્ડ થયેલી હોય તે શાળાના મુખ્ય શિક્ષકે મંજુર કરવી અને તે ઉપરાંત જરૂર હોય તેટલી વિભાગના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે મંજુર કરવી.

**કલમ ૨૦** ( પાછળથી રજા માગી શકાય તે વિશે. )—છોકરૂં ગેરહાજર રહ્યા પછી કેટલીક મુદત બાદ અગર શાળામાં જ્યારે આવે ત્યારે રજાની માગણી કરે તો, તે પહેલાં તે માસની દંડની યાદી રવાના ન થઇ હોય તો અને યોગ્ય જણાય તો ગેરહાજર રહ્યા તારીખથી રજા મંજુર કરવી.

**કલમ ૨૧** (તહેવારો બાદ નહી ગણવા તે વિશે)—નિબંધની કલમ ૧૫ (ક) પ્રમાણે પંદર દિવસ કરતાં વધારે દિવસની ગેરહાજરી શિક્ષા પાત્ર ગણેલી છે; તે દિવસોમાં રવિવાર, તહેવાર આવે તો તે સુદ્ધાંત ગણવાની છે.

## બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કેટલીક કલમો.

(સંવત ૧૯૬૦ નો ૭ મો)

આ નિબંધ સંવત ૧૯૬૦ ના અશાડ સુદ ૯ તા. ૨૧–૭–૧૯૦૪ ના રોજથી અમલમાં આવેલો છે. તેનો ઉદ્દેશ "શારીરિક કેળવણી તરફ લોકોનું લક્ષ વધારે ખેંચાય અને તેથી ભવિષ્યની પ્રજાની સશક્તતા અને મર્યાદા વધે" એ રાખેલો છે.

**કલમ ૩** (શબ્દોની વ્યાખ્યા વિશે)—(૧) અજ્ઞાન એટલે છોકરી હોય તો જેની ઉમરનાં બાર વર્ષ પૂરાં ન થયાં હોય એવી અથવા છોકરો હોય તો તેની ઉમરનાં સોળ વર્ષ પૂરાં ન થયાં હોય; (૨) બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૩ ની રકમ ૧ માં "અજ્ઞાન" શબ્દની જે વ્યાખ્યા આપી છે તે વ્યાખ્યા કડવા કણબી લોકો માટે આ કાયદાના કારણ માટે બીજો હુકમ થતાં સુધી નીચે મુજબ ઠરાવવામાં આવે છે:—"અજ્ઞાન" એટલે છોકરી હોય તો જેની ઉમરનાં ૬ વર્ષ પૂરાં થયાં ન હોય અથવા છોકરો હોય તો જેની ઉમરનાં ૮ વર્ષ પૂરાં થયાં ન હોય—તેવો સખસ સમજવો. [ અર્થાત્ આ ઉમરનાં છોકરાં પરવાનગી શીવાય પરણાવી શકાય નહીં. ] (૩) "બાળલગ્ન" એટલે અજ્ઞાન વધુનું અથવા અજ્ઞાન વરનું અથવા અજ્ઞાન વધુવરનું લગ્ન. **ખુલાસો**:—"લગ્ન" શબ્દમાં બાંયવર પુલના દડા સાથે લગ્ન અગર એવાંજ માત્ર નામને ખાતર કરેલાં બીજાં સાંકેતિક લગ્નનો સમાવેશ થતો નથી. **નાત્રું**:—"લગ્ન" શબ્દમાં નાત્રાનો સમાવેશ થાય છે કારણકે નાત્રું એ માત્ર નામને ખાતર લગ્ન છે એમ કહી શકાય નહીં. (૨૦ વ. લો. રી. પૃ ૪૨૫)

**કલમ ૪** ( પરવાનગી માટે અરજી કરવા વિશે. )—જે કોઇ માણસને પોતાની અજ્ઞાન કન્યા અથવા પુત્રનું અથવા જે અજ્ઞાન છોકરી અથવા છોકરાનો તે પાલક હોય તે છોકરી અથવા છોકરાનું લગ્ન કરવું હોય તેણે જે તાલુકામાં તે રહેતો હોય અથવા સદર લગ્ન જે તાલુકામાં કરવાનો તેનો ઉદ્દેશ હોય તે તાલુકાના ન્યાયાધીશ તરફ એવું લગ્ન કરવાની પરવાનગી મળવા સારૂ લેખી અરજી કરવી. **ખુલાસો:**—વધુ અથવા વર બંને અજ્ઞાન હોય તેવે પ્રસંગે પક્ષકારો સંયુક્ત અરજી કરે તો હરકત નથી.

**કલમ ૫** ( અરજી માટે લાગત વિશે. )—કલમ ૪ માં કહેલી પરવાનગી મળવા સારૂ અરજ કરવાની તે બે રૂપીઆના ન્યાયાધીશીના લાગતના કાગળ ઉપર કરવી જોઇએ.

**કલમ ૬** ( અરજીના લખાણ વિશે. )—કલમ ૪ પ્રમાણે કરવાની અરજીમાં નીચે લખ્યા પ્રમાણે તપસીલ હોવી જોઇએ:—(ક) મુકરર કરેલાં વધુવરોનાં નામ, ઉમર તથા જાત, (ખ) વધુવરોનાં બાપનાં નામ અગર બાપ ન હોય તો બીજા પાલકોનાં નામ, (ગ) લગ્નની મિતિ તથા સ્થળ અને, (ઘ) મુકરર કર્યા પ્રમાણે લગ્ન ન થાય તો આવનારી અડચણોનું ખુલાસાવાર નિરૂપણ.

**કલમ ૭** ( અરજીની વિધિ સંબંધી )—કલમ ૪ પ્રમાણે અરજી આવ્યા પછી ન્યાયાધીશે નીચે પ્રમાણે તરતજ તજવીજ કરવી:—(ક) અરજીની સુનાવણીની તારીખ ૧૫ દિવસની અંદર નીમવી; (ખ) અરજદારની ન્યાતના ત્રણ ગૃહસ્થો એસેસર નીમવા તથા (ગ) નીમેલી તારીખે ન્યાયાધીશીમાં હાજર થવા સારૂ તેમને આવ્હાન કરવું.

**કલમ ૮** (અરજીની ચોકશી વિશે)—(૧) સુનાવણીની તારીખે સદર અરજીની ચોકશી ન્યાયાધીશે હાજર હોય તે એસેસરોની મદદથી કરવી તથા રજુ હોય તે અરજદારનો પુરાવો લઇ ચોકશીનું કામ તેજ દિવસે પૂરૂં કરી નિકાલ કરવો. (૨) ન્યાયાધીશ તથા હાજર હોય તે સર્વ એસેસરો અગર તેમાંના બે એસેસરો એમની એવી ખાત્રી થાય

કે સદર લગ્ન મુકરર કરેલી મિતિએ થશે નહીં તો—(ક) તે બંને વધૂવરોનું અગર તેમાંના કોઇ એકનું સજ્ઞાન થયેથી એક વર્ષની અંદર અગર સમૂળગું લગ્ન થવાનો સંભવ નથી કિંવા (ખ) પરણાવનાર માબાપ કે વાલી વયોવૃદ્ધતાથી અથવા રોગગ્રસ્ત હોવાથી જે છોકરીને તે પરણાવનાર હોય તેની અજ્ઞાન સ્થિતિ પૂરી થતાં સુધી તે જીવતો રહેવાનો સંભવ ન હોય અને તે છોકરીનો તેના વગર બીજો લાયક ઇસમ પાલન કરવા સરખો નહીં હોય અથવા, (ગ) એવાજ પ્રકારની બીજી અનિવાર્ય અડચણો ઉત્પન્ન થતી હોય,—તો ન્યાયાધીશ એમણે લગ્ન કરનારને સહી શિક્કાવાળી લેખી પરવાનગી પરિશિષ્ટમાં બતાવેલા નમુના પ્રમાણે આપવી.

**ખુલાસો**—રકમ (ખ) અને (ગ) ના કારણો ઉપરથી જે પરવાનગી આપવાની તે છોકરીની ઉમર ૯ વર્ષથી વધારે હોય તો જ આપવી.

**કલમ ૯** ( વર કન્યાને તપાસ માટે બોલાવી શકાય નહીં તે વિશે. )—આ નિબંધ મુજબ જે ચોકશી ચલાવવામાં આવે અગર તપાસ કરવામાં આવે તેમાં વર અગર વધૂને શારીરિક તપાસ માટે અને વધૂને બીજી કોઇપણ તપાસ માટે હાજર રાખવાની કે રહેવાની ફરજ પાડવી નહીં.

**કલમ ૧૨** ( શિક્ષા બાબત )—જે કોઇ માણસ કલમ ૮ અગર ૧૦ પ્રમાણે બાળલગ્નને પરવાનગી મળેલી નથી એવું બાળલગ્ન કરશે અગર એવા બાળલગ્નને જાણી બુઝીને ગાયકવાડ સરકારના ફોજદારી નિબંધમાં " મદદગારી કરવી " એ શબ્દોની વ્યાખ્યા આપી છે એ પ્રમાણે મદદગારી કરશે તે દરેકને રૂ. ૧૦૦ થી વધારે નહીં એટલી દંડની શિક્ષા કરવામાં આવશે.

**અપવાદ**—વધૂ તથા વર પોતે પોતેજ થઇને લગ્ન કરનાર ન હોય તો આ સખસો આ કલમ અન્વયે શિક્ષાને પાત્ર નથી એમ સમજવું.

**કલમ ૧૩** (બે વર્ષ પછી ચોકશી ન થાય તે વિશે.)—લગ્ન-ની તારીખથી બે વર્ષ પછી કોઇ પણ ન્યાયાધીશે આ નિબંધમાં કહેલા કોઇપણ ગુન્હાની ચોકશીની શરૂઆત કરવી નહીં.

**કલમ ૧૪** ( નોંધવહી રાખવા સંબંધી )—(૧) આ રા-જ્યના દરેક શહેરમાં, કસ્બામાં તથા ગામમાં થયેલા લગ્નની નોંધ કરવા માટે પરિશિષ્ટમાં જણાવ્યા પ્રમાણે નીચે લખેલા અમલદારોએ એક નોંધવહી રાખવી અને તેમાં કલમ ૧૫ મુજબ જે માહીતી મળે તે પ્રમાણે લગ્ન નોંધ કરવી, તથા તે ખોટી છે એમ લાગે તો તેવો શેરો નોંધવહીના શેરાના આસનમાં કરવો:—(ક) વડોદરાશહેરમાં દરેક જીલ્લાના સુધરાઇ ઇન્સ્પેકટરે, (ખ) વડોદરા શહેર શીવાય જ્યાં સુધરાઈ સ્થાપન થયેલી હોય ત્યાં સુધરાઇએ [ વિસનગરમાં સુધરાઇ હોવાથી સુધરાઇએ ] તથા જ્યાં વિશિષ્ટ પંચાયત થયેલી હોય ત્યાં મુલ્કી પટેલે, (ગ) જે કસ્બામાં કે ગામમાં સુધરાઇ અગર વિશિષ્ટ પંચાયત સ્થાપન થયેલી ન હોય તે કસ્બામાં તથા ગામમાં મુલ્કી પટેલે, (ઘ) ઇનામી અગર પરભારા વહીવટના ગામમાં જે તે ગામના મુખીએ અને મુખી ન હોય તો ઇનામદારે અગર વહીવટ કરનારે.

(૨) × × જે લગ્ન આ નિબંધના ઠરાવ વિરૂદ્ધ થયાં હોય તે લગ્નની નોંધની નકલ તાબડતોબ હકુમતવાળા ન્યાયાધીશ તરફ મોકલવી.

(૪) બીજા હુકમના અભાવે પેટા કલમ ૨ પ્રમાણે જે ન્યાયાધીશ તરફ લગ્નની નોંધની નકલ આવી હોય તેણે તે ઉપરથી આ નિબંધની કલમ ૧૨ પ્રમાણે બનેલા ગુન્હાની ફરીઆદ પોતાના તરફ આવી એમ સમજી ફોજદારી કામ ચલાવવાની રીતના નિબંધ પ્રમાણે સદરહુ ગુન્હાની ચોકશીનું પછીનું સઘળું કામ સંક્ષિપ્ત રીતે ચલાવવું. પરંતુ ફો. કા. ચ રી. નિબંધની કલમ ૫૬ મુજબ પોલીસ તરફથી સદરહુ ગુન્હાનો તપાસ કરાવવો નહીં.

**કલમ ૧૫** ( લગ્ન કોણે અને ક્યારે નોંધાવવું તે સંબંધી )—દરેક લગ્ન તે થયા પછી ૧૫ દિવસની અંદર લગ્નના સ્થળે ( વિસ-

નગરમાં વિસનગર સુધરાઈ કચેરીમાં ) તે લગ્ન કરનાર વધૂના બાપે, બાપ ન હોય ત્યારે પાલકે, અગર વધૂવર લાયક ઉમરનાં હોઈ પોતેજ લગ્ન કરાવનાર હોય તો વરે તેજ સ્થળના લગ્ન નોંધનાર અમલદાર પાસે નોંધાવવું જોઇએ [આ તથા નીચેની કલમ "લગ્ન અને છેડા છુટકા નોંધવા વિશેનો" નિબંધ તા. ૨૧–૬–૨૩ની આજ્ઞાપત્રિકા ભાગ ૨ પાન ૨૮૬ ઉપર પ્રસિદ્ધ થયો છે તે પ્રમાણે સુધારીને મુકી છે]

**કલમ ૧૬** (નહીં નોંધાવનારને શિક્ષા સંબંધી)––ઉપર પ્રમાણે લગ્ન નોંધાવવાની જેની ફરજ છે તે સખસ લગ્ન નોંધાવશે નહીં અગર જાણીબુજીને ખોટી નોંધ કરાવશે તો નોંધનાર અમલદારની ફરીઆદ ઉપરથી તેવું કૃત્ય તેણે કર્યાનું બીજા વર્ગથી ઉતરતા નહીં એવા હકુમતવાળા ફોજદારી ન્યાયાધીશ આગળ સાબીત થયેથી તેને રૂ. ૧૦) સુધી દંડની શિક્ષા થશે.

**કલમ ૧૮** ( લગ્ન રદ થાય નહીં તે સંબંધી )–આ નિબંધમાં શિક્ષા ઠરાવવામાં આવી છે એટલાજ કારણથી કોઈ બાળલગ્ન રદ થાય છે એમ સમજવું નહીં.

## લગ્ન અને છેડાછુટકા નોંધવા વિશેના નિબંધની કેટલીક કલમો.

આ નિબંધ કરવાનો હેતુ "લગ્ન તથા છેડાછુટકા જેવી મહત્વની બાબતોમાં નોંધ રાખવાથી વ્યક્તિને તેમજ સમાજને ફાયદો છે તથા તે સંબંધી તકરાર ઉપસ્થિત થાય ત્યારે એવી નોંધનો પૂરાવામાં ઉપયોગ થાય" એવો રાખેલો છે. તેનો અમલ સંવત ૧૯૭૯ના જેઠ સુદ ૭ તા. ૨૧–૬–૧૯૨૩ થી થયેલો છે.

**કલમ ૩** ( શબ્દોની વ્યાખ્યા સંબંધી )—(ક) "લગ્ન" એ શબ્દમાં વધૂના અગર વરના બીજી વારના અગર ત્યાર પછીના દરેક લગ્નનો તેમજ ભિન્ન ભિન્ન જ્ઞાતિના વધૂવરના લગ્નનો સમાવેશ થાય છે. (ખ) "છેડાછુટકો" એટલે વધૂવરોના જ્ઞાતિ રીવાજ પ્રમાણે

અથવા વધૂવરને લાગુ હોય એવા તે સંબંધે કાયદા કે શરેહ પ્રમાણે થનારો છેડાછુટકો એમ સમજવું, અને તેમાં મુસલમાની કાયદા પ્રમાણે થનાર તલ્લાકનો પણ સમાવેશ થાય છે. (ગ) "નોંધનાર અમલદાર" એટલે હજુર વખતો વખત નીમે તે સખસ અને તેવા સખસના અભાવે વડોદરા શહેર માટે દરેક જીલ્લાના સુધરાઈ ઇન્સ્પેક્ટર અને વડોદરા શહેર શિવાય જ્યાં સુધરાઇ હોય ત્યાં સુધરાઇ [ વિસનગરમા વિસનગર સુધરાઇ ] તથા જ્યાં વિશિષ્ટ પંચાયત હોય ત્યાં વિશિષ્ટ પંચાયત અને જે કસ્બામાં કે જે ગામમાં સુધરાઇ અગર વિશિષ્ટ પંચાયત ન હોય તે ગામમાં પટેલ તથા ઈનામી તથા પરભારા વહીવટના ગામમાં જે તે ગામના મુખી અને મુખી ન હોય તો ઇનામદાર તથા વહીવટ કરનાર. (ઘ) "વહીવટદાર" એ શબ્દમાં મહાલકરીનો સમાવેશ થાય છે. (ઙ) "મુસલમાન" શબ્દમાં ઇસ્લામી ધર્મ પાળનાર દરેક સખસનો સમાવેશ થાય છે. (ચ) "કાજી" એટલે મુસલમાન લોકોના લગ્ન અને તલ્લાક નોંધવાની સોઈ માટે સરકારમાંથી વખતો વખત જે મુસલમાન સખસની નીમણુક કરી હોય તે સખસ સમજવો અને તેમાં કાજીએ સરકારની સંમતિથી આ કામ માટે નીમેલા નાયબનો સમાવેશ થાય છે.

**કલમ ૪** (નોંધ કરાવવા સંબંધી)—(ક) આ નિબંધ પ્રમાણે થયેલું લગ્ન તે થયા પછી ૧૫ દિવસની અંદર લગ્નના સ્થળે તે લગ્ન કરનાર વધુના બાપે, બાપ ન હોય તો પાલકે અગર વધૂવર લાયક ઉમરનાં હોઇ પોતેજ લગ્ન કરાવનાર હોય તો વરે તે સ્થળના લગ્ન નોંધનાર અમલદાર પાસે નોંધાવવું જોઇએ. (ખ) દરેક છેડા છુટકો તે થયા પછી ૮ દિવસની અંદર છેડા છુટકો કર્યો હોય તે સ્થળે વધૂ અને વરે તે સ્થળના નોંધનાર અમલદાર પાસે નોંધાવવો જોઇએ. વધૂ અગર વર અસમર્થ હોય તો નોંધાવવાની તજવીજ તેના બદલે પાલકે કરવી.

**ખુલાસો**—(૧) નોંધ કરાવનાર સખસ નોંધ કરાવવા માટે જાતે હાજર ન થતાં પ્રતિનિધિ મારફત તે કરાવી શકશે. (૨) નોંધ

કરાવનાર પાલક હોય તો તેનું વધૂવર સાથે કાંઈ સગપણ છે કે કેમ અને હોય તો શું સગપણ છે તે નોંધ કરાવતી વખતે દર્શાવવું જોઇએ.

**કલમ ૬** (કાયદાસર છે કે નહીં તે જોવાનું નથી તે સંબંધી)—લગ્ન અથવા છેડા છુટકા કાયદેસર સ્વરૂપના છે કે નથી તે બાબત નોંધ કરનાર અમલદારે વિચાર કરવાનો નથી.

**કલમ ૭** ( નહીં નોંધાવનારને શિક્ષા સંબંધી )—કલમ ૪ પ્રમાણે લગ્ન અથવા છેડા છુટકા નોંધાવવાની જેની ફરજ છે તે સખસ લગ્ન અથવા છેડા છુટકો નોંધાવશે નહીં અગર જાણીબુજીને ખોટી નોંધ કરાવશે તો નોંધનાર અમલદારની ફરીઆદ ઉપરથી તેવું કૃત્ય તેણે કર્યાનું બીજા વર્ગથી ઉતરતા નહીં એવા હકુમતવાળા ફોજદારી ન્યાયાધીશ આગળ સાબીત થયેથી તેને રૂ. ૧૦ ) સુધી દંડની શિક્ષા થશે.

**કલમ ૯** ( લગ્ન અથવા છેડા છુટકાના કાયદેસર સ્વરૂપ સંબંધી )—કલમ ૪ પ્રમાણે લગ્ન અથવા છેડાછુટકો નહીં નોંધવાથી કલમ ૭ પ્રમાણે ફરીઆદના કામમાં શિક્ષા થવાથી કોઈ પણ લગ્ન અથવા છેડા છુટકો ખરી રીતે કાયદેસર હોય તો તે રદ અથવા બાતલ છે અગર તેના કાયદેસરપણાને બાધ આવે છે એમ સમજવું નહીં.

**કલમ ૧૦** ( પ્રથમ દર્શનિક અનુમાન સંબંધી )—આ નિબંધ પ્રમાણે આપેલા દાખલા ઉપરથી તેમાં દર્શાવેલું લગ્ન અથવા છેડા-છુટકો થયો છે એવું અનુમાન કરવા ન્યાયાધીશો મુખત્યાર છે.

**કલમ ૧૬** ( કાજી પાસે નોંધાવવા બાબત )—કોઇ અમુક પ્રદેશમાં મુસલમાનોમાં થનારાં લગ્ન અને તલ્લાક કાજી પાસે નોંધાવવાં એમ હજુર ઠરાવે ત્યારે તે પ્રદેશમાં તેવાં લગ્ન અગર તલ્લાક કાજી પાસે નોંધાવવાં જોઇએ.

**કલમ ૧૮** ( કાજી પાસે થતી નોંધ સંબંધી )—(૧) કલમ ૧૬ પ્રમાણે નોંધવાનાં લગ્ન અથવા તલ્લાક મુસલમાની શરેહ મુજબ કાયદેસર છે એવી ખાત્રી થયા શીવાય નોંધનાર અમલદારે તે નોંધવો

નહીં કે દાખલો આપવો નહીં. (૨) જો કોઇ લગ્ન અથવા તલ્લાક નોંધવાની ના પાડવામાં આવે તો એ બાબતની હકીકત નોંધનાર અમલદારે નમુના પ્રમાણે નોંધી તેની એક નકલ નોંધાવવા માટે, આવનાર સખસને આપવી.

## સુધરાઇ નિબંધની કેટલીક કલમો—

સુધરાઇમાં સભાસદ થનારની અને મત આપનારની લાયકાત અને ચુંટણી સંબંધી કલમો નીચે પ્રમાણે છેઃ—

**કલમ ૧૨** ( સુધરાઇના સભાસદ થવાની લાયકી સંબંધી)— કલમ ૧૩ માં કહેલા ઠરાવોને અનુસરીને અને ઉમેદવારોના સંબંધમાં કલમ ૧૫ માં અને ૨૨ મી કલમની પેટા કલમ (૩) અને (૬)માં અને મત આપનારાઓના સંબંધમાં ૨૧ મી કલમમાં કહેલી નાલાયકીને પાત્ર રહીને—(ક) દરેક સન્માન્ય ફોજદારી ન્યાયાધીશ, ગ્રામ્ય ન્યાયાધીશ અને મધ્યસ્થપંચ, (ખ) કોઇપણ યુનીવરસીટીનો દરેક ફેલો તથા એજ્યુએટ, (ગ) આ રાજ્યની અગર બ્રીટીશ રાજ્યની મુખત્યારની, વકીલની, એડવોકેટની, બૅરીસ્ટરની તથા મુલકી અગર ન્યાય ખાતાની બીજી (હાયર) પરીક્ષામાં પાસ થયેલો દરેક સખસ, (ઘ) આ રાજ્યના સરદારોની યાદીમાં જેનું નામ દાખલ હોય તે અને જેનું વાર્ષિક ઉત્પન્ન એક હજાર રૂપીઆ કરતાં કમી ન હોય તેવો સખસ, (ડ·) દરેક જ્યુરર અને એસેસર, (ચ) મેટ્રીક અને સ્કૂલ ફાયનલની પરીક્ષા પાસ થયેલો દરેક સખસ, (છ) જકાત તથા રસ્તા દુરસ્તી શિવાયના સુધરાઇની સ્થળ સીમામાં બેસાડેલા કોઇપણ કરની રૂપીઆ ૬ અગર હવે પછી વખતોવખત શહેર સુધરાઇની બાબતમાં હજુર મંજુરીથી, અને બીજી બાબતમાં પોતે થઇને સરસૂબા જે રકમ ઠરાવે તે કરતાં કમી નહીં એવી વાર્ષિક રકમ ભરનાર દરેક સખસ, (જ) આયપત વેરો ભરનાર દરેક સખસ, (ઝ) દરમાસે વીસ રૂપીઆ કરતાં કમી નહીં એટલા પગારનો સરકારનો અગર કોઈ સાર્વજનિક

સંસ્થાનો, અથવા મંડળીનો અગર વડોદરા કંપનીના નિબંધ પ્રમાણે નોંધાયેલી કંપનીનો દરેક નોકર, (ગ-ા) સરકાર તરફથી કિંવા કોઇ સાર્વજનિક સંસ્થા તરફથી અગર મંડળી અથવા ઉપર કહ્યા પ્રમાણે નોંધાયેલી કંપની તરફથી દર માસે પંદર રૂપીઆ કરતાં કમી નહીં એટલી રકમ જેને મળતી હોય એવો દરેક પેન્શનદાર [એ રીતે ક થી ગ-ા સુધીનો સખસ ] જે કોઇપણ સુધરાઇની સ્થળ સીમામાં ચુંટણીના કારણ સારૂ મત આપનારાઓની યાદી આ નિયમ અન્વયે તૈયાર કરવાની અથવા તપાસવાની હશે તે તારીખની અગાઉ ૬ મહીનાની મુદત સુધી તે સ્થળ સીમામાં રહેલો હશે તે, તથા (ટ) તે સુધરાઈની સ્થળ સીમામાં સુબા અગર જે અમલદારને આ કામ માટે તે નીમે તેના કરેલા અંદાજ પ્રમાણે પાંચસો રૂપીઆ અગર વખતોવખત ઠરાવવામાં આવે તેટલી કીંમતની સ્થાવર મીલકત ધારણ કરનાર દરેક સખસ અને (ઠ) નવીન સુધરાઇની બાબતમાં વિશેષમાં મત આપનારાની યાદી પ્રસિદ્ધ કરવામાં આવી હોય તે તુર્ત પહેલાં લાગલગટ ૭ મહીના સુધી તે સુધરાઇની સ્થળ સીમામાં રહેલો હોય અને સરકારમાં અગર કોઈ ઇનામદારને જમીનના ધારા તરીકે અગર ગણોત તરીકે ત્રીસ રૂપીઆ અગર તેથી વધારે રકમ તેના તુર્ત આગલા વર્ષમાં ભરી હોય તેવો દરેક સખસ, [ એ રીતે ક થી ઠ સુધી જણાવેલા ] સદરહુ સ્થળ સીમામાં એવી ચુંટણીઓમાં ઉમેદવાર થવાને અને સુધરાઈના મત આપનારાઓની યાદીમાં દાખલ થવાને લાયક ગણાશે.

**ટીપ**—(૧) પુરૂષવાચક શબ્દ હોય ત્યાં સ્રીનો પણ સમાવેશ થાય છે એમ સમજવું. (૨) અવિભક્ત કુટુંબના માલીકના ઘરમાં સમાઇકિ ભાગીદારો રહેતા હશે તે પૈકી કોઇપણ એકનું નામ ચુંટણીની યાદીમાં દાખલ કરવાનું તે માલીક તરફથી કહેવામાં આવે ત્યારે તેવા ભાગીદારનું નામ ઘરના માલીક તરીકે સદર યાદીમાં દાખલ કરવું. [ સુધરાઈ નિબંધમાં ક થી ૭ સુધીની પેટા કલમો છે. બાન

ફીની કલમો સુધરાઈ નિબંધની કલમ ૧૧ (ગ) અન્વયે સુધરાઇનો ચુંટણી સંબંધી નિયમ સંવત ૧૯૭૫ માં થયેલા છે તેની કલમ ૯ પ્રમાણે ઉમેરવામાં આવી છે. ]

**કલમ ૧૫** (સભાસદ થવામાં સાધારણ નાલાયકી સંબંધી)—(૧) કોઇપણ સખસ—(ક) જેને છ મહીના કરતાં વધારે મુદતની કેદની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હા સારૂ કોઈ ફોજદારી ન્યાયાધીશીએ કેદની અથવા ફટકા મારવાની શિક્ષા કરી હશે અથવા જેને હદપારની શિક્ષા કરી હશે અને આવી શિક્ષા પછીથી રદ કરવામાં આવી નહીં હશે; જેને સરકારી નોકરીમાંથી બરતરફ કર્યો હશે અને એવી રીતે બરતરફ કર્યા બાબત આજ્ઞાપત્રિકામાં જાહેરનામું પ્રસિદ્ધ કર્યું હશે; જે વકીલ અથવા મુખત્યાર હશે અને જેની સનંદ યોગ્ય ન્યાયાધીશીએ ખેંચી લીધી હશે અથવા જેને ૧૬ મી કલમ અન્વયે હોદ્દા ઉપરથી દુર કર્યો હશે, અને જેને આવી શિક્ષાને લીધે, બરતરફીને લીધે અથવા સનંદ ખેંચી લીધાને લીધે અથવા હોદ્દા ઉપરથી દુર કર્યાને લીધે થયેલી નાલાયકીમાંથી હજુર મંજુરીથી સરસુબાએ યોગ્ય લાગે તો હુકમ કરી મુક્ત કર્યો નહીં હશે તે, તથા(ખ) જેને પોતાની આયપત કરતાં વધારે કરજ હશે, (ગ) જેની ઉમર અઢાર વરસ કરતાં ઓછી હશે, અથવા (ઘ) જે ન્યાયાધીશ હશે, —તે સભાસદ થઈ શકશે નહીં.

(૨) કોઇ પણ સખસ (ક) જે સુધરાઇના તાબા માંહેનો અમલદાર અથવા નોકર હશે, અથવા (ચ) જેનો સુધરાઇના હુકમથી કરેલા કોઇપણ કામમાં અથવા સુધરાઇની સાથેના અગર સુધરાઇના હાથ નીચેના અથવા સુધરાઈના અગર સુધરાઈની વતીના કોઈ પણ કરાર કે કામમાં પોતાનો અથવા પોતાના ભાગીદારનો કાંઇ પણ ભાગ અથવા હિતસંબંધ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે હશે, તે એવી સુધરાઇનો સભાસદ થઇ શકશે નહીં [ પરંતુ સ્થાવર મીલકતના કરારમાં, કંપનીના ભાગમાં, વર્તમાન પત્રના ભાગમાં, સુધરાઇના ડીબેન્ચરમાં,

સુધરાઈની વકીલાતમાં, સુધરાઈ સાથના વેપારમાં સંબંધ હશે તેથી નાલાયકી ઠરતી નથી તે માટે ૭ થી ૯ સુધીની કલમો તથા ચુંટાયા કે નીમાયા પછીની નાલાયકીની ૯ થી ૬ સુધીની કલમો છે તે નિબંધ જોવાથી વધુ માહીતી મળશે. ]

**કલમ ૧૬** (હોદ્દા ઉપરથી દૂર થવાની પાત્રતા સંબંધી)—આ નિબંધ અન્વયે ચુંટી કાઢેલા અથવા નીમેલા જે કોઇ પણ સભાસદે પોતાનું કામ કરવામાં ગેરવર્તણુંક કરી હશે અથવા કંઈપણ શરમ ભરેલું કામ કર્યું હશે અથવા સભાસદ તરીકેની પોતાની ફરજ બજાવવાને જે અશક્ત થયો હશે તેને સુધરાઇએ કરેલી શિફારસ ઉપરથી સરસુબા યોગ્ય જણાશે તો હજુર મંજુરીથી સભાસદમાંથી કમી કરી શકશે.

**કલમ ૧૮** (ખાલી પડેલી જગો ભરવા સંબંધી)—(૧) કોઈપણ સભાસદના હોદ્દાની મુદત પુરી થવાની અગાઉ—(ક) તે મરણ પામ્યા થી, (ખ) તેણે રાજીનામું આપ્યું હોય તેથી, (ગ) તે નાલાયક થયાથી, અથવા (ઘ) તેને હોદ્દા ઉપરથી દુર કરવામાં આવ્યો હોય તેથી,—તેની જગા ખાલી પડે તો તે ખાલી પડેલી જગા જેમ બને તેમ જલ્દીથી કોઈ માણુસને ચુંટી કાઢીને અથવા નીમીને, જેમ હોય તેમ ભરવી જોઇએ. (૨) ઉપર પ્રમાણે ચુંટી કાઢેલા અગર નીમેલા સભાસદ જે સભાસદની જગા ઉપર તેને ચુંટી કાઢયો હશે અથવા નીમ્યો હશે તે સભાસદે તે જગા ખાલી થઇ ન હોત તો જેટલી મુદત સુધી ધારણુ કરી હોત તેટલી મુદત સુધીજ માત્ર ધારણુ કરી શકશે.

**કલમ ૧૯** ( સભાસદ ફરી લાયક થવા બાબત)—જે કોઇ પણ સખસને અગાઉ એક અથવા વધારે પ્રસંગે સભાસદ તરીકે ચુંટી કાઢયો હોય અથવા નીમ્યો હોય તે, જો બીજે પ્રકારે યોગ્ય રીતે લાયક હોય તો હરકોઈ વખતે ફરીથી ચુંટી કાઢવાને અથવા નીમવાને લાયક થશે.

**કલમ ૨૧** (૧૮ વર્ષથી ઓછી ઉમરનો મત આપી શકે નહી તે સંબંધી)—જે સખસ ૧૮ વર્ષ કરતાં ઓછી ઉમરનો હશે તેને સુધરાઈની કોઈ પણ ચુંટણીમાં મત આપવાનો હક નથી.

## સુધરાઈની ચુંટણીના નિયમોની કેટલીક કલમો.

આ નિયમ સુધરાઇ નિબંધની કલમ ૧૧ (ગ) અન્વયે ઘડાઈ સંવત ૧૯૭૫ માં સરકાર તરફથી અમલમાં મુકાયેલો છે. આ નિયમના ઉપોદ્‌ઘાતમાં ના. દિવાન સાહેબે નીચે પ્રમાણે બોધ આપેલો છે તે મતાધિકારીઓએ ધ્યાનમાં રાખવા યોગ્ય છે—

" ઉપર કહ્યું તેમ લોક નિયુક્ત મંડળોને અસ્તિત્વમાં આણવામાં સરકારનો ઉદ્દેશ એવો છે કે, રાજ્ય કારોબારમાં લોકોની સહાય લેવી અને પ્રજાની જરૂરીઆતો સંબંધી પ્રત્યક્ષ માહીતી મેળવી. પરંતુ આ ઉદ્દેશમાં આથી પણ વધારે વિસ્તૃત અર્થ રહેલો છે. વર્તમાન સમયમાં ઉદાર રાજ્યનીતિનો સ્વીકાર કરનારા સર્વ રાજ્યોનું અંતીમ સાધ્ય નીચેના સૂત્રમાં સમાયેલું છે:—' **પ્રજા ઉપર રાજ્ય, પ્રજાના માટે, પ્રજાના સહકાર્યથી અને પ્રજાની મારફત** ' પરંતુ આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે લોકોએ પુરતું શિક્ષણ લઇ રાજકારોબારને અંગે ઉપસ્થિત થતા વિવિધ પ્રકારના અને ગુંચવણ ભર્યા પ્રશ્નોના ઉકેલમાં બુદ્ધિપુરઃસર રસ લઇ શકવાની યોગ્યતા આણવી જોઇએ, અને લોક પ્રતિનિધીઓ ઉત્તમ પ્રકારના મનુષ્યો હોવા જોઇએ, એવી રાજ્યતંત્રની પ્રથમ આવશ્યકતા લોકોના સમજવામાં આવવી જોઇએ અને તે અર્થે ઉત્તમ મનુષ્યોનીજ પસંદગી થાય તેમ **ભય કે પક્ષપાત વગર પ્રજાજનોએ પોતાના મત આપવા જોઇએ.** ટુંકામાં સરકાર પ્રજા પાસે બે આશા રાખે છે અને જે પ્રમાણમાં તે આશા પૂરી પડતી જશે તે પ્રમાણમાં પ્રજાને પોતાના નિયંત્રણમાં અધિક અધિક સત્તા આપવા સરકાર શક્તિમાન થઈ શકશે. પ્રથમ તો કેળવણીનો સર્વત્ર પ્રસાર થવો જોઇએ, આ સરકારની

નિત્ય કાળજીનો વિષય છે. જ્ઞાન મેળવવાની બહોળે હાથે આપેલી અનુકૂળતાઓનો સંપૂર્ણ લાભ લેવાનો પ્રત્યેક પ્રજાજનને આમંત્રણ આપવામાં આવે છે. બીજી માગણી એવી છે કે પ્રજાએ પોતાના પ્રતિનિધિઓની ચુંટણી તદન વિશુદ્ધ રીતે કરવી. લાંચ અયોગ્ય લાલચ અને એવા બીજા અનીતિમય દૂષિત તત્વોને તદન ગાળી કાઢવા અને **કોઈ મનુષ્ય માત્ર મોટાં મોટાં વચનો અને આશાઓ આપે એટલાજ ઉપરથી તેના વર્તન જ્ઞાન અને શકિતનો વિચાર બાજુએ મુકી તેનેજ મત આપવાની જુની પુરાણી માન્યતાનો અનાદર કરવો,** પરંતુ આ સઘળું સાધ્ય કરવામાં લોકોનો સ્વપ્રયત્નજ મુખ્ય આધાર ભૂત છે. અલબત્ત તેમાં સરકાર પણ કાયદાઓ રચી પોતાનાથી બનતી મદદ આપવામાં ચુકશે નહીં.

ચુંટણી કરવાના સમયે દરેક મત આપનારાએ આ સઘળી બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ. અને મત આપતી વખતે દરેક વ્યક્તિ ઉપર કેવી મહાન જવાબદારી રહેલી છે તેનો પ્રત્યેક નાગરિકે ખ્યાલ રાખવો જોઇએ. દરેક મત આપનારે મત આપતા પહેલાં બે પ્રશ્ન પોતાની જાતને પુછવા જોઇએ કે આ ચુંટણી શાના સંબંધમાં અને અમુક વ્યક્તિ પોતાને માટે મારો મત આપવાની વિનંતી કરે છે તો તેનેજ મત આપવા માટે ખાસ કારણો શાં છે? જે મનુષ્યને માટે તમો મત આપો છો તે મનુષ્ય અન્ય ઉમેદવારોમાં સર્વથી વધારે લાયક છે એવી તમને પ્રતિતી ન થાય ત્યાં સુધી તમે તેને કદી મત આપતા નહીં. જે મનુષ્ય આર્થિક અથવા બીજી રીતનું દબાણ તમારા ઉપર લાવવાનો પ્રયત્ન કરે તેને તમારો મત કદી આપશો નહીં. અમુક મનુષ્ય તમારો મિત્ર અથવા સંબંધી હોય એટલા જ કારણ ઉપરથી અથવા ભવિષ્યને માટે મોટી મોટી વાતો કરનાર અને માત્ર વચનો આપવામાંજ ઉદાર હોય એટલાજ કારણથી તેને તમારો મત આપવાની ભૂલ કરશો નહીં.

**તમારે જેને મત આપવો હોય તેના સંબંધમાં પ્રથમ ખાત્રી કરો કે તે મનુષ્ય શુદ્ધ વર્તનવાળો અને કલંક રહીત આબરૂ ધરાવનાર ગૃહસ્થ છે કે કેમ તથા તેનો વલો સારો હોઇ તે સારા માણુસમાં ગણાતો આવડતવાળો મનુષ્ય છે કે કેમ,** આ વિષયમાં ખરી રીતે શું કરવું જોઇએ તેનો શુદ્ધ અંતઃકરણ પૂર્વક નિર્ણય કર્યા પછી તેથી વિરૂદ્ધ કાર્ય કરવા માટેના કોઇ પણ **દબાણ કે લાલચને વશ થશો નહીં.** મત આપવામાં તમારે યાદ રાખવું જોઇએ કે જે હકનો તમે ઉપયોગ કરો છો તે હકની સાથે જવાબદારી પણ જોડાયેલી છે. સરકાર જ્યારે તમને મત આપવાનું કહે છે અને તેમ કરવામાં અધિકાર આપે છે ત્યારે તમારા સ્વમાન ઉપર વિશ્વાસ મુકી તે એવી દઢ આશા રાખે છે કે **દરેક પ્રસંગે તમે એક સારા નાગરિક અને માનવંત ગૃહસ્થ તરીકે વર્તન કરશો."**

આ પ્રમાણે આપેલો બોધ મતાધિકારીઓને ધ્યાનમાં લેવા યોગ્ય છે. તે સાથે એમ પણ કહેવું પડશે કે આ ઉપોદ્‌ઘાત મત આપવામાં જેટલો બોધદાયક પ્રજાવર્ગને છે તેટલોજ બોધદાયક અમલદાર અને સરકારી નોકર વર્ગને પણ છે.

**કલમ ૮** (યાદી પ્રસિદ્ધ કરવા વિશે)—કલમ ૭ મુજબ તૈયાર કરેલી યાદીની ગુજરાતી ભાષામાં એક પ્રત સુધરાઈ કચેરીમાં * * * નીચે જણાવેલી તારીખ પહેલાં ૬ અઠવાડીઆં અગાઉ પ્રસિદ્ધ કરવી જોઇએ એટલે (ગ) મત આપનારાઓની પ્રથમની યાદી શિવાયની દરેક યાદીની બાબતમાં મે મહીનાની ૧૫ મી તારીખથી.

**કલમ ૯**—[ પાછળ જણાવેલી સુધરાઇ નિબંધની કલમ ૧૫ પ્રમાણે મત આપનારાઓની લાયકી ઠરાવેલી છે તે કલમ જોવાથી સમજાશે. જુઓ પાન ૩૧૫ ]

**કલમ ૧૮**—(મત કોને આપી શકાય તે વિશે)—(૧) ચુંટણીની તારીખ પહેલાં સુધરાઈની હદના પ્રદેશમાંના મત આપનારાઓની સુધારેલી જે છેલ્લી પ્રસિદ્ધ થયેલી યાદીમાં જેમનાં નામો દાખલ હશે

તેમનેજ ફક્ત સુધરાઇની ચુંટણી વખતે મત આપવાનો હક છે એમ સમજવું. (૨) ચુંટણીના કારણ સારૂ સુધરાઇની હદના પ્રદેશના મહેલ્લા ઠરાવવામાં આવ્યા હોય ત્યારે સદરહુ યાદીમાં જે સખસનું નામ જે મહેલ્લામાં દાખલ હશે તેજ મહેલ્લામાં માત્ર તેને મત આપવાનો હક રહેશે.

**કલમ ૧૯** ( ઉમેદવારની લાયકી વિશે )—નિબંધની કલમ ૧૫ માં અને ૨૨ મી કલમની પેટા કલમ (૪) માં કહેલી નાલાયકીને પાત્ર રહીને સુધરાઇની સ્થળ સીમામાં આ નિયમ અન્વયે ચુંટણી વખતે મત આપવાનો હક હોય તેવો દરેક સખસ તે સુધરાઇના કોઇ પણ મહેલ્લાની ચુંટણીમાં તે મહેલ્લાના સભાસદ તરીકે ચુંટી કાઢવા માટે ઉમેદવાર થવાને લાયક છે.

**કલમ ૨૦** (સ્થળ અને વખત વિશે )—ચુંટણીની તારીખો જે વખત દરમીઆન ચુંટણીનું કામ ચાલશે તે વખત અને જગાઓ સુબા મુકરર કરશે અને તે વિશેની જાહેરાત ગુજરાતી ભાષામાં તેમાં નમુદ કરેલી વહેલામાં વહેલી તારીખની પહેલાં પંદર કરતાં ઓછા નહીં એટલા દિવસ આગમજ પ્રસિદ્ધ કરવી જોઇએ. સદરહુ જાહેરાતની પ્રતો સુધરાઇની કચેરીમાં તથા નવીન સુધરાઇની બાબતમાં તેની કચેરી નહીં હોય તો કસ્બાના ચોરામાં, તેમજ સુધરાઈ અથવા સુબા ( જેમ હોય તેમ ) આ કારણ સારૂ ઠરાવે તેવી બીજી પ્રસિદ્ધ જગાએ ચોડવી.

**કલમ ૨૧**—( ઉમેદવારીની અરજી કેવી રીતે કરવી તે વિશે ) જે સખસ સુધરાઇના સભાસદની જગા સારૂ ઉમેદવાર થવાની ઇચ્છા રાખતો હોય તેણે સભાસદોની ચુંટણીમાં મત આપવાનો હક હોય એવા બે ઇસમોની સહી લઇ તે ઉપર પોતાને ચુંટી કાઢશે તો પોતે કામ કરવાને રાજી છે એવું દર્શાવનારો શેરો લખી તે ઉપર પોતાની સહી કરીને તે કાગળ આ કારણ સારૂ સુબા જે અમલદારને નીમે તેની આગળ ચુંટણીની તારીખ પહેલાં નીદાન સાત દિવસ અગાઉ

રજુ કરવો જોઇએ. આ કાગળ ઉપર સહીઓ કોઇ પણ ફોજદારી કે દીવાની ન્યાયાધીશ અથવા તેના અભાવે સુધરાઇના અધ્યક્ષ કિંવા કોઇ પણ ગ્રામ્ય ન્યાયાધીશની રૂબરૂ થવી જોઇએ. સદર મુદતમાં કાગળ રજુ નહીં થાય તો તે સંઘરવામાં આવશે નહીં. આ નીમણુક પત્રિકાનો નમુનો નીચે પ્રમાણે પરિશિષ્ટ ૨ માં આપેલો છે:—

## પરિશિષ્ટમાં આપેલો નમૂનો.

મે.________________ સુધરાઇના સેક્રેટરી સાહેબ.

અમો નીચે સહીઓ કરનાર________________ મહેલ્લાના મત આપનારાઓ, આ ઉપરથી જાહેર કરીએ છીએ કે મજકુર મહેલ્લા તરફે સભાસદ નીમવા માટે આવતી ચુંટણીમાં ઉમેદવાર તરીકે રા. રા.________ ને નીમીએ છીએ. તારીખ  માહે  સન

સહી________________ } ( તે વૉર્ડના મત<br>
સહી________________ } આપનાર સખશો )

રૂબરૂ________________ ન્યાયાધીશ.

શેરો—

હું નીચે સહી કરનાર________________ લખી આપું છું કે આવતી ચુંટણીમાં જો મને ચુંટી કાઢવામાં આવશે તો હું સુધરાઇના સભાસદ તરીકે કામ કરવાને રાજી છું. તારીખ  માહે  સન

સહી________________ ( ઉમેદવાર સખસ )

રૂબરૂ________________ ન્યાયાધીશ.

**કલમ ૨૨** ( ઉમેદવારોની યાદિ પ્રસિદ્ધ કરવા બાબત )—ઉપર પ્રમાણે ઉમેદવારોનાં નામ સદરહુ અમલદાર પાસે રજુ થાય એટલે તેણે રજુ થયેલા ઇસમોની લાયકી બદલ તાંત્રિક તપાસ કરવી અને બરોબર લાયકી જણાયે તેનું નામ ઉમેદવારોની યાદીમાં દાખલ કરવું. આ પ્રમાણે ઉમેદવારોની યાદી તૈયાર કરી તે ઉપર પોતે સહી કરવી અને સુધરાઈ કચેરીમાં, અગર નવીન સુધરાઇની બાબતમાં તેની કચેરી હોય તો ત્યાં

અથવા કસ્બાના ચોરામાં, અથવા સુબા આ કારણ સારૂ ઠરાવે તે પ્રસિદ્ધ જગોએ, તેમજ મત લેવાનું કામ ચલાવવા સારૂ મુકરર કરેલા દરેક ઠેકાણે તથા બીજા પ્રસિદ્ધ ઠેકાણે ચુંટણીની તારીખ પહેલાં નિદાન પાંચ દિવસ અગાઉ ચોંટાડીને પ્રસિદ્ધ કરવી જોઇએ.

**કલમ ૨૩** ( વધારે મહોલ્લાઓમાં ઉમેદવારી કરી શકાય તે બાબત )—જ્યારે સુધરાઈની હદના પ્રદેશના ચુંટણીના કારણ સારૂ મહેલ્લામાં વિભાગ કરવામાં આવ્યા હોય અને ચુંટણીનું કામ બે અથવા વધારે મહેલ્લામાં ચાલવાનું હોય તો એકજ ઇસમનું નામ તમામ અગર ગમે તેટલા મહેલ્લાઓની ચુંટણીને માટે રજુ કરવાને હરકત નથી.

કલમ ૨૪ મી મત લેવા માટે અમલદાર નીમવા સંબંધી, કલમ ૨૫ મી નાયબ ફોજદારના દરજ્જાના અમલદાર મદદમાં આપવા સંબંધી, કલમ ૨૭ મા મુખત્યાર પત્રથી મત આપી શકાશે નહી તે સંબંધી, અને કલમ ૨૭ મી ઉમેદવારો દીઠ જુદા જુદા રંગની પેટીઓ રાખવા સંબંધી છે તે નિયમ વાંચવાથી સમજાશે.

**કલમ ૨૮** ( ઉમેદવાર ન હોય તેને મત અપાશે નહીં તે વિશે )—દરેક મતાધિકારી માત્ર એક મત આપી શકશે. કલમ ૨૨ પ્રમાણે તૈયાર કરેલી તે મહોલ્લા કે ભાગની ઉમેદવારોની યાદીમાં જેનુ નામ નહીં હશે તેને માટે મત આપવામાં આવશે તો તે સંધરવામાં આવશે નહીં.

કલમ ૨૯ મી મત આપનાર સખસ વિશે ખાત્રી કરી લેવા સંબંધી, કલમ ૩૦ મી મતપત્રિકા ઉપર મત આપનારની સહીઓ લેવા સંબંધા, કલમ ૩૧ મી મતપત્રિકા કોઇ જુએ નહીં એવી રીતે પેટીમાં નાખવા સંબંધી, કલમ ૩૨ મી મતપત્રિકાની સીલબંધ પેટીઓ તે કામ માટે નીમેલા અમલદાર તરફ મોકલવા સંબંધી છે અને તે પછીની ૩૩ થી ૪૦ સુધીની કલમો ચુંટણીના પરિણામ સંબંધીની છે તે નિયમ વાંચવાથી સમજાશે.

# સુધરાઈ નિબંધની કેટલીક કલમો.

**કલમ ૪૧** (ફરજ પાડીને જમીન લેવા બાબત)—કોઇપણ જમીન અથવા ઇમારત આ નિબંધના કારણ સારૂ જોઇતી હોય. તે નાણું આપીને—(ક) હમેશના માટે, અથવા (ખ) થોડી મુદતને વાસ્તે,—લેવામાં કાંઇ હરકત આવતી હોય ત્યારે, હજુર મંજુરીથી સરસુબા સરકારી અથવા સાર્વજનિક કામે જમીન લેવા સંબંધી અથવા બીજા કોઇ વિદ્યમાન હોય એવા કાયદાને અનુસરીને તે જમીનનો અથવા ઇમારતનો કબજો સરકારમાં લઇને, તે જમીન અથવા ઇમારત,—(ગ) આપેલા વળતરનો અવેજ, તથા (ઘ) તે જમીન અથવા ઇમારત લેવામાં સરકારને થયેલો સઘળો ખરચ—સરકારને સુધરાઈ આપે ત્યાર પછી તે સુધરાઇને સ્વાધીન કરવાને મુખત્યાર છે.

કલમ ૪૨, ૪૩, ૪૪ તથા ૪૫ મી સભાસદો, અમલદારો તથા નોકરોની જવાબદારી સંબંધી છે.

કલમ ૫૯ થી ૬૯ સુધી સુધરાઇના કર બેસાડવા સંબંધી છે તેમાં સુધરાઇ કર કેવી રીતે બેસાડી શકે અને તે બેસાડવામાં શી શી વિધિ કરવાની છે તે વિગતવાર જણાવેલું છે તે વાંચવાથી સમજાશે.

કલમ ૬૯ મી વિસનગરમાં લેવાતા હાલના ઘરવેરામાંથી મળતા કેટલાક લાભ સંબંધી હોવાથી અને તે પ્રજાને યાદ રાખવા જેવી હોવાથી નીચે પ્રમાણે બતાવવામાં આવી છે—

**કલમ ૬૯** (ખાલી ઇમારતની માફી બાબત)—(૧) જે કોઈ પણ ઇમારત ઉપર અથવા જમીન ઉપર દર વર્ષે લેવાની પટી બેસાડી હશે અથવા જે બદલ કોઇ પણ આરોગ્ય રક્ષણ સંબંધી વિશેષ કર દર વર્ષે અથવા હપ્તે હપ્તે આપવાનો હશે તે ઇમારત અથવા તે જમીન આખા વર્ષ સુધી અથવા જે મુદત બદલ એવો હપ્તો આપવાનો હશે તે સઘળી મુદત સુધી ખાલી તથા ભાડું ઉત્પન્ન થયા વગર રહી હશે તો સુધરાઇએ, તે પટીની અથવા કરની અથવા કરના હપ્તાની જેમ હોય તેમ બે તૃતીયાંશ કરતાં ઓછી નહીં એટલી

રકમ માફ કરવી જોઇએ અથવા પાછી આપવી જોઇએ પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે એવી કોઈ પણ માફી તે ઇમારત અથવા જમીન ખાલી તથા ભાડું ઉત્પન્ન થયા વગર રહી છે, એ બાબતની લેખી સૂચના સુધરાઇને આપ્યા વગર આપવામાં આવશે નહી, અને સૂચના જે દિવસે આપી હશે તે દિવસ અગાઉની કોઈ પણ મુદત સારૂ રકમ માફ કરવામાં અથવા પાછી આપવામાં આવશે નહિ.

(૨) જ્યારે સદરહુ પ્રકારની કોઇ પણ ઇમારત અથવા જમીન—(ક) લાગલાગટ સાઠ દિવસથી ઓછી નહી એટલી મુદત સુધી ખાલી હોય તેથી તેનું ભાડું ઉત્પન્ન થયું નહીં હોય, (ખ) જુદા જુદા ગાળાની બનેલી હોય અને તેમાંના એક અથવા વધારે ગાળા સદરહુ કહેલી કોઈ પણ મુદતમાં ખાલી હોય અથવા તેમનું ભાડું ઉત્પન્ન થયું ન હોય, અથવા (ગ) સર્વાંશે અથવા ઘણે અંશે પાડી નાખેલી હોય અથવા આગથી બળી ગયેલી હોય અથવા તેની કિંમત બીજી રીતે નહી જેવી થઈ ગઈ હોય,—ત્યારે સુધરાઇને તે પટીનો અથવા હપ્તાનો કાંઇ ભાગ માફ કરવાનું અથવા પાછો આપવાનું યોગ્ય લાગે તો તેને તેમ કરવાનો અધિકાર છે.

(૩) કોઈ પણ માણસને આ કલમ અન્વયે છુટ મળવાનો જે બાબતો ઉપરથી હક્ક પ્રાપ્ત થતો હશે તે બાબતો સાબિત કરવાનો બોજો તેના ઉપર રહેશે.

(૪) કોઇ પણ ઇમારત અથવા જમીનનો ભોગવટો કરવાનો ચાલુ હક્ક હોય એવા કોઈ પણ ભાડુતને તે ભાડે આપી હશે તો આ કલમના કારણ સારૂ, તે ઇમારત અથવા જમીનનું ભાડું ઉત્પન્ન થાય છે એમ સમજવું જોઇએ. પછી તે એવા ભાડુતના પ્રત્યક્ષ ભોગવટામાં હોય અથવા ન હોય.

આ શિવાય સુધરાઇ તરફથી ઘરવેરાનો નિયમ નીચે પ્રમાણે બહાર પડેલો છે તેની ૭ મી કલમ અન્વયે પણ ઘણી બાબતોની માફી મળી શકે છે તે આગળ પાન ૩૨૬ ઉપર વાંચવાથી સમજાશે—

# વિસનગર સુધરાઇના ઘરવેરાનો નિયમ.

આ નિયમ સુધરાઇ નિબંધની કલમ ૪૬ ની પેટા રકમ (ઝ તથા ઝ-૧) અન્વયે તૈયાર કરી શ્રીમંત સરકાર હજુર ( મંત્રીમંડળ ) પંચાયત ખાતે હુ. નંબર ૧૧૧ તા. ૧૯-૨-૧૯૨૦ થી મંજુર કરાવી તા. ૧-૮-૧૯૨૦ થી સુધરાઇની હદમાં રહેનારા લોકો માટે અમલમાં મુકેલો છે. આ નિયમ વિસનગરના લોકોને હમેશનો ઉપયોગી હોવાથી તે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે—

**કલમ ૪** ( વ્યાખ્યા )—આ નિયમમાં આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ ન આવતો હોય તો " ઘર " એ શબ્દનો અર્થ હરકોઈ મકાન અથવા ઝુંપડું અથવા છાપરૂ અથવા ઘેરી લીધેલી જગો અથવા એકજ કંપાઉન્ડના મકાનોનું ઝુમખું જેમાં એકજ માણસ રહેવાના ઘર તરીકે ઉપયોગ કરતા હોય તે અગર ઢોર બાંધવા સારૂ અગર કોઇ પણ માલીક સામાન રાખવા સારૂ અગર હરકોઇ વેપાર કે ધંધો કરવા સારૂ વાપરતો હોય તે મકાન આ નિયમમાં આવનારા બીજા શબ્દોનો અર્થ સુધરાઇનિબંધ અને જેતે સરકારી કાયદા પ્રમાણે કરવો.

**કલમ ૫** ( ઘરની કીમતની આકારણી વિશે)—(અ) ઘરોની કીંમત કરવા સારૂ વખતો વખત સુધરાઇ એક કમીટી નીમશે. આ કમીટીમાં નીચે પ્રમાણે સભાસદો હોવા જોઈએઃ—(૧) રૈયત તરફથી ચુંટાએલો સુધરાઇનો એક સભાસદ. (૨) રૈયત પૈકી સરકારમાંથી ચુંટાએલો એક સભાસદ. (૩) હોદ્દાના નાતાથી સુધરાઈનો થનારો એક સભાસદ. (૪) જે જથાના ઘરોની કીમતની આંકણી કરવાની હોય તે જથાના બે સંભાવિત ગૃહસ્થ ઉપરના સભાસદો પસંદ કરે તે—કમીટીએ ઘરોની બજાર કીમત નકી કરવાની છે અને તે નકી કરવામાં તેને લગતી સગવડો તથા તેનું ભાડું વિગેરે આવી શકે. તે ઉત્પન્ન અને તે મકાનનું મહત્વ વિગેરે બાબતો લક્ષમાં લેવી.

(બ)—કમીટીએ કરેલી કીંમતની આકારણીની યાદીઓ જે તે જથામાં તથા એકંદર યાદી સુધરાઇ કચેરીમાં પ્રસિદ્ધ જગોએ ચોટ-

વામાં આવશે. જે ધસમને કોઇ ઘરની આકારણી સંબંધે તકરાર હશે તેણે આ યાદીઓ પ્રસદ્ધ થયાની તારીખથી એક મહીનાની અંદર સુધરાઇની ચાલુ કમીટીના ચેરમેન તરફ અરજ કરવી.

આ પ્રમાણે મુદતબંદી આવેલી અરજો ચેરમેને કમીટીમાં રજુ કરવી અને કમીટીએ જે તપાસ કરવી ઘટે તે કરી દરેક અરજ ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવી પંદર દીવસની અંદર સુધરાઇ તરફ મોકલવી. આ અરજો ઉપર સમગ્ર સભાનો જે ઠરાવ થશે તે આખરનો ગણાશે.

(ક)—ઘરોની કીમતની આંકણી દર ત્રણ વર્ષે નવેસર કરવામાં આવશે. દરમ્યાન મુદતમાં નવીન ઘરો થાય તેની આંકણી ચાલુ કામ કરનારી કમીટી કરશે.

**કલમ ૬.** (ઘર વેરાના દર વિશે)—જે ઘરોને ઘરવેરાની માફી આપવાનું આગળ કલમ ૭ માં ઠરાવેલું છે તે શીવાયનાં તમામ ઘરો કલમ ૫ પ્રમાણે ઠરેલી કીમતની આંકણી ઉપર દર સેંકડે અગર સેંકડાના ભાગે ૭ આના વાર્ષિક વેરો આપવા પાત્ર થશે. રૂ. ૪૦૦૦) થી વધારે કીમતવાળાં ઘર પણ વેરાની આકારણી માટે રુ. ૪૦૦૦) ચાર હજારનાંજ ગણવામાં આવશે.

**કલમ ૭** (ઘર વેરાની માફી વિશે)—નીચે બતાવેલા પ્રકારનાં ઘરોને ઘરવેરાની માફી મળશેઃ-(અ) જે ઘરની કીમત રૂ. ૧૫૦) અગર તેથી કમી હોય તે ઘર (બ) સાર્વજનીક ઉપયોગની ધર્મશાળાઓ કે મકાનો જેનું કાંઇપણ ઉત્પન્ન થતું નથી. (ક) હરકોઈ કોમનું સાર્વજનીક ધર્મનું મકાન. (ડ) જે ઘરને સાધારણ સભા સાર્વજનીક ઉપયોગનું ઠરાવે તે. (ઇ) જે મકાનનો માલીક તદ્દન ગરીબ ઘરવેરો આપી શકે નહીં એવો હોય કે જેણે સારા વખતમાં બાંધેલા ઘરને દુરસ્ત કરવા જેવી પણ તેની સ્થિતિ નથી એની પાસેના વેરાની તથા તે ઘર નિરૂપયોગી થાય તેના વેરાની પુરી અગર અંશતઃ માફી આપવાનો અધિકાર ચાલુ કમીટીની ભલામણથીસાધારણ સભામેછે.

**કલમ ૮.** ( લહેણું વસુલ કરવા હપ્તાની મુકરરતા વિશે. )— આ નિયમ પ્રમાણે થતું લહેણું જેતે સાલના અકટોબરથી નવેમ્બર અને એપ્રીલ માસના બે સરખા હપ્તાથી વસુલ કરવામાં આવશે. પરંતુ રૂ. ૫–૦–૦ સુધીની રકમ પહેલે હપ્તે પુરી વસુલ કરવામાં આવશે.

**કલમ ૯** (નોટીસ અને તેની લાગત વિશે)—હપ્તાસર વસુલ ભરવામાં ન આવે તો આ સોબત જોડેલી નમુના નીશાની (૧) પ્રમાણે દીવસ ૧૫ની મુદતની નોટીસ કાઢવામાં આવશે અને તેની લાગત રૂ.૫) સુધીને માટે રૂ. ૦–૪–૦ ચાર આના અને તે ઉપરાંતની રકમ માટે રૂ. ૦–૮–૦ આઠ આના પ્રમાણે વેરાની રકમ સાથે વસુલ લેવામાં આવશે.

**કલમ ૧૦.** ( વેરો વસુલ કરવાના અધિકાર વિશે )—વેરો લહેણો થાય એટલે સુધરાઈ નીબંધમાં બતાવ્યા પ્રમાણે વસુલ કરવા માટે તજવીજ કરવામાં આવશે અને સુધરાઇના વેરાનું ઉત્પન્ન લેવાનો અધિકાર ચાલુ કમીટીના ચેરમેનને આપવામાં આવે છે.

**કલમ ૧૧.** (જપ્તીનો હુકમ કરવાના અધિકાર વિશે)—સુધરાઈ નીબંધની કલમ ૮૩ ના કારણ સારૂ સુધરાઈની ચાલુ કમીટીના ચેરમેનને અધિકાર આપવામાં આવે છે.

**કલમ ૧૨.** ( જપ્તી હુકમની અમલબજાવણી વિશે)—વેરાની વસુલાત માટે જપ્તી કરવાનો જે હુકમ થાય તેનો અમલ સુધરાઇના જે નોકરને હુકમ કરવામાં આવે તેણે કરવો.

**કલમ ૧૩.** ( વેરાની રકમ માંડી વાળવાના અધિકાર વિશે )— વેરાની રકમ વસુલ કરવા માટે ઉપર પ્રમાણે તજવીજ કર્યા છતાં વસુલ ન થાય તો તે માંડી વાળવાનો અધિકાર ચાલુ કમીટીના ચેરમેનના અભિપ્રાયથી સુધરાઇના પ્રમુખ તરફ રહેશે.

**કલમ ૧૪.** ( વિવાદ વિશે )—આ નિયમ પ્રમાણે ચાલુ કમીટીએ અથવા ચાલુ કમીટીના ચેરમેને કરેલા કોઇ પણ ઠરાવ ઉપર સુધરાઇની સાધારણ સભામાં વિવાદ ચાલી શકશે અને તે આખરનો ગણાશે.

**કલમ ૧૫.**—જે વિષય અગર બાબતનો આ નિયમમાં ઉલ્લેખ કરેલો ન હોય અગર બોધ થતો ન હોય તેનો નિર્ણય સુધરાઇના નિબંધ પ્રમાણે કરવામાં આવશે.

**કલમ ૧૬.** (નમુના સંબંધી)—આ નિયમ પ્રમાણે રાખવાના કાગળો આ સાથે નમુના નીશાની ૨–૩–૪–૫ ના બતાવ્યા પ્રમાણે રાખવા અને ફેરફાર કરવાના પ્રસંગે સુધરાઈનો પ્રમુખની સંમતિથી ફેરફાર કરવામાં આવશે.

## વિસનગર સુધરાઇએ સુધરાઇની જમીનનો હંગામી ઉપયોગ કરવા સંબંધી કરેલા પેટા નિયમની કેટલીક કલમો.

સુધરાઇ નિબંધની કલમ ૭૦ અન્વયે આ નિયમ સુધરાઇએ તૈયાર કરી શ્રી. સરકાર હજુર પંચાયત શાખા તરફથી નંબર ૭૫–૫૩ દીવાન હજુર હુકમથી મંજુર કરાવી તા. ૧૫–૮–૧૯૧૯ થી અમલમાં મુકેલો છે.

**કલમ ૪** ( ભાડે મળતી જમીન અને લાગત સંબંધી )—નીચે જણાવેલી બાબતોમાં નમુદ કરેલીમુદ્દત સુધીને માટે સાર્વજનિક રસ્તો રોકવા સારૂ પરિશિષ્ટ પ્રમાણે ભાડું અગાઉથી લઇ પરવાનગી આપવાનો આધકાર ચાલુ કમીટીના અધ્યક્ષને છે. રસ્તાની જમીન રોકવાનો જે સખસનો ઇરાદો હોય તેણે તે માટે લેખી અરજી સુધરાઈ કચેરીમાં આપવી અને ચાલુ કામ કરનારી પેટા સભાના અધ્યક્ષે પરવાનગી આપવી હોય તો પરિશિષ્ટમાં જણાવ્યા પ્રમાણે પરવાનો આપવો જોઇએ.

(૧) સારે નરસે પ્રસંગે લોકોને જતાં આવતાં હરકત ન થાય તેવી રીતે ચાર અઠવાડીઆં સુધી માંડવો કરવો. (પરિશિષ્ટમાં આની લાગત દર સો ફુટે અથવા તેના ભાગ માટે બે અઠવાડીઆં માટે મારી અને તે પછી અગર તેના ભાગ માટે બેઆના ઠરાવેલી છે ).

(૨) ચાર માસ કરતાં વધારે નહી એટલી મુદત સુધીને માટે ઇમારત વીગેરે સંબંધી કાટ માલ રાખવા અને કારીગર લોકોને માટે કામના અર્થે બેસવા તથા બીજી હરકોઈ પ્રકારની ચીજ મુકવા જગા આપવી. ( પરિશિષ્ટમાં આની લાગત દર સો ચોરસ ફુટે અથવા તેના ભાગ માટે પંદર દિવસ માટે માફી અને તે પછી દર મહીને અગર તેના ભાગ માટે ચાર આના ઠરાવેલી છે)

(૩) જતા આવતા લોકોને હરકત ન થાય તેવી રીતે ચાર અઠવાડીઆં સુધીને માટે બાળવાનાં લાકડાં રાખવાં.

**ટીપ**—બાળવાનાં લાકડા રસ્તાપર નાખવાની અગાઉ પરવાનગી ન માગી હશે તો ચાર દિવસની અંદર પરવાનગી મળવા અરજી સુધરાઈ કચેરીમાં કરવી જોઇએ. (પરિશિષ્ટમાં આની લાગત દર સો ચોરસ ફુટે અથવા તેના ભાગ માટે બે દિવસ માટે માફી અને તે પછી બે અઠવાડીઆં અથવા તેના ભાગ માટે બે આના ઠરાવેલી છે.)

(૪) પરચુરણ માલ વેચવાને દુકાન અથવા સ્ટૉલ સારૂ જગા આપવી. (પરિશિષ્ટમાં આ સંબંધી હરાજીથી ભાડું મુકરર કરવું અને જો હરાજીમાં માગણી કરવા કોઇ બીજો ઇસમ ન આવે તો ચાલુ કામ કરનારી પેટા સભાના અધ્યક્ષ ભાડું ઠરાવશે; પરંતુ દર ચોરસફુટે દર મહીને અરધા આનાથી ઓછું ભાડું ઠરાવવું નહીં એ પ્રમાણે ઠરાવેલું છે. )

(૫) હુન્નરવાળા લોકોને તેના ધંધાને અર્થે ચાર ચાર અઠવાડીઆ કરતાં વધારે નહીં એટલી મુદત સુધી જગો આપવી. (પરિશિષ્ટમાં આની લાગત ઉપરની કલમ ૪ પ્રમાણે લેવાનું ઠરાવેલું છે.)

(૬) એક વરસ, એક વરસનો કોઇ પણ ભાગ અથવા ચાલુ કામ કરનારી પેટાસભા ઠરાવે તે મુદત સુધી ઝુલતાં પાટીઆં મુકવા પરવાનગી આપવી. ( પરિશિષ્ટમાં આની લાગત એક વરસ અથવા તેના ભાગ માટે બે રૂપીઆ લેવા ઠરાવેલું છે. ) અને સદર પાટીઉં બે ફુટ કરતાં વધારે પહોળાઇનું નહીં એવું નાખવાનું છે.

(૭) એક વરસ, વરસનો કોઇ પણ ભાગ અથવા ચાલુ કામ કરનારી પેટાસભા ઠરાવે તે મુદત સુધી સીડી અથવા દાદર મુકવા પરવાનગી આપવી. (પરિશિષ્ટમાં આની લાગત એક વરસ અગર તેના ભાગ માટે બે આના પ્રમાણે લેવા ઠરાવેલું છે.

**અપવાદ**—(૧) રસ્તાની પહોળાઈ ૧૦ ફુટ કરતાં ઓછી હોય તો રસ્તા ઉપર પેટા કલમ ૪, ૫, ૬ અને ૭ માં જણાવેલી કોઇ પણ બાબત માટે પરવાનગી આપશે નહીં. (૨) રસ્તાની પહોળાઇ ૧૦ ફુટ કરતાં વધારે અને ૧૭ ફુટની અંદર હોય તો ઉપર જણાવેલી પેટા કલમ ૨, ૪ તથા ૫ ની બાબતો માટે રસ્તાની પહોળાઇનો ૧/૪ કરતાં વધારે ભાગ અને પેટા કલમ ૬ તથા ૭ માટે બે ફુટ કરતાં વધારે રોકવા પરવાનગી આપશે નહીં. (૩) રસ્તાની પહોળાઈ ૧૭ ફુટ કરતાં ગમે તેટલી વધારે હોય તો પણ પેટા કલમ ૨, ૪ તથા ૫ માટે રસ્તાની પહોળાઇનો ૧/૪ કરતાં વધારે ભાગ અને પેટા કલમ ૬ તથા ૭ની બાબત માટે બે ફુટ કરતાં વધારે ભાગ રોકવા પરવાનગી આપશે નહીં.

**પરિશિષ્ટની ટીપ**—પરવાનગી પ્રથમથી મેળવી હોય તો ઉપર બતાવેલા દર મુજબ ભાડું લેવું અને વગર પરવાનગીથી અગર પરવાનગી વિરૂદ્ધ જગો રોકનાર પાસેથી સદરહુ નમુદ કરેલા દરના દુપટ ભાડું લેવામાં આવશે.

**કલમ ૫**—(પરવાનો બતાવવા તથા ફરી કરવા સંબંધી) પરવાનો ધારણ કરનારે સુધરાઈ તથા પોલીસ ખાતાના જે કોઈ નોકર પરવાનો જોવા માગે તેને તુરત બતાવવો જોઈએ. જે મુદત માટે પરવાનો આપ્યો હોય તે મુદત પુરી થતાંજ જગો ખુલ્લી કરી પ્રથમ જેવી સ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં કરવી જોઇએ અને ફરી વધારે મુદત જોઈતી હોય તો ફરી પરવાનો લેવો જોઇએ. પરંતુ આવો ફરીને પરવાનો એક કરતાં વધારે વખત આપવાના પ્રસંગે પેટા સભાને યોગ્ય લાગશે તો ના પાડી શકશે. મુદત પૂરી થવાના

દરમીઆન તે જગો સુધરાઇને કાંઈ વિશેષ કારણ સારૂ જોઇએ છે એવું ચાલુ કામ કરનારી પેટાસભા ઠરાવે તો સદર સભા ઠરાવે તે મુદતમાં જગા ખાલી કરી આપવી જોઇએ.

**કલમ ૬**—(પરવાનગી વિરૂદ્ધ કૃત્ય સંબંધી) પરવાનગી વગર અથવા પરવાનગી વિરૂદ્ધ કરેલું કૃત્ય ચાલુ કામ કરનારી પેટાસભાના અધ્યક્ષ માલીકના જોખમે કઢાવી નાખી તેનો ખર્ચ સુધરાઇ નિબંધ અન્વયે વસુલ કરી શકશે. કામ કાઢી નાખવા કરેલા હુકમ ઉપર સમગ્ર સભા તરફ વિવાદ ચાલશે.

**કલમ ૮**—(શિક્ષા સંબંધી) સુધરાઇની અગાઉથી પરવાનગી મેળવ્યા શીવાય અગર પરવાનગી વિરૂદ્ધ કોઈ સખસ સુધરાઇની જમીનનો ઉપયોગ કરશે તો તે પરિશિષ્ટ પ્રમાણે ઉપર જણાવેલા દરથી દુબાર દર પ્રમાણે ભાડું આપવા ઉપરાંત રૂ. ૫૦ સુધીના દંડને પાત્ર થશે.

**કલમ ૯**—(કેસ ક્યાં ચાલશે તે બાબત) આ નિયમ વિરૂદ્ધ થતા ગુન્હાનાં કામો સુધરાઇ નિબંધ વિરૂદ્ધ થતા ગુન્હાની ચોકસી કરવા માટે નિમેલા ઓનરરી ફોજદારી ન્યાયાધીશોની યુગલ તરફ ચાલશે.

**કલમ ૯૫**—(ઇમારતોની સપાટી સંબંધી) હવે પછી કોઈ પણ ઇમારત બાંધવાની હોય તો તેનું પાણી તે વખતે વિદ્યમાન હોય અથવા સુધરાઇએ યોજી હોય એવી સાર્વજનિક ગટરમાં અથવા મોરીમાં અથવા કોઇ પણ વહેળામાં અથવા નદીમાં અથવા સમુદ્રમાં અથવા કોઇ ખાળકુંડીમાં અથવા સુધરાઇ પસંદ કરે તેવી બીજી યોગ્ય જગામાં જેટલી સપાટી ઉપરથી લઇ જઈ શકાય તેના કરતાં નીચી સપાટી ઉપર તે બાંધવી નહીં.

**કલમ ૯૬** (ઇમારતો બાંધવા સંબંધી)—(૧) કોઈ પણ ઇમારત બાંધવાનો અથવા કોઇ પણ વિદ્યમાન ઇમારતમાં બહારનો ફેરફાર અથવા કાંઈ વધારો કરવાનો અથવા ઇમારતનો જે કોઇ

આગળ આવેલો ભાગ કાઢી નાખવાનો અથવા પાછળ હઠાવવાનો હુકમ કરવાનો ૯૨ મી કલમ ઉપરથી અથવા તે ફરી બાંધવા પરવાનગી આપવાનો કલમ ૯૧ (અ) ઉપરથી સુધરાઈને અધિકાર છે. તેવો કોઇ ભાગ ફરીથી બાંધવાનો જે માણસનો ઇરાદો હોય તેણે તે પ્રમાણે બાંધવા માંડયા પહેલાં અથવા ફેરફાર અથવા વધારો કરવા માંડયા પહેલાં અથવા ફરીથી બાંધવા માંડયા પહેલાં તે બાબત સુધરાઇને લેખી સૂચના આપવી જોઇએ, અને પેટા નિયમ ઉપરથી અથવા વિશેષ હુકમ ઉપરથી તેમ કરવાની જરૂર હોય તો તેણે સુધરાઇને તેજ વખતે—(ક) એવી યોજેલી ઇમારતના ગભાણુ સંબંધી ગામઠાણના અથવા સીટી સરવેના નિયમ અન્વયે મળેલી જો કોઈ પણ સનદ અમલમાં હોય તો તે સનદ, અને (ખ) સુધરાઈની જાણમાં હોય એવી કોઇ સપાટી સાથે સરખાવતાં એવી ઇમારતનો પાયો તથા ભોંય તળીયું જેટલી ઉંચી સપાટીએ રાખવાનું યોજ્યું હોય તે સપાટી બતાવનારો નકશો અને યોજેલી ઇમારતની હદ બાબત, પ્રકાર બાબત, હવા આવવા જવા બાબત તથા સામાન બાબત અને તે ઇમારતના સંબધમાં જો કાંઈ મોરીઓ, ગટરો, જાજરૂ, વૉટરકલોઝેટસ તથા ખાળકુંડીઓ વાપરવાની હોય તો તે કયાં અને કેવી રીતે બાંધવાનો ઇરાદો છે તે બાબત અને વિદ્યમાન અથવા યોજેલા કોઈ પણ રસ્તાના સંબંધમાં તે ઇમારત કયે ઠેકાણે આવવાની છે તે બાબત જે ખબર સુધરાઈ માગે તે સઘળી ખબર—સાદર કરવી જોઇએ. [ સુધરાઇને આપવાની અરજી ઉપર એક આનાના સ્ટેંપની લાગત વિસનગર સુધરાઇએ રાખેલી નથી.]

(૨) સુધરાઇને સદરહુ પ્રકારની સૂચનામાં કહેલા કામના સંબંધમાં પોતાને યોગ્ય લાગે તેવા અને આ નિબંધ વિરૂદ્ધ ન હોય એવા હુકમ કરવાનો અને સાદર કરેલા નકશા તથા ખબર પ્રમાણે તે ઇમારત બાંધવાની અથવા તેમાં ફેરફાર અથવા વધારો કરવાની પરવાનગી આપવાનો અથવા સપાટી પાણીનો નિકાલ આરોગ્ય

રક્ષણ તથા સામાન બાબત અથવા ઓરડીઓ બારણાં બારીઓ અને હવા આવવા જવા માટેનાં બાકાંના વિસ્તાર તથા ધનફળ બાબત અથવા વિદ્યમાન અથવા યોજેલા કોઇ પણ રસ્તાના સંબંધમાં તે ઈમારતના સ્થળ બાબત પોતાને યોગ્ય જણાય તેવી લેખી સરતો ઠરાવવાનો અથવા તે ઈમારતના તથા એવો કોઇ પણ રસ્તાના સ્થળ સંબંધી સઘળા સ્વાલનો નિકાલ સુધરાઇને સંતોષ થાય એવી રીતે ન થાય તો તથા થાય ત્યાં સુધી તે કામ આગળ ચલાવવું નહીં એવો હુકમ કરવાનો અધિકાર છે.

(૩) પેટા કલમ ૨ મુજબ કોઈ પણ હુકમ કરતાં પહેલાં સુધરાઇને સદરહુ પ્રકારની સૂચના પહોંચ્યા પછી એક મહીનાની અંદર—(ગ) એક કામચલાઉ હુકમ કાઢીને એવા હુકમની તારીખથી એક મહીનાથી વધારે નહીં એવી અમુક મુદત સુધી યોજેલું કામ ચાલુ કરવું નહીં એવું ફરમાવવાનો, અથવા (ઘ) વધારે તપસીલ માગવાનો,—અધિકાર છે.

(૪) પેટા કલમ ૧ અન્વયે આપેલી સૂચનામાં જે ઇમારત બાંધવાનું યોજ્યું હોય તેનું કામ તે સૂચનામાં બતાવ્યા પ્રમાણે તથા આ નિબંધના ઠરાવોને અથવા આ નિબંધ મુજબ જે કોઇ પણ પેટા નિયમ જે તે વખતે અમલમાં હોય તેવા કોઈ પણ ઠરાવોને બાધ ન આવે એવી રીતે હેઠળને પ્રસંગે ચાલુ કરવાનો અધિકાર છે, એટલે (ङ) પેટા કલમ ૧ ની રૂએ આપેલી સૂચના પહોંચ્યા પછી એક મહીનાની અંદર સુધરાઇએ, કરવા ધારેલા કામના સંબંધમાં પેટા કલમ ૨ ની રૂએ હુકમ કર્યો નહીં હશે અને તેની સૂચના આપી નહીં હશે, અથવા પેટા કલમ ૩ ની રૂએ કાંઈ પણ કામ ચલાઉ હુકમ કર્યો નહીં હશે અથવા વધારે તપશીલ પણ માગી નહીં હશે તેવે પ્રસંગે, તથા સુધરાઇએ એવી વધારે તપશીલ મંગાવ્યા ઉપરથી તેને આ સંબંધમાં અમલમાં હોય તેવા પેટા નિયમની રૂએ તે વધારાની તપશીલ મળી હશે ને તે તપશીલ તેને પહોચ્યા પછી

એક મહીનાની અંદર બીજો કાંઇ હુકમ તેણે કાઢયો નહીં હશે તેવે પ્રસંગે; પણ એમ ઠરાવ્યું છે કે જે યોજેલા કામના સંબંધમાં પેટા કલમ ૧ મુજબ સુચનાની જરૂર હોય તે કામ ચાલુ કરવાનો હક આ પેટા કલમ ઉપરથી જેને પ્રાપ્ત થયો હોય તેવા કોઈ પણ માણસે એવી રીતે કામ ચાલુ કરવાનો હક તેને પ્રથમ પ્રાપ્ત થયો હોય તે તારીખથી એક વર્ષની મુદત વીત્યા પછી તે કામ શરૂ કરવું નહીં.

( ૪-ક ) ઉપર ગમે તે ઠરાવવામાં આવ્યું હોય તો પણ—( ચ-૧ ) જે સ્થળે વડોદરા શહેર સુધારણા વિષેનો નિબંધ લાગુ હોય તે સ્થળે તે નિબંધની કલમ ૨૦ અન્વયે જે પ્રદેશના સંબંધમાં જાહેરાત પ્રસિદ્ધ થઈ હોય તે પ્રદેશમાં આવેલી કોઇ મીલકતના સંબંધમાં કિંવા (ચ-૨) જે મીલકત સરકારી અથવા સાર્વજનિક કામ સારૂ જમીન લેવા સંબંધી નિયમ અન્વયે સરકારી કોઈ પણ ખાતામાં તજવીજ ચાલતી હોય તેવી મીલકતના સંબંધમાં,—આ કલમ અન્વયે સુધરાઇને લેખી સૂચના આપી હોય તો તેવે પ્રસંગે સુધરાઇ પેટા કલમ ૨ મુજબ અધિકાર નહીં વાપરતાં (ચ-૩) રકમ ચ-૧ ના પ્રસંગે અરજદારને પરવાનગી મળશે નહીં એવો એક માસની અંદર લેખી જવાબ આપવો અને જે મીલકત સંબંધે એવો જવાબ આપવામાં આવે તે મીલકતની બાબતમાં અરજદારે સૂચનામાં જણાવ્યા મુજબ કરવા ધારેલું કામ તાબડતોબ કરવામાં ન આવે તો અરજદારને ચાલુ સ્થિતિમાંજ તે મીલકત ટકાવી રાખવા મુશ્કેલ થશે અને તેથી નુકશાન થશે એમ જણાય તો શહેર સુધારણાના જુમ્મેદાર મંડળને તાબડતોબ તેવી ખબર આપવી અને (ચ-૪) રકમ ચ-૨ ના પ્રસંગે સૂચનામાં જણાવેલી મીલકત સરકાર અમુક કામ સારૂ લેવા ધારે છે, તેથી સૂચનામાં જણાવ્યા મુજબ કામ કરવું નહીં એવી સૂચના મળવાની તારીખથી એક માસની અંદર સૂચના આપનારને લેખી જવાબ આપવો. માત્ર આવે પ્રસંગે લેખી જવાબ મળ્યાની તારીખથી ત્રણ માસની અંદર સદરહુ મીલકત લેવામાં ન આવે તો તે પછી સૂચના

આપનાર પોતે કરવા ધારેલું કામ કરવા પરવાનગી મળી છે એમ સમજી સૂચનામાં લખેલું કામ કરવા મુખત્યાર છે.

(૫) જે કોઇ શખસ પેટા કલમ ૧ મુજબ જે સૂચના આપવાનું ફરમાવ્યું છે તેવી સૂચના આપ્યા વગર અથવા ઉપર કહેલા દસ્તાવેજ સાદર કર્યા વગર, અથવા ઉપર કહેલી ખબર આપ્યા વગર, અથવા પેટા કલમ ૪ માં ઠરાવેલું છે તે શીવાયને પ્રસંગે, આ કલમ મુજબના સુધરાઇના હુકમની રાહ ન જોતાં અથવા કોઈ પણ રીતે તે હુકમની વિરૂદ્ધ અથવા બીજા કોઈ પણ પ્રકારે આ નિબંધના અથવા આ નિબંધ મુજબ અમલમાં હોય એવા કોઈ પણ પેટા નિયમના ઠરાવ વિરૂદ્ધ કોઇપણ ઇમારત બાંધશે અથવા તેમાં ફેરફાર અથવા વધારો કરશે અથવા તે પ્રમાણે કરવાનું શરૂ કરશે, તેને એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે, [પેટા નિયમની કલમ ૧૯ માં ૧૦૦) દંડ ઠરાવેલો છે તે આગળ પાન ૩૪૪ ઉપર વાંચવાથી સમજાશે] અને સુધરાઇને—(છ) તે ઇમારતનું કામ તથા તેમાં ફેરફાર અથવા વધારો કરવાનું કામ બંધ કરવાનું ફરમાવવાનો, તથા (જ) પોતાને જરૂર લાગે તે પ્રમાણે તે ઇમારતમાં તથા તેમાં કરેલા ફેરફાર અથવા વધારામાં, ફેરફાર કરવા બાબત અથવા તે તોડી પાડવા બાબત લેખી સૂચના આપીને હુકમ કરવાનો—અધિકાર છે.

(૬) સુધરાઇને અથવા તેણે નીમેલા કોઇપણ અમલદારને, તેમ કરવાનો પોતાનો ઇરાદો ન જણાવતાં, કોઇ ઇમારત બાંધવાનું કામ શરૂ હોય તે ગમે તે વખતે તપાસવાનો અધિકાર છે: અને સુધરાઇને, કોઇપણ ઇમારત બાંધવાનું કામ ચાલુ હોય તે દરમીઆન અથવા ઉપર કહેલા પ્રકારનું કોઇપણ કામ કરવામાં આવતું હોય તે દરમીઆન હરકોઇ વખતે, અથવા પેટા કલમ ૧ મુજબ સૂચના આપવા સારૂ જવાબદાર હોય તે માણસ તરફથી તે ઇમારત અથવા ઉપર જણાવેલા પ્રકારનું કોઇપણ કામ પુરૂં થયાની લેખી ખબર મળ્યા પછી એક મહિના કરતાં વધારે ન હોય તો તેવી

મુદ્દતમાં કોઇપણ વખતે, લેખી સૂચના આપીને તે દ્વારા જે કોઈ બા-બતના સંબંધમાં એવી ઇમારત બાંધવાનું અથવા એવું કાંઇપણ કામ કરવાનું આ નિબંધના કોઇપણ ઠરાવ વિરૂદ્ધ અથવા આ નિ-બંધ પ્રમાણે કરેલા જે તે વખતે અમલમાં હોય તેવા કોઇ પેટા નિયમ વિરૂદ્ધ હોય તે બાબત નિર્દિષ્ટ કરવાનો, અને એવી ઇમારત જે માણસ બાંધતો હોય અથવા જેણે બાંધેલી હોય અથવા એવું જે માણસ કરતો હોય અથવા જેણે કર્યું હોય તે માણસને અથવા જે માણસે તે ઇમારત બાંધી હોય અથવા જે કામ કર્યું હોય તે માણસ સૂચના પત્રની વખતે તે ઇમારતનો અથવા કામનો ધણી ન હોય તો, તે ઇમારતને અથવા કામના ધણીને, એવા કોઈપણ ઠરાવ વિરૂધ્ધ અથવા પેટા નિયમ વિરૂદ્ધ જે કાંઇ કરવામાં આવ્યું હોય તે સુધારવાનું કહેવાનો, અથવા એવા કોઇપણ ઠરાવ ઉપરથી અથવા પેટા નિયમ ઉપરથી જે કાંઇપણ બાબત તેને કરવાની જરૂર હોય અને તે કરવામાં આવેલી ન હોય તે કરવાનું કહેવાને અખત્યાર છે.

ખુલાસો—આ બાબતમાં સઘળે ઠેકાણે “ ઇમારત બાંધવી ” એ સંજ્ઞામાં હેઠળ લખેલી બાબતોનો સમાવેશ થાય છે એટલે:— (૧) કોઇપણ ઇમારતમાં કોઈપણ મહત્વનો ફેરફાર કરવો, વધારો કરવો અથવા તે ફરીથી બાંધવી; (૨) જે કોઈપણ ઇમારત પ્રથમ માણસોને રહેવા સારૂ બાંધેલી નહીં હોય તે માણસોને રહેવાના ઉપ-યોગમાં લેવા જેવી કરવી; (૩) જે કોઇ ઇમારત માણસોને રહેવા માટે એકજ જગ્યા તરીકે પ્રથમ બાંધેલી હોય તે ઇમારતની માણ-સોને રહેવા માટે એકથી વધારે જગ્યા બનાવવી; (૪) માણસને રહેવાની બે અથવા વધારે જગ્યા બદલીને તેમની તે કરતાં વધારે જગ્યા બનાવવી; (૫) ઇમારતની અંદરની વ્યવસ્થામાં કરેલા જે ફેર-ફાર ઉપરથી તેના મોરી કામમાં, હવાની આવ જામાં, અથવા આરોગ્ય રક્ષણની બીજી વ્યવસ્થામાં ફેરફાર થતો હોય અથવા

તે ઇમારતના સુરક્ષિતપણાને અથવા ટકાઉપણાને અસર થતી હોય તેવો ફેરફાર કરવો; અને (૬) કોઇપણ ઇમારતને કોઇપણ ઓરડીઓ, ઇમારતો, અથવા બીજા ઇમિલા વધારવા;—અને એવી રીતે ફેરફાર કરેલી, વધારો કરેલી, ફરીથી બાંધેલી, બદલેલી, અથવા વધારે ઇમારતનો આ બાબમાં સઘળે ઠેકાણે "નવી ઇમારત" એ સંજ્ઞામાં સમાવેશ થાય છે.

[ઉપર પ્રમાણે નિબંધમાં જણાવેલા ખુલાસાની પેટા કલમો છ પૈકી પ્રથમની પાંચ કલમો ખાસ વડોદરા શહેરને ઉદ્દેશીને ઘડાયેલી છે એમ વડોદરા શહેરના લોકોને આજ્ઞાપત્રિકા ભાગ ૧ તા. ૨૯–૧૧–૧૯૦૬ પૃષ્ટ ૫૧૬ ઉપર આપેલી જાહેર ખબર ઉપરથી બોધ થાય છે તે વાંચવાથી હકીકત સમજાશે.]

**જાહેરાત** (લાઇન દોરી રદ થયા બદલ)—અમાત્ય કચેરીની જાહેરાત નં. ૧૧૩૧ તા. ૧૮–૨–૧૯૦૭ આજ્ઞાપત્રિકા પૃષ્ટ ૧૬૩ ઉપર પ્રસિદ્ધ થયેલી છે તેની કલમ ૪ માં જ્યાં જ્યાં લાલ રેષાઓ ભવિષ્યના સુધારા માટે મુકરર કરવામાં આવી હોય ત્યાં ત્યાં રેષાઓ મુકરર થયા પછી એક વર્ષ સુધીમાં આવો સુધારો કરવા માટે કાંઇ પણ ઇલાજ લેવામાં ન આવ્યા હોય તો તે રેષાઓ પ્રમાણે અમલ કરવાનું બંધ રહ્યું છે. કોઇપણ કસ્બામાં લાલ રેષાઓ મુકરર થયા પછી એક વર્ષ સુધીમાં આવો સુધારો કરવા માટે કાંઇપણ ઇલાજ લેવામાં ન આવ્યા હોય તો તે રેષાઓ પ્રમાણે અમલ કરવાનું બંધ રહ્યું છે. કોઇ કસ્બામાં લાલ રેષાઓ મુકરર થયા પછી એક વર્ષમાં એકાદ લાઇનમાં નિયમનો અમલ થઇ ગયો હોય તેથી આખા ગામને તે નિયમ લાગુ કરવાનો છે એમ સમજવાનું નથી. જે લાઇનમાં જે લાઇનો કે અગર તે કરતાં વધારે મકાનનો લાઈનમાં આવતો ભાગ અગર ખુલ્લી જગો છોડાઇ રસ્તામાં સામેલ કરી દેવામાં આવ્યો હોય તે લાઇનમાં અમલ થયો છે એમ ગણી મકાન બાંધવા પરવાનગી આપવી નહીં, પણ એવી રીતે પરવાનગી આપવાનું જેને

ના પાડવામાં આવે તેને તેની જગો છોડવાની હોય તે જગો ના પાડવાની તારીખથી એક વર્ષની અંદર નિયમ પ્રમાણે વળતર આપી છોડાવી લેવાની તજવીજ થવી જોઇએ. જો તેટલી મુદતમાં વળતર આપી જમીન છોડાવવાનું બની શકે એમ ન હોય તો લોકોને અટકાવ કરવાનો નથી. એ ઉપર લાગતા વળગતા અમલદારોએ ધ્યાન રાખવું." આ ઉપરથી "બ" વર્ગની સુધરાઇઓને સુધરાઈ સંબંધી નિબંધ નિયમ પ્રમાણે રસ્તા તથા ઇમારતો સંબંધી જે અધીકાર છે અગર હવે પછી આપવામાં આવશે તેને બાધ આવતો નથી. ( જુઓ પં. શા. જા. નં. ૬૭ તા. ૨–૧૨–૧૯૦૭, આજ્ઞાપત્રિકા પૃષ્ટ ૬૪૨ તથા પૃષ્ટ ૬૯૭)

**જાહેરાત** ( સુધરાઇ સનદ કે સનદની નકલ માગી શકે નહી તે સંબંધી )—" મકાનના માલીકોને મકાન બંધાવતી વખતે અગર તેની દુરસ્તી કરાવતી વખતે સુધરાઇની પરવાનગી મેળવવી પડે છે તે વખતે સનદોની નકલો રજુ કરવાની લોકો ઉપર ફરજ સુધરાઈ પાડે છે અને તે શીવાય પરવાનગી મળી શકતી નથી. આ તેમનું કર્તવ્ય સુધરાઇના નિયમને અનુસરીને નથી તેથી હવેથી સુધરાઇએ બાંધ-કામની પરવાનગી આપતી વખતે સનદોની નકલોની માગણુ નહીં કરવા બદલ સુધરાઈ નિયમમાં દુરસ્તી જો જરૂર જણાય તો કરાવી લેવી." ઉપર પ્રમાણે નામદાર કાઉન્સીલનો હુકમ થયેલો છે તે સર્વની જાણુ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે ( સર્વે સે. ક–ક–નં ૫૮ તા. ૬–૨–૧૯૧૯ આજ્ઞાપત્રિકા ભા.૧ તા. ૧૩–૨–૧૯૧૯પૃષ્ટ ૧૦૮૯)

## નવીન ઇમારત તથા ઝુંપડાંનું બાંધકામ કરવાનો નિયમ.

ઉપરની સુધરાઇ નિબંધની કલમ ૬૬ તથા ૯૭ પ્રમાણે વિ-સનગર સુધરાઇએ નવીન ઇમારત બાંધવાનો તથા ઝુંપડાં બાંધવાનો નિયમ સુધરાઇ નિબંધની કલમ ૪૮ (૯) અન્વયે તૈયાર કરી મે. રા. બા. જર્યો. સરસુબાના ટી–ખ–નો નં. ૧૦૪–૭૪ થી મંજુર

કરાવી તા. ૧૫-૧૧-૧૯૧૮ થી વિસનગર સુધરાઈની હદમાં રહેનારા લોકોને માટે અમલમાં મુકેલો છે તેની તમામ કલમો વધુ ઉપયોગી હોવાથી તે આખો નિયમ નીચે પ્રમાણે જણાવવામાં આવે છે.

**કલમ ૧** ( ઇમારત બાંધવાના ઈરાદા વીષે લેખી અરજી આ-વા સંબંધી )—નવી ઇમારત બાંધવાનો ઇરાદો હોય એવા દરેક શખસે સુધરાઈની મેનેજીંગ કમીટી ( ચાલુ કામ કરનારી પેટાસભા) ને નિબંધની કલમ ૯૬ મુજબ લેખી અરજી આપવી અને તેમાં જે પ્રકારની ઇમારત કારણ સારૂ જેટલી લંબાઇ પહોળાઇની બાંધવાની હોય તેની વીગત બતાવવી તથા તે ઇમારતના બાંધકામની દેખરેખ રાખવા પોતે જાતે હાજર રહેવાનો ન હોય તો તે બીજા જવાબદાર માણસની યોજના કરવાનું ધાર્યું હોય તેનું નામ વિગેરે તપસીલ બતાવવી.

**કલમ ૨** (ઈમારત બાંધવાની શરૂઆત કયારે કરવા સંબંધી)—કલમ ૧ મુજબ અરજી મળ્યા પછી ત્રીસ દીવસની અંદર સુધરાઈની મેનેજીંગ કમીટી (ચાલુ કામ કરનારી પેટા સભા) તરફથી અરજી આપનાર સખસને બાંધવા યોજેલી ઇમારતના સંબંધમાં કંઈ પણ જવાબ આપવામાં ન આવે તો પરવાનગી મળી છે એમ સમજી, અને સદરહુ મુદતની અંદર એવી ઇમારત બાંધવાની લેખી પરવાનગી કંઇ સરતો ઠરાવીને આપવામાં આવે તો તે સખસે સુધરાઈની મેને-જીંગ કમીટીને સુચના પહોંચાડયાની તારીખથી એક વર્ષની અંદર સુચનામાં અથવા અરજીમાં પોતે જણાવેલા ઇરાદા પ્રમાણે, અને કંઇ સરતો ઠરાવીને પરવાનગી આપવામાં આવી હોય તો તે સરતોને તદન અનુસરીને ઇમારત બાંધવાની શરૂઆત કરવી; પરંતુ તેમ કર-વામાં નિબંધ અથવા તે અન્વયે કરેલા પેટા નિયમોની કોઇ પણ કલમોના ઠરાવ વિરૂદ્ધ કાંઇ પણ કામ કરવું નહી.

**કલમ ૩** ( પરવાનગી આપવામાં નીબંધ તથા પેટા નિયમથી હરકત હોય તો તે પ્રમાણે ખબર આપવા વિષે)—સુધરાઇની મેનેજીંગ કમીટી ( ચાલુ કામ કરનારી પેટા સભા) ને એમ જણાય કે અરજી

આપનારને તેની માગણી પ્રમાણે ઈમારત બાંધવાને પરવાનગી આપવામાં નિબંધ અથવા તે અન્વયે કરેલા કોઇ પેટા નિયમના ઠરાવથી હરકત છે અગર તેથી પરવાનગી આપવી સલામતી ભરેલું નથી તો તેણે અરજી મળ્યા પછી ત્રીસ દીવસની અંદર હરકોઈ વખતે અરજી આપનારને તે પ્રમાણે કારણો બતાવી લેખી ખબર આપવી જોઇએ; આ પ્રમાણે હરકત બતાવવામાં આવી હોય તો પરવાનગી મળી નથી એમ સમજી અરજી આપનારે કાંઇ પણ બાંધકામ કરવું નહી.

**કલમ ૪** ( પરવાનગી આપવાની ક્યારે ના પાડી શકાશે તે સંબંધી )—સાર્વજનીક હરકત હોય તો ઇમારત બાંધવાની પરવાનગી મળશે નહીં: હેઠળ જણાવેલા પ્રસંગે સુધરાઇની મેનેજીંગ કમીટી (ચાલુ કામ કરનારી પેટા સભા) ઇમારત બાંધવાની ના પાડી શકશે—

(ક) નવીન રસ્તાની એમાંથી કોઇ પણ બાજુએ ઈમારત બાંધવાની હોય ત્યારે સરદહુ નવીન રસ્તો સુધરાઇની મેનેજીંગ કમીટી ( ચાલુ કામ કરનારી પેટા સભા ) ને સંતોષ થાય એવી રીતે સરખો કરવામાં આવ્યો ન હોય, અથવા તે ઉપર મેટલ પાથરવામાં આવી ન હોય, અથવા પાણીના નીકાલને માટે નળ કે ગટરો બાંધવાનું કામ થયું નહિ હોય તો તે પ્રમાણે થતાં સુધી એવી પરવાનગી આપવાની ના પાડવાને મુખત્યાર છે.

(ખ) શહેર અથવા કસ્બાના કોઇ પણ ભાગમાં ભવીષ્યને માટે જે રસ્તા કરવાની જરૂર હોવાનો સંભવ જણાય તે રસ્તાની જગો અને માર્ગ આંકવામાં આવ્યા ન હોય તો સુધરાઇની મેનેજીંગ કમીટી (ચાલુ કામ કરનારી પેટા સભા) ની પસંદગી મેળવી તે ભાગમાં ઈમારત બાંધવાની પરવાનગી આપવી નહીં. પરંતુ સદરહુ સભાને એમ લાગે કે ઇમારત બાંધવા સારૂ યોજેલી જગોની સ્થિતિ એવી છે કે તે ઉપર ઈમારત બાંધવાની પરવાનગી આપવાથી આજુબાજુએ અસ્તીત્વમાં હોય એવા મકાનોની સ્થિતિ સાથે જોતાં તે સર્વ મકાનોમાં રહેનારા માલીકોને સવડ પડે એવા એક અગર

ધારે નવા રસ્તા આગળ ઉપર કરવાને તથા ગટરો અને પાણી પુરૂ
ાડવાના બાંધકામને તેમજ હવા અજવાળાને અડચણ આવશે નહીં
ો તે પ્રસંગે પરવાનગી આપવાને હરકત નથી. પરંતુ એવું ઠરાવ-
ામાં આવે છે કે પેટા રકમ (ख) માં જણાવેલા કારણ સારૂ
જે સખસને ઇમારત બાંધવાની પરવાનગી મળી ન હોય તે સખસે
બાંધવા યોજેલી ઇમારતની આસપાસના ભવીષ્યમાં કરવાના રસ્તા
આંકી મુકરર કરવા સારૂ સુધરાઇની મેનેજીંગ કમીટી ( ચાલુ કામ
કરનારી પેટા સભા) ને લેખી અરજી આપવી. એવી અરજી પહોંચ્યા
છી ૭ મહીનાની અંદર માગણી પ્રમાણે તજવીજ ન થાય તો
આ નિયમની બાકીની તમામ કલમોને પાત્ર રહીને ઇમારત બાંધવાને
હરકત નથી.

**કલમ ૫** (એક વર્ષની અંદર કામની શરૂઆત નહી થાય તો
પરવાનગી રદ થશે એ સંબંધી )—ઇમારત બાંધવાની પરવાનગી મળી
હોય તે શખસ કલમ ૨ માં જણાવ્યા મુજબ એક વર્ષની અંદર
ઇમારત બાંધવાનું શરૂ કરવાને ચુકશે તો પરવાનગી રદ થશે. સદરહુ
મુદત વીત્યા પછી ઇમારત બાંધવા સારૂ નીબંધની કલમ ૯૬ મુજબ
નવેસર અરજી આપવી જોઇએ અને આ પેટા નિયમની તમામ
કલમો તેને લાગુ થશે.

**કલમ ૬** ( બેઠકની ઉંચાઇ રાખવા સંબંધી )—પ્રત્યેક ઇમા-
રતની બેઠક ( પ્લીંથ ) રસ્તામાં સપાટીથી ત્રણ ફુટ કરતાં કમી ઉંચા-
ઇની નહી એવી હોવી જોઇએ. તથા જે ઓરડા રહેવાના ઉપયોગના
હોય તેવા પ્રત્યેક ઓરડાનું ક્ષેત્રફળ બનતા સુધી સમચોરસ ૧૦૦ ફુટ
રાખવું જોઇએ.

**કલમ ૭** ( ઇમારતની ઉંચાઇ કેટલી રાખવી તે વીષે )—કોઇ
પણ ઇમારત સુધરાઇની મેનેજીંગ કમીટી (ચાલુ કામ કરનારી પેટા-
સભા )ની પરવાનગી શીવાય સાઠ ફુટ કરતાં વધારે ઉંચાઇની
બાંધવી નહીં.

**કલમ ૮** ( રવેસ અગર છજુ એવાં ઉપાંગો કરવાની પરવાનગી વિષે. )—(૧) પંદર ફુટ અથવા તેથી ઓછી રસ્તાની પહોળાઇ હોય ત્યાં ઇમારત રવેશ અથવા છજુ એક ફુટ કરતાં વધારે કરવાની પરવાનગી આપવામાં આવશે નહીં.

(૨) કોઇ પણ રસ્તા ઉપર એવો ઝુલતો રવેસ અથવા છજુ જમીનથી બાર ફુટ કરતાં ઓછી ઉંચાઇએ કરવા દેવામાં આવશે નહીં.

**કલમ ૯** ( ઇમારતનો દેખાવ કરવા સંબંધી )—બજારનો ગમે તેટલી પહોળાઇનો રસ્તો અને બીજા મુખ્ય રસ્તા જેની પહોળાઇ વીસ ફુટ અને તે કરતાં વધારે હોય તે ઉપરની નવીન બાંધેલી ઇમારતનો દેખાવ સુધરાઇ ઠરાવે તેવો સુશોભિત રાખવો જોઇએ.

**કલમ ૧૦** ( ધુમાડીઆની ઉંચાઈ રાખવા સંબંધી )—જે સખસને ઇમારતમાં ધુમાડીયું બાંધવાનું હોય તેણે ઇમારતની આસપાસ સો ફુટના અંતરે આવેલી ઉંચામાં ઉંચી ઇમારતના કરતાં બે ફુટ તે ઉંચું હેવું જોઇએ.

**કલમ ૧૧** ( જાજરૂ બાંધવા વીષે )—આ નિયમ અન્વયે મળેલી પરવાનગીથી જે સખસ નવીન ઇમારત બાંધે અથવા ફરીથી બાંધે અને તે ઇસમને ઇમારત સાથે જાજરૂ કરવાનું હોય તો તેણે સુધરાઇની મેનેજીંગ કમીટી ( ચાલુ કામ કરનારી પેટા સભા ) ઠરાવે તે જમીન ઉપર તેવાં અને તેટલાં જાજરૂ નીચેની કલમોને અનુસરીને બાંધવાં—

(૧) આ જાજરૂ દટણ કરવા દેવામાં આવશે નહી. (૨) જાજરૂના મળના દ્વારનું ઢાંકણું મજબુત અને જરા પણ ગંદકી ન દેખાય તેવું કરવું. જાજરૂની મોરીનું પાણી બહાર રસ્તા ઉપર ન જાય અને ગંદકી ન થાય તેવી રીતે ભીંત સાથે નળ ઉતારીને કાઢવું, (૩) સુધરાઈ ઠરાવે તેવા નમુનાનાં જાજરૂ બાંધવાનાં છે. (૪) દરેક જાજરૂ ( જાજરૂની મોરી સાથે ) ની લાગત રૂા. ૨—૦—૦ બે રૂપીઆ લેવામાં આવશે.

**કલમ ૧૨**—( મોરી ગટર તથા કુંડીઓ બાંધવા વીષે )—(૧) આ નિયમ પ્રમાણે મળેલી પરવાનગીથી જે માણસ ઇમારત બાંધતો હોય તેવા દરેક માણસે સુધરાઇની મેનેજીંગ કમીટી ( ચાલુ કામ કરનારી પેટા સભા ) ઠરાવે તે પ્રમાણે જરૂર જણાય તેટલી અને તેવી પાકી ચુનાની તથા ઇટની કે પથ્થરની જાજરૂના તથા બીજા ખરાબ પાણીના માટે મોરી–ગટર, નળ કે ખાળકુંડીઓ બાંધવી જોઇએ. (૨) નવીન ખાળ તથા જુનો ફેરવી બીજી જગોએ કરવાનો હોય તો તેની લાગતના રૂા. ૨) એ લેવામાં આવશે.

**અપવાદ**—અરજીમાં એકી વખતે એકથી વધુ ખાળ કરવાના હશે તો પણ રૂા. ૨) એજ લાગત લેવાની છે.

## ઝુંપડાં બાબત.

**કલમ ૧૩**—( આ કલમથી ૧૮ મી કલમ સુધી ઝુંપડાં સંબંધી છે. ) ઝુંપડાં અથવા છાપરાના પાણીના નીકાલ માટે બેઠક ( પ્લીંથ) રસ્તાની સપાટીથી નિદાન બે ફુટ ઉંચી રાખવી.

**કલમ ૧૪**—ઝુંપડાં અથવા છાપરાં હારબંધ સીધી ઓળમાં આવે એવી રીતે બાંધવાં જોઇએ. દરેક બે હારની વચે હવા અજવાળા સારૂ ઓછામાં ઓછું પંદર ફીટનું અંતર રાખવું.

**કલમ ૧૫**—દરેક ઝુંપડાં અથવા છાપરાંમાં હવાની બરાબર આવજાવ માટે એક મોટું બારણું ૬'×૩' ફુટનું તથા એક જાળી ૨'×૧½' ફુટની મુકવી જોઇએ.

**કલમ ૧૬**—ઝુંપડાં અથવા છાપરાંની ઊંચાઇ કોઇ ઠેકાણે નવ ફુટથી ઓછી રાખવી નહી અને દરેક ઝુંપડાનું અથવા છાપરાનું ક્ષેત્રફળ ૧૨'×૧૨' ફુટ અગર ૧૪૪' ચોરસ ફુટ નીદાન હોવું જોઇએ.

**કલમ ૧૭**—છાપરૂ કોઈ પણ ઘાસ જેવા જ્વાળાગ્રહી પદાર્થનું કરવું ન જોઇએ.

**કલમ ૧૮**—દર વીસ છાપરે ઓછામાં ઓછું એક પેસાબખાનું ને એક જાજરૂ રાખવું જોઇએ.

**કલમ ૧૯** ( શરત વીરૂદ્ધ કરેલું કામ બીનપરવાનગીથી કરેલું ગણવા બાબત )—નીબંધની કલમ ૯૬ તથા ૯૭ પ્રમાણે બાંધકામ કરવાને કોઈ ઇસમે પરવાનગી માગી હોય તે પરવાનગી જેવી સરતથી આપવામાં આવી હોય તે સરત વીરૂદ્ધ કામ કરવામાં આવે તો તે બીનપરવીનગીએ કામ કરેલુ ગણવામાં આવશે.

**કલમ ૨૦** ( શિક્ષા સંબંધી )—ઉપરની કલમ ૧૯ પ્રમાણે બીનપરવાનગીથી કરેલા કૃત્ય માટે તેના ઉપર કામ ચાલી ગુન્હો સાબીત થયે રૂપીઆ ૧૦૦ સો સુધીના દંડની શીક્ષાને પાત્ર થશે, અને તે ઉપરાંત બીનપરવાનગીથી કરેલું કૃત્ય કાઢી નાખવા પાત્ર થશે.

**કલમ ૨૧** ( સરકારી ઇમારતો સંબંધી )—સરકાર તરફથી સાર્વજનીક કામોને માટે તેમજ રાજ્ય કુટુંબને માટે જે ઇમારતો સરકારથી બાંધવામાં આવે તેને આ નિયમ લાગુ નથી.

**કલમ ૨૨** (લાગત બાબત)—નીચે દર્શાવેલાં કામો માટે નીચે દર્શાવ્યા મુજબ જે તે બાબતની લાગત સુધરાઇને આપવી જોઇએ.

૧ નીયમની કલમ $\frac{૧૧}{૪}$ તથા $\frac{૧૨}{૪}$ અને સદર કલમ નીચેના અપવાદ મુજબ રૂ. ૨–૦–૦

૨ ઉભેલા મકાન નવેસર નહી કરતાં તેના અંદર નીચેની બાબતોનાં કામો કરવાનાં હોય તો–

(૧) ઝુલતું છજુ અગર રવેસ સરકારી જમીન ઉપર આવતું હોય તો તે બદલ ચોરસ ફુટે રૂ. ૦–૮–૦

(૨) સરકારી જમીન ઉપર કીંવા રસ્તા ઉપર કાચો માંડવો લગ્ન વીગેરેના પ્રસંગ માટે કરવો હોય તેવા દર માંડવા દીઠ રૂા. ૦–૪–૦ અને દર વધુ આઠ દીવસની મુદત માટે ૦–૮–૦

## સુધરાઇ નિબંધની કેટલીક શિક્ષાની કલમો.

**કલમ ૧૧૩**—આ કલમ અમુક બહાર આવનારાં ઉપાંગો માટે જરૂરની પરવાનગી સંબંધી છે તેનો સમાવેશ નવીન ઇમારત બાંધવાના નિયમમાં થયેલો છે તે વાંચવાથી સ્પષ્ટ સમજાશે.

**કલમ ૧૧૭**—આ કલમ ઇમારત વીગેરે ખરાબ કરવા બદલ શિક્ષા કરવા સંબંધી છે. રૂ ૨૦) સુધીના દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૧૮**—આ કલમ વાડ ઝાડો વીગેરે કાઢી નાખવા અથવા કાપવા બાબત છે. માલેક ન કરે તો સુધરાઈ કરી શકે.

**કલમ ૧૧૯**—આ કલમ જીર્ણ અથવા જોખમ ભરેલી ઇમારતો સંબંધી છે. માલેક ન ઉતારે તો સુધરાઈ ઉતારી ખરચ લઈ શકે.

**કલમ ૧૨૩, ૧૨૪**—આ કલમો મરામત કરતી વખતે વાડ ભરવા તથા રાત્રે દિવા કરવા સંબંધી છે. રૂ. ૫૦) સુધીના દંડની પછી દરેક રાત બદલ રૂ. ૧૦) સુધી દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૨૫**—આ કલમ પરવાનગી શીવાય રસ્તામાં ઇમારતી લાકડાં પથર ઈંટો વીગેરે મુકવાં નહીં અથવા ખાડા ખોદવા નહી તે સંબંધી છે. રૂ. ૨૫) સુધીના દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૨૭, ૧૨૮, ૧૨૯, ૧૩૦, ૧૩૧**—આ કલમો રસ્તામાં, નાળામાં, નદી, ઓવારા ઉપર વીગેરે સ્થળોમાં ખાળનું, ગટરનું પાણી વહેવા દેવા અને ગંદકી કરવા તથા ગંદકીવાળી જમીન રાખવા સંબંધી છે તે માટે રૂ. ૨૫) સુધીના દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૩૩, ૧૩૪**—આ કલમો જળાશયો ઉપર ગંદકી કરવા સંબંધી છે. રૂ. ૫૦ ) સુધીના દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૩૬**—આ કલમ દુર્ગંધવાળું ખાતર વીગેરે ભરી રાખવા બદલ છે. રૂ. ૨૫ ) સુધીના દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૩૭**—આ કલમ ઢોરોને બાંધવા તથા રસ્તામાં રઝળતાં મુકવા સંબંધી છે. રૂ. ૨૫) સુધીના દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૪૨** મી અવગુણકારક જણસો બદલ તપાસ કરવા વિશે છે. શિક્ષા રૂ. ૧૦૦) ના દંડની ઠરાવેલી છે. કલમ ૧૪૩ મી વજન તથા માપ તપાસવા બાબત છે. આ સંબંધી સુધરાઇએ જુદો નિયમ કરેલો છે તે જોવાથી સમજાશે. કલમ ૧૫૧, ૧૫૨ અને ૧૫૩ સુધરાઈની હદમાં કેટલા એક ધંધા તથા રોજગારથી થતાં અપકૃત્યો

એટલે કે માંસ ચામડાં દારૂ વીગેરે, જારકર્મના કારણુ સારૂ અત્યાગ્રહ કરવો, કુટણખાતું વીગેરે સંબંધી છે. આ માટે શિક્ષા રૂ. ૨૦૦) રૂ. ૫૦) તથા રૂ. ૨૫) સુધીના દંડની ઠરાવેલી છે, કલમ ૧૫૪ તથા ૧૫૫ મી સુધરાઈના સૂચના પત્રની બજાવણી તથા તે પ્રમાણે ન ચાલ્યા બદલ શિક્ષા સંબંધી છે. રૂ. ૫૦) સુધીની શિક્ષા ઠરાવેલી છે.

**કલમ ૧૫૭** (ઘરના માલેક પાસેથી પૈસા લઇ શકાય તે બાબત)— જ્યારે કોઇપણુ કામ કોઇપણુ ઇમારતના અથવા જમીનના ધણીએ કરવું જોઇએ ને તે કરે નહીં ત્યારે તે ઇમારત અથવા જમીનના ભોગવટો કરનારને સુધરાઈની પસંદગીથી તે કામ કરવાને અધિકાર છે અને તેનો ખરચ તે ધણીએ તેને આપવો જોઇએ અથવા તે ધણીનું પોતાના ઉપર વખતોવખત જે ભાડું ચડે તેમાંથી તે ખરચની રકમ બાદ કરવાનો તે ભોગવટો કરનારને અધિકાર છે.

**કલમ ૧૬૭**, (સુધરાઇ ઉપર દાવો કરવા બાબત)—(૧) કોઇ પણુ સુધરાઇ ઉપર અથવા સુધરાઇના કોઈ અમલદાર અથવા નોકર અથવા સુધરાઈના હુકમ મુજબ કામ કરનાર કોઇ સખસ ઉપર આ નિબંધ મુજબ કંઇ કામ કરવા બાબત અથવા આ નિ- બંધ પ્રમાણે કર્યું છે એમ કહેવામાં આવતું હોય એવા કોઇ કામ બાબત યોજેલા દાવાની તથા તેના કારણુની લેખી સૂચના એક મહીના અગાઉ સદરહુ સુધરાઇને, અમલદારને, નોકરને અથવા ખબર આપ્યા વગર, તેમંજ જે કામ બાબત ફરીઆદ હોય તે કામની તારી- ખથી ૬ મહીના થઈ ગયા પછી કોઇપણુ દાવો મંડાશે નહીં, (૨) અને સદરહુ પ્રકારનો કોઈપણુ દાવો નુકશાની બાબત હોય એ પ્રસંગે તે દાવો માંડવાની અગાઉ પુરતો બદલો આપવા માંડયો હોય તો સદરહુ આપવા માંડેલી રકમ કરતાં વધારે અનેજ વાદીને મળશે નહીં, અને એવો બદલો આપવા માંડયા પછી પ્રતિવાદીને થયેલો સઘળો ખરચ વાદીએ આપવો પડશે.

# વેઠબીગારના નિયમની કલમો.

વડોદરા રાજ્યમાં "વેઠબીગાર" એ નામનો કાયદો હતો તે નામ બદલી "સરકારી કામે ગાડાં, બળદ, કારીગર, મજુર, તથા સામાન પુરો પાડવા સંબંધી નિયમ" આવું લાંબુ નામ આપી બાહ્યસ્વરૂપ બદલેલું છે. અંતરનું સ્વરૂપ જો કે થોડું બદલાયેલું છે પરંતુ અમલમાં છે તેમ ને તેમ જોવામાં આવે છે. વેઠબીગારનું નામ ગયું પણ વેઠ તો કાયમ ને કાયમ છે. પ્રથમના નિયમ હુકમો વીગેરે રદ કરી આ નવો નિયમ તા. ૮–૪–૧૯૨૭ થી સરકારે અમલમાં મુકેલો છે.

**કલમ ૪.** (સરકારી કામે ગાડાં વીગેરે લઈ જવા સંબંધી)— આ નિયમ અન્વયે ગાડાં, બળદ, મજુર, કારીગર અને સીધું સામાન આગળ કલમોમાં ઠરાવેલી મર્યાદાને પાત્ર રહીને—(ક) સરકારી કામ માટે, (ખ) હજુર તથા બીજી મોટી સ્વારીઓ તથા લશ્કર માટે અને (ગ) સરકારી નોકર **સરકારી** કામે ફરતા હોય ત્યારે તેમને માટે, તેમના માણસો માટે, સરકારી સામાન માટે અને તેમને સરકારી કામ પ્રસંગની મુસાફરીના અંગના તેમના ખાનગી સામાન માટે,—લઇ શકશે.

**કલમ ૫.** (રેલ્વેનો ઉપયોગ કરવા બાબત)—જે ઠેકાણેથી જવાનું હોય અને જે ઠેકાણે જવાનું હોય તે બંને વચ્ચે સળંગ અને મોટા ભાગે રેલ્વે હોય તો રેલ્વેના ભાગ પુરતો સામાન લઈ જવા માટે ગાડાં કે મજુરો લઈ શકશે નહીં.

**કલમ ૭.** (માગણી ક્યાં અને કેવી રીતે કરવા બાબત)— (૧) આ નિયમ અન્વયે ગાડાં વીગેરે જે જોઈતું હોય તે જે કારણ માટે તથા જ્યાંથી જે ઠેકાણે લઈ જવા માટે તથા જેટલા વખત માટે જોઇતું હોય તે વીશે તપસીલ બતાવી તથા નાયબસુબાથી ઉતરતા દરજ્જાના અમલદારોએ ભાડાં વીગેરેની **રોકડ રકમ મોકલવી;** (ક) મહાલના મુખ્ય સ્થળે વહીવટદાર અને તે પ્રગણામાં હોય તો અવલકારકુન તથા પેટામહાલના મુખ્ય સ્થળે મહાલકરી, અને (ખ) ઇતર ઠેકાણે પટેલ તરફ બનતાં સુધી **૨૪ કલાક પહેલાં**

એવી રીતે લેખી માગણી કર્યા શીવાય મળી શકશે નહીં. (૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે નાયબસુબા અને તેમના દરજ્જાના બીજા ખાતાના અમલદારોથી ઉતરતા દરજ્જાના કોઈ પણ સરકારી નોકરને પોતાના ઉપરી અમલદારનો દાખલો મેળવ્યા શીવાય આ નિયમ પ્રમાણે ગાડાં અગર આ નિયમ અન્વયે લઇ શકાય તે કાંઇ પણ લેવાનો અધિકાર છે એમ સમજવું નહીં. સદરહુ દાખલો અગર તેની ખરી નકલ માગણી સાથે રજુ કરવી જોઇએ અને તે માગણીમાં જે વખતે જોઇએ તે વખત જણાવી જ્યાં લઇ જવાનું હશે, ત્યાં સુધીનું નિયમ પ્રમાણે **ભાડું અગાઉથી મોકલવું જોઇએ.**

કલમ ૮ મી ગાડાં અગર બળદ આપવાના વારાની યાદી બનાવવા સંબંધી તથા કલમ ૯ મી વારાની યાદીમાં ગામ પંચાયતે દુરસ્તી કરવા સંબંધી, તથા કલમ ૧૦ મી વારા પ્રમાણે ગાડાં બળદ આપવા સંબંધી અને કલમ ૧૧ મી સદરહુ વારાના ક્રમ સંબંધી છે તે નિયમ વાંચવાથી વીગતવાર સમજાશે.

**કલમ ૧૨** (મજલ તથા ભાર સંબંધી)—ગાડાં અગર બળદ વીસ માઇલ કરતાં વધારે છેટે લઈ જવાં નહીં અને બે બળદના એક ગાડામાં વીસ મણ અને ચોકીઆ ગાડામાં ત્રીસ મણ કરતાં વધારે માલ ભરવો નહીં.

**કલમ ૧૩** (ગાડાં અગર બળદના ભાડાના દર સંબંધી)—ગાડું અગર બળદ આપ્યા પછી મુસાફરી શરૂ કરતાં સુધીમાં ત્રણ કલાકના ઉપરાંતના રોકાણના દર કલાક માટે તથા મુસાફરીના દર માઇલ માટે તા. ૧૫ મી જુનથી ઓકટોબર આખર સુધીની ચોમાસાની મુદતમાં તથા ચોમાસા શીવાયની મુદતમાં ગાડાં અગર બળદનું ભાડું કેટલું આપવું તે, તેમજ ઓછામાં ઓછું ભાડું કેટલું આપવું તે ચાલતા દર ધ્યાનમાં લઇ દરસાલ ઑકટોબર માસમાં દરેક મહાલે મહાલપંચાયતે અને વડોદરા શહેરમાં સુધરાઇએ ઠરાવવું અને પ્રાંતના સુબા તરફ જણાવવું. સુબાએ દરસાલ નવેમ્બરની

શરૂઆતમાં પોતાના પ્રાંત માટે મહાલવાર ઠરેલા દર આજ્ઞાપત્રિકામાં એકી વખતે પ્રસિદ્ધ કરવા.

**કલમ ૧૪** ( વારાથી કારીગર મજુર લેવા વિશે )—આ નિયમ અન્વયે કારીગર અને મજુર લેવાની જરૂર પડે ત્યારે જે લોકો જે પ્રકારની કારીગરી અગર મજુરી કરવાનો ધંધો કરતા હોય તે પૈકી ગામમાંથી વારા પ્રમાણે લેવા.

**કલમ ૧૫** ( મજુર તરીકે કોને લેવા નહીં તે વિશે )—જે લોકો કોઈ કામ ઉપર લાગેલા હોય અગર પરગામથી કાંઇ કામ માટે આવેલાં હોય તેમને આ નિયમ પ્રમાણે કારીગર કે મજુર તરીકે કામે લેવા નહીં.

**કલમ ૧૬** ( મજુર પાસે કેટલી મજલ કરાવવી તે વિશે )— આ નિયમ અન્વયે લીધેલા મજુરને નીકળેલે ઠેકાણેથી પાંચ માઇલ કરતાં વધારે દુર લઇ જવો નહીં. પરંતુ પાંચ માઈલના છેવટે ગામ ન હોય તો ગામ આવતા સુધી તે મજુરને લઈ જવાને હરકત છે એમ સમજવું નહીં.

**કલમ ૧૭**—મજુર પાસે એક મણ કરતાં વધારે બોજો ઉપડાવવો નહીં.

**કલમ ૧૮** ( મજુરીના દર સંબંધી )—કારીગર અને મજુરને આપવાના દર બજારમાં ચાલુ દર ઉપર નજર રાખી દર મહાલે મહાલ-પંચાયતે કલાક માટે અને આખા દીવસ માટે દરસાલ ઑકટોબર માસમાં ઠરાવવા, અને તે પ્રસિદ્ધ કરવાની કલમ ૧૩ પ્રમાણે તજવીજ કરવી.

**કલમ ૧૯** ( એક કલાક કરતાં ઓછી મજુરી આપવી નહી તે વિશે )—મજુર અગર કારીગરને ગમે તેટલો થોડો વખત કામે લગાડયો હોય તો પણ તેને એક કલાક માટે ઠરાવેલા દર કરતાં ઓછી મજુરી આપવી નહીં.

**કલમ ૨૦** ( સીધા સામાન બાબત )—મોટી સ્વારી કિંવા લશ્કર કિંવા એવાં બીજાં કારણ માટે ઘાસ, લાકડાં, કુંભારકામ સીધું વીગેરે જે સામાનની જરૂર પડે તે ઇજારાથી મળવા જેવું ન

હોય ત્યારે જે તે સ્થળમાં અગર સ્થળોના જથામાં એવો સામાન અગર તે પૈકી કોઈ જણસ જથાબંધ કે છુકક વેચવાનો ધંધો કરતો હોય તેને તે પ્રમાણે મહાલના વહીવટદાર હુકમ કરે ત્યારે જે સામાન અગર જણસ વેચવાનો તે ધંધો કરતો હોય તે સામાન કે જણસ જથાબંધ કે છુટક (જેમ હોય તેમ) પુરો પાડવાને બંધાએલો છે.

**કલમ ૨૧** (કીંમત આપવા બાબત)—કલમ ૨૦ પ્રમાણે જેમની પાસેથી જે સામાન લેવામાં આવે તે સામાન બદલ (ક) બઝાર ભાવ પ્રમાણે કીંમત તથા તે ઉપરાંત (ખ) જે ઠેકાણે સામાન પુરો પાડવાનું કહેવામાં આવે તે ઠેકાણે લઈ જવાની મજુરી એ બંને મળી જે રકમ થાય તે **તરત રોકડ આપવી જોઇએ.**

**કલમ ૨૨** ( સરકારી નોકરોને બઝાર ભાવે ચીજો રોકડેથી આપવા બાબત )—કલમ ૨૦ માં બતાવેલી વસ્તુઓનો જે વેપાર કરતા હોય તેમણે સરકારી કામે ફરતા નોકરોને પોતાના વેપારની ચીજો બજાર ભાવ પ્રમાણે રોકડા પૈસા લઈ આપવી જોઇએ.

**કલમ ૨૩** ( સરકારી નોકરોને ગેરવર્તન બદલ શિક્ષા )—ગાડીવાન, કારીગર, મજુર, સામાન પુરો પાડનાર લોકો અગર તેમનાં માણસ પ્રત્યે કોઇ સરકારી નોકર ગેરવર્તન કરશે તેને ખાતાની રૂએ તેના ઉપરી તરફથી અધિકાર પરત્વે શાસન કરવામાં આવશે અને તે ઉપરાંત જો તેનું કૃત્ય ફોજદારી ગુન્હો થતું હશે તો તેના ઉપર ફોજદારી રાહે કામ ચાલવા આથી બાધ આવશે નહીં.

**કલમ ૨૪** (ગેરકાયદે ગાડાં વીગેરે લીધા બદલ શિક્ષા )—આ નિયમના ઠરાવ વિરૂદ્ધ જે કોઇ ઇસમ ગાડાં વીગેરે લેશે અગર લીધેલાં ગાડાં બળદ કારીગર મજુર અગર સામાનના પૈસા પુરેપુરા આપશે નહીં તો તેના ઉપર મુલ્કી રાહે કામ ચાલી સાબીત થયેથી રૂ. ૫૦) સુધી દંડને પાત્ર થશે અને તે ખાતાની રૂએ શિક્ષા થવાને પણ પાત્ર થશે.

**કલમ ૨૫** ( ગાડાંવાળા વીગેરેને કસુર બદલ શિક્ષા )—આ નિયમ મુજબ ગાડાં અગર બળદ આપવા મજુરી કરવા અગર

સામાન આપવા જેમને કહેવામાં આવે તે આ નિયમને અનુસરીને પોતાની ફરજ અદા કરવા ચુકશે તો તેના ઉપર મુલ્કી રાહે કામ ચાલી દરેક કસુર માટે તે સાબીત થયેથી રૂ. ૫૦) સુધી દંડને પાત્ર થશે.

**કલમ ૨૬** (કામ કોણ ચલાવી શકશે)—આ નિયમ પ્રમાણે મુલકી ખાતાના મહાલકરીથી ઉતરતા નહીં એવા કોઇ પણ અમલદાર કામ ચલાવી શિક્ષા કરી શકશે.

## અરજીઓ બાબત નિયમ.

અરજદારોએ અરજીઓ કેવી રીતે કરવી અને સરકારી અમલદારોએ તેની વ્યવસ્થા કેવી રીતે કરવી તે સંબંધી પ્રથમની જાહેરાતો વટહુકમ વીગેરે જુદાં જુદાં પ્રસિદ્ધ થયેલાં તે રદ કરી આ નિયમ તા. ૭–૧૧–૧૯૦૨ થી સરકારે અમલમાં મુકેલો છે. તેની કલમ ૮ માં અરજમાં નામ, બાપનું નામ, અટક, ઠેકાણું અને નીચે સહી કરવાનું ઠરાવેલું છે. કલમ ૯ માં અરજી સ્વચ્છ અક્ષરે લખવી, જે બાબતની હોય તે બાબત મથાળે મોટા અક્ષરે લખવી, હકીકતના જુદા જુદા પેરા પાડવા અને તેને અનુક્રમ અંક પાડી પેરાની બાજુમાં ટુંકામાં સારાંશ લખવો. કલમ ૧૨–૧૩–૧૪ પ્રમાણે અરજી ટપાલ મારફત મોકલી શકાશે પણ પોસ્ટ કાર્ડ ઉપર મોકલી શકાશે નહીં. તેનો જવાબ ટપાલ મારફત જોઇતો હોય તો જવાબ માટે પુરતી પોસ્ટની ટીકીટો મોકલવી જોઇએ. કલમ ૧૭ પ્રમાણે અરજીઓ લેવાનો વખત સાધારણ રીતે બાર વાગ્યાનો તથા ચાર વાગ્યાનો મુકરર કરવા હરકત નથી. જો અરજ જરૂરી અને મહત્વની હોય તો કોઈ પણ વખતે લઇ શકાય. અરજી લીધા પછી અમલદારે અરજીની પાવતી આપવી. કલમ ૧૮ પ્રમાણે અમલદારે અરજીઓ પોતે લેવી, આ કામ કારકુને કોઇ પણ વખતે સોંપવું નહીં. કલમ ૧૯ મી પટેલ તલાટીએ અરજીઓ લેવા સંબંધી છે, એ પ્રમાણે ગામના પટેલ તલાટીએ ગામમાં ચોરો હોય ત્યાં બપોરના બારથી સાંજના પાંચ વાગ્યા સુધી સામાન્ય રીતે નીચે બતાવેલી બાબતની અરજીઓ લેવી જોઇએ:—

૧ જમીન ખાતે દાખલ થવા, ૨ જમીન એક સાલી વાવેતર કરવા, ૩ ફાજલ રકમ પરત મળવા, ૪ તગાવી મળવા, ૫ વળતર મળવા, ૬ ખાતાની જમીનમાં ઇંટ, પજાવા કરવાની માગણી બાબત, ૭ સરકારી પડતર અગર ખરાબાજમીનમાંથી માટી રેતી કાંકરી વીગેરે કાઢવા બદલ ઇંટ પજાવા કરવાની પરવાનગી મળવા, ૮ ગામઠાણુની સરકારી પડતર જમીનમાં ઘર કરવાની પરવાનગી મળવા, ૯ ગામ નોકરીમાં નામ દાખલ થવા, ૧૦ ગામ નોકરોને રજા મળવા બાબત.

કલમ ૨૦ પ્રમાણે પટેલ તલાટી એમાંથી કોઈ ગેરહાજર હોય તો મુખી કિંવા મતાદારને સાથે રાખી ઉપરની કલમ મુજબ અરજીઓ લેવી, તેમ ન બને તો એકલા પટેલ તથા તલાટીએ લેવા હરકત નથી. કલમ ૨૧ પ્રમાણે ઉપર મુજબ લીધેલી અરજી નોંધી **અરજદારને તરતજ પાવતી આપવી** અને વધારેમાં વધારે ત્રણ દિવસમાં તેનો તકતો ભરી તે વહીવટદાર અગર યોગ્ય અધિકારી તરફ રવાના કરવી, અને વહીવટદારે તરતજ તેની આગળની તજવીજ કરવી. વધુ વીગત નિયમ વાંચવાથી સમજાશે.

## નોંધણી નિબંધ સંબંધી.

**ફરજ્યાત નોંધણી**—નિબંધની કલમ ૨૦ પ્રમાણે સ્થાવર મીલકત સંબંધી તમામ દસ્તાવેજો નોંધાવવાને ફરજ્યાત ઠરાવેલા છે. જો ભાડાચીઠીમાં ભાડે આપ્યાની બીલકુલ મુદત ઠરાવી ન હોય અને મોઘમ રાખેલું હોય તો તે નોંધણીને પાત્ર ગણાય છે. જંગમ મીલકતમાં એક હજાર રૂપીઆ ઉપરાંતનાં તમામ કરજ ખતો નોંધાવવાને ફરજ્યાત ઠરાવેલાં છે.

**મરજ્યાત નોંધણી**—નિબંધની કલમ ૨૧ પ્રમાણે ઉપર જણાવેલાં ફરજ્યાત નોંધણીના દસ્તાવેજો શીવાય તમામ જાતના દસ્તાવેજો નોંધવવાની આવશ્યતા નથી. મરજી હોય તો નોંધાવવા અને મરજી ન હોય તો નોંધવવાની કાયદેસર બીલકુલ જરૂર નથી. ભાડા ચીઠીઓ પણ ત્રણ વરસ સુધીની નોંધવવાની આવશ્યકતા નથી.

**મૃત્યુપત્ર** (વીલ) સંબંધી—નિબંધની કલમ ૪૫-૪૬ પ્રમાણે મૃત્યુપત્ર યાને વીલ કોઇ પણ વખતે નોંધાવવાનું ફરજ્યાત નથી. જો મૃત્યુપત્ર કરનારને પોતાની હયાતીમાં તે નોંધાવવાની તેની મરજી હોય તો તે ગમે ત્યારે નોંધાવી શકે છે. ફરી તેમાં ફેરફાર કરવો હોય તો તે પ્રથમનું રદ કરી નવું નોંધવી શકે છે, પરંતુ તેની નકલ મૃત્યુપત્ર કરનાર હયાત હોય ત્યાં સુધી કોઇને પણ મળી શકતી નથી. ત્યાં સુધી સરકાર તેને ખાનગી ગણે છે. મૃત્યુપત્ર કરનારના મરણ બાદ તે મૃત્યુપત્ર જાહેર બને છે અને તેની નકલ બીજાઓને મળી શકે છે. મૃત્યુપત્ર કરનારના મરણ બાદ જો કે ફરજ્યાત નથી તો પણ જો ટ્રસ્ટીઓની મરજી તે મૃત્યુપત્ર નોંધાવવાની થાય તો મરણની તારીખથી છ માસની અંદર ટ્રસ્ટીઓ નોંધાવી શકે છે. તે મુદત પછી નોંધાવી શકાય નહીં. એ રીતે મૃત્યુપત્ર નોંધાવવાનું મરજી ઉપર રાખેલું છે.

નિબંધની કલમ ૪૭ પ્રમાણે મૃત્યુપત્ર કરનાર પોતાનું મૃત્યુ પત્ર તૈયાર કરી સીલબંધ પાકીટમાં નોંધણી સરકામદાર ( પ્રાંતના સુબા )ને ત્યાં અનામત રાખી શકશે અને તે મૃત્યુપત્ર કરનારની હયાતીમાં બીજા કોઇથી માગી શકાશે નહીં. બદલવું હોય તો બદલી શકાય છે અગર પાછું લઇ શકાય છે.

**વેચાણ દસ્તાવેજોની લાગત**—સ્થાવર મીલકતના વેચાણ ઉપર નીચે પ્રમાણે સ્ટૅંપની લાગત લેવાય છેઃ—રૂ. ૫૦) સુધીના વેચાણ માટે રૂ. ૧) તથા રૂ. ૫૧) થી રૂ. ૧૦૦) સુધી માટે રૂ. ૨) અને તે પછી રૂ. ૧૦૦૦) સુધી દર સેંકડે અગર તેના ભાગ માટે રૂ. ૨) પ્રમાણે, અને રૂ. ૧૦૦૦) ઉપરાંત રૂ. ૫૦૦) અગર તેના ભાગ માટે રૂ. ૧૦) પ્રમાણે.

**ગીરો દસ્તાવેજની લાગત**—સ્થાવર મીલકતના ગીરો દસ્તાવેજ ઉપર નીચે પ્રમાણે સ્ટૅંપની લાગત લેવાય છેઃ—રૂ. ૨૫) સુધીના માટે ૬ આના તથા રૂ. ૨૬) થી રૂ. ૫૦) માટે ૧૨ આના અને રૂ. ૫૧) થી રૂ. ૧૦૦) સુધી માટે રૂ. ૧-૮-૦ અને તે ઉપરાંત રૂ.

૧૦૦૦) સુધી દર સેંકડે અગર તેના ભાગ માટે રૂ. ૧-૮-૦ પ્રમાણે, **અને તે** ઉપરાંત રૂ. ૫૦૦) અગર તેના ભાગ માટે રૂ. ૭) પ્રમાણે.

**સાધારણ ભાડા ચીઠીની લાગત** (ત્રણ વરસ સુધીની **હોય તો જ**)—જો ભાડાચીઠી રૂ. ૨૫) સુધીની હોય તો બે આના, રૂ. ૫૦) સુધીની હોય તો ચાર આના, રૂ. ૧૦૦) સુધીની હોય તો આઠ આના અને રૂ. ૧૦૦) ઉપરાંત દર સેંકડે આઠ આના પ્રમાણે સ્ટૅંપની લાગત પડે છે.

## આયપત વેરા બાબત નિબંધ.

આ નિબંધ પ્રથમના વટહુકમો વીગેરે રદ કરી તા. ૧-૮-૧૯૦૮ થી સરકારે અમલમાં મુકેલો છે તે અન્વયે લેવાતા વેરાની થોડી વીગત નીચે પ્રમાણે આપવામાં આવી છેઃ—કલમ ૪ માં "પ્રાપ્તિ" એટલે આ સરકારના રાજ્યમાં મળતી અને ઉત્પન્ન થતી અથવા મળેલી આવક, અવેજ અને નફો એ પ્રમાણે અર્થ કરેલો છે. કલમ ૫ તથા તેના પરિશિષ્ટમાં બતાવ્યા પ્રમાણે રૂ. ૭૪૯) સુધીની વાષક પ્રાપ્તિની માફી આપેલી છે, અને તે ઉપરાંત એટલે રૂ. ૭૫૦) થી રૂ. ૯૯૯) સુધીની પ્રાપ્તિ માટે રૂ. ૧૦) અને રૂ. ૧૦૦૦) અને તે ઉપરાંત માટે દર સેંકડે અગર તેના ભાગ માટે ૧॥ ટકા પ્રમાણે આયપત વેરો લેવાનું ઠરાવેલું છે. પરંતુ નીચે બતાવેલી પ્રાપ્તિ આયપત વેરાને પાત્ર ગણેલી નથી. બાબતોનો ભાવાર્થ નીચે પ્રમાણે—

ખેતીવાડીમાંથી તથા તે અંગે રાખેલાં જનાવરોથી ઉત્પન્ન થયેલી પ્રાપ્તિ; સાર્વજનીક ધર્માદા અથવા ધર્મ સંબંધી કામોને માટે ફક્ત વપરાતી મીલકતમાંથી મળેલી કોઇ પણ પ્રાપ્તિ; આયપત વેરો ભરતી પેઢી અગર કંપની અગર કુટુંબના ભાગીદારની પ્રાપ્તિ; વીમા વીગેરે માટે કપાતી રકમ; કંપનીના ભાગ પત્ર ઉપરનું કાંઇ પણ વ્યાજ; આ શીવાય આયપત વેરા નિબંધ અન્વયે થયેલા નિયમની કલમ ૧ પ્રમાણે નીચે બતાવેલી પ્રાપ્તિ વેરાને પાત્ર ગણેલી નથીઃ—સાર્વજનીક ધર્માદા કામ માટે વર્ષાશનો, ભેટ, નજરાણાં બક્ષીસ

વીગેરે; ઉચક મળેલા પેન્શનની રકમ; શંકરાચાર્ય અગર તેમના જેવા બીજા આચાર્યોની પ્રાપ્તિ; વેપાર નહીં કરનાર મંડળી અગર કંપનીઓના સભાસદોના લવાજમની પ્રાપ્તિ; સહકારી મંડળીઓની પ્રાપ્તિ (સંવત ૧૯૮૨ સુધી); અંગ્રેજ સરકારની બીજીવારની કાઢેલી વૉર લૅાનના વ્યાજની પ્રાપ્તિ; વીગેરે વીગેરે બાબતો વીગતવાર નિયમમાં બતાવેલી છે તે વાંચવાથી સમજાશે.

## જમીનમહેસુલનો નિબંધ-નિયમ.

જમીનમહેસુલના નિબંધની કલમ ૫૪ પ્રમાણે ખાતેદાર મૈયત અગર પરાગંદા થાય તો તેના વારસોએ ૬ માસમાં પોતાના નામે તે જમીન ચડાવવા પટેલ તલાટી તરફ અરજી કરવી જોઇએ, જો અરજી નહીં કરવામાં આવે તો એકથી પાંચ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે. તેમજ કાયદેસર જમીન વેચાણ બક્ષીસ (કાયમના સત્વાર્પણ) થી રાખનાર ૬ માસની અંદર મેં બદલો ન કરાવે તો તે પણ ઉપર પ્રમાણે દંડને પાત્ર થાય છે.

નિયમની કલમ ૧૫૯ પ્રમાણે ગામઠાણની જે જમીન ખાતેદાર કે ખેડુતના કબજા ભોગવટામાં હશે તે જમીન વારસાઈ હક શીવાય ઇતર કોઇ પણ કારણથી ઉભડ વસ્તી (ખાતેદાર શીવાય)ના લોકોના કબજા ભોગવટામાં જશે તો તે બદલ નિયમની કલમ ૩૩ ને અનુસરી કીરાયું લેવા પાત્ર થશે. જ્યાં સીટીસર્વે થઈ છે તે ગામો માટે આ કલમ લાગુ પડતી નથી, વિસનગર કસ્બામાં સીટીસર્વે થયેલી છે તેથી આ કલમ તેને લાગુ નથી. તે શીવાય બાકીનાં ગામો માટે તેનો અમલ કાયમ છે.

નિયમની કલમ ૩૩ માં કિરાયાના ત્રણ પ્રકાર રાખેલા છે:— પહેલા વર્ગના ગામો માટે દર ચોરસ વારે બે પાઈ, બીજા વર્ગ માટે એક પાઈ અને ત્રીજા વર્ગ માટે અરધી પાઈ રાખેલી છે. નિયમની કલમ ૩૨ પ્રમાણે સરકાર પાસેથી ગામઠાણની જમીન રાખવી હોય તો હરાજીથી અગર ઉચક રકમથી સરકાર પાસેથી મળી શકે છે પરંતુ

દરવરસે તેનું ઉપર પ્રમાણે ફીરાયું ભરવું પડે છે. વિસનગર માટે સરકાર પાસેથી લીધેલી જમીનના કિરાયાનો દર ચોરસવારે બે પાઈ રાખેલો છે.

ઉપર પ્રમાણે મેં બદલાની તથા ફીરાયાની બાબતમાં લોકોને ઘણા પ્રકારની હાડમારીઓ છે તેમાંથી મુક્ત થવા ધારાસભા અને પ્રજામંડળમાં ઠરાવો લાવી પોકાર કરવામાં આવે છે પણ અદ્યાપિ સુધી કાંઇ સુધારા થયા નથી ઉલટ ફીરાયામાં વધારો કરવામાં આવે છે માટે પ્રજાની માગણી પ્રમાણે સરકારે પ્રજાને સંતોષ આપવો જોઇએ.

## પંચાયતના નિયમ સંબંધી.

**ગામપંચાયતના મતાધિકારીઓની લાયકાત**—( ગામ પંચાયત સંબંધી નિયમની કલમ ૪૧ પ્રમાણે )

૧ દરસાલ ઓછામાં ઓછા દસ રૂપીઆના આકારની જમીનના ખાતાદાર હોય તે,

૨ ગામના કોઇ પણ કાયમના રહીશ જેની તે ગામમાં અગર જથામાં ઓછામાંઓછા બસો રૂપીઆની સ્થાવર મીલકત ધરાવતા હોયતે,

૩ ગામના કોઇ પણ કાયમના રહીશ જેની દરસાલ ઓછામાં ઓછા સો રૂપીઆની પેદાશ હોય તે,

ગામ પંચાયતના પંચ ચુંટી કાઢવાના કામમાં મત આપી શકશે. જે ઇસમ ૬ માસ ઉપરાંત ગામમાં કાયમના માટે રહેતા હશે તેને પણ કાયમનો રહીશ ગણાવામાં આવશે. એક કરતાં વધારે લાયકાત ધરાવનાર વધારે મત આપી શકશે નહીં. ઇસમ શબ્દ એટલે પુરૂષ અગર સ્ત્રીની ઉમર ૧૮ વર્ષ પુરી થઈ હોય તે એમ સમજવું.

**ગામ પંચાયતના પંચની લાયકાત**—(ગામ પંચાયતના નિયમની કલમ ૧૧ પ્રમાણે )

૧ દરસાલ ઓછામાં ઓછા પચીસ રૂપીઆના આકાર વાળી સરકારી જમીનનો ખાતેદાર હોય તે,

૨ ઓછામાં ઓછા એક હજાર રૂપીઆની સ્થાવર મીલકત ધરાવતો હોય તે,

૩ દરસાલ ઓછામાં ઓછા ત્રણસો રૂપીઆની જેને પેદાશ હોય તે. ગામ પંચાયતનો સભાસદ થવાને પાત્ર છે. ( કાયમનો રહીશ, તથા શખસની વ્યાખ્યા સંબંધી નિયમ ઉપરની કલમ પ્રમાણે આને પણ લાગુ છે.)

**મહાલ પંચાયતોના સભાસદની લાયકાત**—( સ્થાનિક પંચાયતના નિબંધની કલમ ૧૦ પ્રમાણે )

૧ જે ઇસમ ગામ પંચાયતના પંચ થવાને લાયકી ધરાવતો હોય તે

૨ ઓછામાં ઓછા દશ રૂપીઆ પેન્શન મહાલની હદમાં રહેનારને મળતું હોય તે,

૩ મહાલની હદમાં રહેનારા ઑનરરી મેજીસ્ટ્રેટ,

૪ હજુર આજ્ઞાપ્રત્રિકામાં જાહેરનામું કાઢીને વખતોવખત જેને ફરમાવે તે મહાલની હદમાં રહેનારા કોઇ પણ ઇસમ,

મહાલ પંચાયતના સભાસદ થવાને પાત્ર છે પરંતુ નીચે પ્રમાણે તે ઇસમો નાલાયકી ધરાવનાર હોવા જોઇએ નહીઃ—

**સામાન્ય નાલાયકી**--

૧ જેની ઉમર અઢાર વરસ કરતાં ઓછી હોય,

૨ જે પ્રાંત અથવા મહાલન્યાયાધીશ અથવા આ પૈકી કોઇ પણ નાતાથી કામ કરતો હોય,

૩ જે કોઇ ગુન્હો કાયદેસર રીતે માંડી વાળી શકાય નહીં એવો હોય તે ગુન્હાની સાબીતીનો ઠરાવ જેની ઉપર કોઇ પણ ફોજદારી ન્યાયાધીશીએ કર્યો હોય,

૪ જે દાખલો ન મળેલો દેવાળીઓ હોય અથવા છોડી ન મુકેલો નાદાર હોય,

૫ કોઇ પંચાયતના તાબામાંનો અમલદાર અગર નોકર હોય,

૬ પંચાયતના કરારમાં હિસ્સો અગર તે સંબંધના નોકર સાથે હીત અગર હીસ્સો હોય તે,

તે મહાલ પંચાયતનો સભાસદ થઇ શકશે નહીં.

## ધારાસભાના નિયમ સંબંધી.

**ધારાસભાના સભાસદ થવાની લાયકાત**--( ધારાસભાના નિયમની જાહેરાત નં. ૧ ની કલમ ૫ પ્રમાણે )

૧ ત્રીસ વર્ષની ઉમર પુરી થઇ હોય એવો,

૨ જે પ્રાંત અગર તાલુકા તરફથી નિમણુંક થવાની હોય તે પ્રાંત અગર તાલુકામાં રહેનારો,

૩ સ્થાનિક પંચાયતના નિબંધમાં ઠરાવી હોય એવી સામાન્ય નાલાયકી વિનાનો, ( પાછલા પાનામાં બતાવેલી નાલાયકી ) ધારાસભાનો સભાસદ થઇ શકશે. પરંતુ ધારાસભાના નિયમની જાહેરાત નં. ૨ ની કલમ ૪ માં ઠરાવ્યું છે કે " લોકનિયુક્ત સભાસદો નીમવાના તે બનતાસુધી જુદીજુદી જ્ઞાતના તથા ધંધાના હોઇ એવા કેળવાયેલા હોવા જોઇએ કે આવી સભામાં જુદીજુદી કોમના લોકો આવી શકતા હોવાથી સ્પર્શાસ્પર્શનો બાધ ગણે નહીં. ઉદાહરણ તરીકે જમીનદાર વર્ગના અને વ્યાપારીવર્ગના વીગેરે કેટલાએક સભાસદ હોવા જોઇએ.

ધારાસભાના ઉપનિયમની કલમ ૫૬:—તાલુકા પંચાયતના જથા માટે ઉમેદવાર થનાર સખસ તે જથા પૈકીના ગમે તે તાલુકાનો સામાન્યતઃ રહીશ હોવો જોઇએ. કલમ ૫૭:—ઉમેદવાર થનાર સખસ પ્રાંત પંચાયત કિંવા તાલુકા પંચાયતમાંનો પંચ હોવાની આવશ્યકતા નથી.

## હડકાયેલું કુતરૂં કરડે તેના ઇલાજ માટે વડોદરારાજ્યની મદદ.

હડકાયેલું જનાવર કરડવાથી માણસને હડકવા હાલે છે અને રીબાઇને તે મરણ પામે છે. આવા દરદીઓની સારવાર અને દવાના ઉપચાર દક્ષિણ હીમાલય પર્વતમાં આવેલા કસૌલીના દવાખાનામાં સારી રીતે થાય છે એમ લોકોએ લીધેલા અનુભવ ઉપરથી સાબીત થયેલું છે; આ માટે શ્રીમંત સરકારે કૃપાવંત થઇ જાહેરાત નં. ૨૧-૬૯ તા. ૧૬-૧૨-૧૨ થી સરકારી નોકરો અને પ્રજાને ઘણી સારી સવડ કરી આપેલી છે. તે જાહેરાતમાં મુદ્દાની હકીકત નીચે પ્રમાણે છે—

સોથી પાંચસો રૂપીઆ સુધીના પગારદારને આગળથી નાણાં ધીરવાની તથા રજાની સવડ કરી આપવામાં આવશે. જેમનો પગાર સો રૂપીઆની અંદર હોય તેવા નોકર માટે, તથા મહાલકરી, વહીવટ-દાર, નાયબસુબા, એવા મુલકી અમલદાર ખાત્રી આપે તેવા ગરીબ માણસ માટે, ત્રીજા વર્ગનું રેલ્વે ભાડું, ખરેખર વાટ ખરચી, રોજીંદા ચારથી છ આના ભથ્થું, તથા સારવાર માટે સાથે આવનાર માણસનું પણ ભાડું, ભથ્થું, ખરચ વીગેરે સરકાર તરફથી મફત અપાશે.

ઉપર પ્રમાણે સવલતો આપવાનો અધિકાર મહાલકરી, વહીવટ-દાર, નાયબસુબા વીગેરે સ્થાનિક મુલકી અમલદારોને છે. આ ઉપરાંત તેમના સરટીફીકેટ ઉપરથી રેલ્વે કંપનીઓ પણ અરધું ભાડું લે છે.

ઉપર પ્રમાણે મદદ આપવાનું ધોરણ વડોદરા રાજ્યમાં આજ્ઞા પત્રિકા પાન ૯૩૯ ઉપર તા. ૧૯-૧૨-૧૯૧૨ના રોજ પ્રસિદ્ધ થયેલી જાહેરાતમાં છે જે વાંચવાથી વીગતવાર માહીતી મળશે.

કસૌલી દરીઆની સપાટીથી છ હજાર ફુટ ઉંચાઇએ દક્ષિણ હીમાલયમાં આવેલું છે. ઇસ્ટ ઇન્ડીઆ રેલ્વે લાઇન ઉપર આવેલા કાલકા સ્ટેશનથી આશરે દસ માઇલના છેટે ટેકરી ઉપર છે, ઘોડા, ડોળીઓ, મજુર વીગેરે મળે છે, ત્યાં રહેવા માટે મકાનો તથા વીશી-ઓ ભાડે મળે છે. ત્યાંથી અરધો માઇલ દુર હિન્દવાસીઓ બઝાર છે ત્યાં ગરીબ માણસોને મફત રાખવામાં આવે છે, ગરમ કપડાં, રાંધવાનાં વાસણો વીગેરે ત્યાંથી મફત આપવામાં આવે છે. સારવાર માટે કાંઇ પણ ફી લેવામાં આવતી નથી. દરદીને બે અઠવાડીઆં સુધી સારવાર માટે રહેવું પડે છે. આ સારવારથી દરદી હડકવાના દરદમાંથી તદન મુક્ત થાય છે.



# આ અનવરકાવ્યમાં

મર્હુમ કાજી અનવર મીયાંનાં રચેલાં સમાધિ અને યોગનાં અસરકારક ભજનો, આત્મજ્ઞાનનાં પદો, ભક્તિશૃંગારરસની ગરબીઓ અને પરમેશ્વર પ્રત્યેના પ્રેમમાં મસ્ત બનાવનાર ગઝલોનો સમાવેશ કરેલો છે. આ પુસ્તક હિન્દુ અને મુસલમાન કોમને ઘણું ઉપયોગી હોવાથી બંને કોમને સંતોષકારક રીતે સમજ પડે તે હેતુથી દરેક કાવ્યના અર્થ, ખુલાસા, ટીકા અને તેની પુષ્ટિમાં બીજા ગ્રંથોના ઉતારા આપી સરખામણી કરવામાં આવી છે. મુસલમાનો ભક્તિશૃંગારરસની ગરબીઓનું રહસ્ય બરાબર સમજી શકતા નથી માટે કેટલીક ગરબીઓનું ઉર્દુ ભાષામાં લાંબા વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે અને હિન્દુ લોકોને ગઝલોના ભાવાર્થ બરાબર સમજવામાં આવતા નથી માટે કઠણ ગઝલોના શબ્દાર્થ સાથે પૂરેપૂરા ભાવાર્થ ગુજરાતી ભાષામાં આપ્યા છે. ગ્રંથની શરૂઆતમાં સવિસ્તર ઉપોદ્ઘાત યાને દીબાચો લખવામાં આવ્યો છે જે વાંચવાથી આખા પુસ્તકનું રહસ્ય સમજાય છે. આ પુસ્તક કેટલું બધું લોકોપયોગી થઈ પડયું છે તે તેની ઉપરા ઉપરી બહાર પડતી આવૃત્તિઓ ઉપરથી જણાય છે. આ પાંચમી આવૃત્તિમાં

કાજી **અનવરમીયાંનાં** રચેલાં ત્રણ મોટાં **નસીહતનામાં, માતમ** અને **જોગીનામાં,** તથા હજરત **મહમદ પેગંબરનું** જીવનચરિત્ર, **કાબા** અને **કરબલાનો** હેવાલ વીગેરે દાખલા કરેલાં છે. વળી આગળના ભાગમાં મર્હુમ **કાજી** **અનવર** મીયાંની, (જુઓ બાજુમાં આપેલી છબી ☞) તેમનું સ્મરણ કરાવનાર તેમની **દરગાહ** ઉપરના પાલનપુરના ભવ્ય **રોઝાની,** તેમના શબની પાલખી યાને **જનાઝાની,** તેમની માંદગી અને દેહત્યાગ વખતના **ચંદ્ર મહેલની,** તેમની વિસનગરની મસ્જીદ યાને તેમના **ઈબાદતગાહ** (બંદગી કરવાની જગો)ની, પાલનપુરના મર્હુમ અને વિદ્યમાન નામદાર **નવાબ સાહેબની** અને તેમનાં કાવ્યોનો સંગ્રહ કરનાર **શેઠ હઠીસંગ ચુનીલાલની** સુંદર છબીઓ મુકવામાં આવી છે; તેમજ મર્હુમ કાજી અનવર મીયાંનું જીવનચરિત્ર, નવી ગઝલો વીગેરે ઘણા પ્રકારનો વધારો કર્યો છે. એકંદર ૪૭૪ પૃષ્ટનું દળદાર સુંદર પાકા પુઠાનું પુસ્તક છે. આ પુસ્તક નીચેના ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશે:—

**મહાસુખભાઇ ચુનીલાલ.**

મુકામ-વિસનગર. જીલ્લો-ગુજરાત.



મહુમ કાજી અનવરમીયાં આજામીયાં

જન્મ સંવત ૧૮૯૯ મૃત્યુ ૧૯૭૨



'કમનસીબ કુમારિકા" પુસ્તકમાંના એક હૃદયભેદક આકર્ષક દેખાવનું ચિત્ર.

# वंदे मातरम्

## મારી વ્હાલી જન્મભૂમિ વિસનગરને.

( સુંદર શિવ મંગળ ગુણુ ગાઉં ઇશ્વરા—એ રાહ )

વંદન કરીએ અમારી ભૂમિ માતને,
ચરણમાં નમાવી શીષ જોડી હાથને, વંદન૦ ટેક
અમૃત રસ પાઈ પ્રીતે નિત્ય પોષતી,
તાપ ટાઢ સહન કરીને ઉછેરતી,
શત્રુ માર ત્રાસથી સદા બચાવતી,
મનથી, તનથી, પ્રીતથી, સુખ કરતી, દુઃખહરતી, સાચવતી
આર્યબાળને, વંદન કરીએ અમારી ભૂમિ માતને. ૧

ધન્ય હો સહસ્ત્ર વાર માત તુજને,
ઉપકાર નવ ગણાય બાળ જો ગણે,
બેવફા જો બાળ થાય ધિક્ક તેહને,
મનને, તનને, ધનને, મુખવચને, શુધ બદને, તુજ ચરણે
અર્પીએ તને; વંદન કરીએ અમારી ભૂમિ માતને ૨

હે પ્રભુ દયાળ હજો તારી સ્હાયતા,
ટાળ કાળના પ્રહાર કાપ આપદા,
માતને તું આપ મહાસુખ સર્વદા,
શાતા દાતા માતા, નિશદિવસે, શાંતિરસે, સ્થાયિ વસે,
માગીએ અમે, વંદન કરીએ અમારી ભૂમિ માતને. ૩

